# વૈદ્યકલ્પતરૂની ભેટો.

## આજ સુધીમાં વૈદ્યકલ્પતરૂના ગ્રાહકોને અપાયેલી ભેટની ચોપડીઓનું લીસ્ટ:—

| પુસ્તક. | | ક્યા વર્ષની ભેટ. | કિંમત. |
|---|---|---|---|
| ૧. આરોગ્ય રહેવાના ઉપાયો | | ... સને ૧૮૯૮ | ૦—૨—૦ |
| ૨. બ્રહ્મચર્ય ... | ... | ... સને ૧૮૯૯ | ૦—૨—૦ |
| ૩. વાજીકરકલ્પતરૂ | ... | ... સને ૧૯૦૦ | ૦—૪—૦ |
| ૪. ધાત્રીશિક્ષા | ભાગ ૧ લો | ... સને ૧૯૦૭ | ૧—૦—૦ |
| ૫. ધાત્રીશિક્ષા | ભાગ ૨ જો | ... સને ૧૯૦૮ | ૧—૦—૦ |
| ૬. સારી સંતતિ | ભાગ ૧ લો | ... સને ૧૯૦૯ | ૧—૦—૦ |
| ૭. સારી સંતતિ | ભાગ ૨ જો | ... સને ૧૯૧૦ | ૧—૦—૦ |
| ૮. રોગી પરિચર્યા | ભાગ ૧ લો | ... સને ૧૯૧૧ | ૧—૦—૦ |
| ૯. રોગી પરિચર્યા | ભાગ ૨ જો | ... સને ૧૯૧૨ | ૧—૦—૦ |
| ૧૦. ગરીબોના વૈદ્ય | ભાગ ૧ લો | ... સને ૧૯૧૩ | ૧—૦—૦ |
| ૧૧. ગરીબોના વૈદ્ય | ભાગ ૨ જો | ... સને ૧૯૧૪ | ૧—૦—૦ |
| ૧૨. ગરીબોના વૈદ્ય | ભાગ ૩ જો | ... સને ૧૯૧૫ } | ૧—૦—૦ |
| ૧૩. નિર્બળતા ... | ... | ... બે ભેટો } | ૦—૬—૦ |
| ૧૪. સ્ત્રીઓનો વૈદ્ય | ભાગ ૧ લો | ... સને ૧૯૧૬ | ૧—૦—૦ |
| ૧૫. સ્ત્રીઓનો વૈદ્ય | ભાગ ૨ જો | ... સને ૧૯૧૭ | ૧—૦—૦ |

**ધાત્રીશિક્ષા, સારી સંતતિ** તથા **રોગી પરિચર્યા**ના છુટા છુટા ભાગની પાકા પૂંઠાની કિંમત રૂ. ૧) છે, પણ બન્ને ભાગની કિંમત રૂ. ૧॥) લેવાય છે; એજ પ્રમાણે **ગરીબોના વૈદ્ય**ના ત્રણે છુટા ભાગની કિંમત પાકા પૂંઠાની રૂ. ૧) છે, પણ ત્રણે ભાગ સાથે લેનાર પાસેથી રૂ. ૨) લેવાય છે; 'સ્ત્રીઓનો વૈદ્ય' બે ભાગ છુટા, દરેકની કીં. રૂ. ૧.

# गुजरात आयुर्वेदिक फार्मसी.

## अमदावाद.

### स्थापना-१८९०.

પચીસ વર્ષથી ચાલતી આ ફાર્મસીનો ઉદ્દેશ માત્ર દવાઓનો વેપાર કરવો એવો નથી, અને એ વાત આ ફાર્મસીનાં આજ સુધીનાં કાર્યોએ સિદ્ધ કરી આપેલ છે. આ ફાર્મસી ધણા સ્વાર્થના ભોગે ઉત્તમ શાસ્ત્રસિદ્ધ ઔષધો બનાવે છે અને તેમાં નફાનું માર્જીન ધણુંજ ઓછું રાખીને કામ કરે છે. વળી તે "હિન્દી વૈદ્યકલ્પતરૂ" ચાર વરસ થયાં મોટી ખોટ સાથે ચલવે છે. તે ઉપરાંત "આરોગ્યભુવન" જેવી એક ઉપયોગી અને ઉપકારી સંસ્થા ચલાવવાનો આ ફાર્મસીનો ઉમદા હેતુ ખર્ચના મોટા બોજા વિના પાર પડે એમ નથી. માટે આ ફાર્મસીનાં કાર્યોની કદર કરીને હરેક પ્રકારે અને દરેક પ્રસંગે આ ફાર્મસીનાં ઉત્તમ ઔષધો, ઉત્તમ ગ્રંથો અને ઉપયોગી માસિકોને ઉત્તેજન આપતા રહેવાની અમો અમારા સ્વદેશપ્રેમી સ્વદેશવાસીઓને વિનંતિ કરીએ છીએ.

**વ્યવસ્થાપક-ગુજરાત આયુર્વેદિક ફાર્મસી.**

"વૈદ્યકલ્પતરૂ"ની ૨૨ મા વર્ષની ભેટ.

# સ્ત્રીઓનો વૈદ્ય.

અથવા

## સ્ત્રીઓનાં ખાસ દરદો, તેનાં કારણો, લક્ષણો તથા ઉપાયો.

## ભાગ ૨ જો.


રચનાર

વૈદ્ય અમૃતલાલ વિ. પ્રાણશંકર પટણી.

ઝાડેશ્વર દવાશાળાના વૈદ્ય. મુ. ઝાડેશ્વર.



પ્રગટકર્તા

વૈદ્ય જટાશંકર લીલાધર ત્રિવેદી.

વૈદ્યકલ્પતરૂના તંત્રી.

અમદાવાદ.





આવૃત્તિ ૧ લી. સને ૧૯૧૭. પ્રત. ૩૦૦૦.

કિંમત રૂ. ૧—૦—૦.

# પ્રસ્તાવના.

'વૈદ્યકલ્પતરૂ'ના ગ્રાહકોને 'સ્ત્રીઓનો વૈદ્ય' એ નામનું ઉપયોગી પુસ્તક ભેટ આપવાનો નિશ્ચય કરીને એ કાર્ય ઝંડેશ્વર દવા-શાળાના વૈદ્ય ભાઇ અમૃતલાલ પ્રાણશંકરને સોંપવામાં આવ્યા પછી એમણે પહેલો ભાગ તૈયાર કરવા માંડયો તે વખતે વિષયના વિસ્તાર ઉપરથી એમ લાગ્યું કે આ પુસ્તક લગભગ ૩૦ ફરમા જેટલા કદનું થશે. આ ઉપરથી, આગલી કેટલીક ભેટોની પેઠે, આ પુસ્તકના પણ બે ભાગ કરીને એક એક ભાગ સને ૧૯૧૬ તથા સને ૧૯૧૭ ના વર્ષ માટે ભેટમાં આપવાનું નક્કી કર્યું. પહેલો ભાગ ગ્રાહકોને મળેલો છે અને આજે તેનો આ બીજો ભાગ બહાર પડે છે.

પુસ્તકના ઉપયોગીપણા વિષે અમારે કાંઇ પણ બોલવું, તેના કરતાં વાંચનારાઓ પોતેજ વાંચીને તેની તુલના કરી શકશે. અમે ધારીએ છીએ કે વૈદ્યકલ્પતરૂની આગલી ભેટો કરતાં આ પુસ્તક કોઇ રીતે ઉતરે એમ નથી; એટલુંજ નહિ, અમને પોતાને તો એમ લાગે છે કે, આ પુસ્તક શાસ્ત્રીય પદ્ધતિથી લખાયેલું હોવાથી, તે વૈદ્યવર્ગમાં તેમજ સામાન્ય પ્રજામાં વધારે ઉપયોગી થઇ પડશે.

આ પુસ્તક તૈયાર કરવામાં ભાઇ અમૃતલાલે અનેક પ્રમાણભૂત ગ્રંથોનો આધાર લીધો છે, પણ તેના શરીરનું મુખ્ય ખોખું બંગાલી પુસ્તક 'પ્રેક્ટીસ ઑફ મેડીસીન' ઉપરથી નીપજાવેલું છે, અને તે મૂળ બંગાલી પુસ્તક એલોપથીના આધારથી અને અંગ્રેજી પુસ્તકોના પ્રમાણથી લખાયલું હોવાથી આ પુસ્તકના વસ્તુમાં અને વર્ણનમાં પણ મુખ્ય તત્વ એલોપથીનું જોવામાં આવે તો તે બનવાજોગ છે. આ ગ્રંથ લખવામાં ભાઈ અમૃતલાલે ઘણો શ્રમ લીધો છે, અને કહેવું જોઇએ કે એમના વિશાળ વાંચનનો અને એમની વિદ્વત્તાનો આ ગ્રંથમાં ઠામઠામ ઝળકાટ થયા વિના રહ્યો નથી.

આ ગ્રંથમાં સ્થળે સ્થળે ફુટનોટ આપીને પણ ભાઇ અમૃતલાલે તેના ઉપયોગીપણામાં વધારો કર્યો છે. આ ફુટનોટ કેટલીક શાસ્ત્રીય વાતો ઉપર અજવાળું પાડી શકે છે, અને કેટલીક નોટમાં વાચકવર્ગને સંબોધીને પણ એમણે માર્મિકપણે પ્રસંગોપાત ઘણું અસરકારક લખ્યું છે.

ન્યાયની ખાતર એક વાત કબૂલ કર્યા વિના ચાલે એમ નથી. ભાઈ અમૃતલાલે જો આ પુસ્તક કેવળ આયુર્વેદના આધારથી લખ્યું હોત તો તેઓ આ વિષય ઉપર આટલો વિસ્તાર કરી શકત નહી, એટલુંજ નહિ, પણ સ્ત્રીઓનાં અનેક દરદોનાં કારણો, અને ઉપાયોના સંબંધમાં જે સૂક્ષ્મ વાતો અને કેટલીક નવી જાણવા જેવી વાતો આ ગ્રંથમાં જોવામાં આવી તે બધી વાતો આયુર્વેદના ગ્રંથોમાંથી મેળવવાનું અથવા આટલા વિસ્તારથી લખવાનું બનત નહિ.

સ્ત્રીઓનાં કેટલાંક દરદો ઉપર અને તેનાં સાંસારિક, સામાજિક તથા શારીરિક કારણો ઉપર થયેલ આ પુસ્તકના વર્ણનથી વાચકવર્ગના જ્ઞાન ઉપર એક નવિન પ્રકાશ પડે એમ છે, એટલુંજ નહિ, અમારા વૈદ્ય બન્ધુઓને તો આ પુસ્તક ખાસ અભ્યાસ કરવાનું એક સારૂં સાહિત્ય થઇ પડે એમ છે; કેમકે દરદોની સૂક્ષ્મ વાતો અને વિગતોનું વિસ્તારવાળું વર્ણન જે એલોપથીના સાહિત્યમાંથી ઘણું મળી શકે એમ છે, તે સાહિત્યના જ્ઞાનથી અને તેની ભાષા (અંગ્રેજી)થી અપરિચિત વૈદ્યોને માટે દેશી ભાષામાં લખાયલા આવા ગ્રંથો સર્વથા ઉપયોગી છે, અને તેથી એલોપથીના અનેક ઉપયોગી ગ્રંથો અનુવાદરૂપે અથવા અનુકરણરૂપે દેશી ભાષાઓમાં પ્રગટ થાય એ સર્વથા ઇષ્ટ છે.

છેવટ, 'વૈદ્યકલ્પતરૂ'ની ભેટ તરીકે આજ સુધીમાં પ્રગટ થયેલાં ૧૫ પુસ્તકોની **'વૈદ્યકલ્પતરૂની વાંચનમાળા'**માં આ પુસ્તકથી અતિ ઉપયોગી વૈદ્યક ગ્રંથનો ઉમેરો થયો છે. આ દેશના વૈદ્યો તેમજ દરદોના સંબંધમાં લગભગ તદ્દન અજ્ઞાન એવાં આ દેશનાં કુટુંબો અને સ્ત્રીઓ આ પુસ્તકનો ઉપયોગ કરીને તેમના જ્ઞાનમાં વધારો કરશે તો **'વૈદ્યકલ્પતરૂ'**-નો આ પ્રયાસ ફલીભૂત થયો ગણાશે. સને ૧૯૧૮ ના વર્ષની ભેટ આપવા માટે **"બાળકોનો વૈદ્ય"** જે તૈયાર થાય છે, તે વૈદ્યકલ્પતરૂના વાંચનારાઓની ઘરની લાયબ્રેરીમાં એક અતિ અગત્યના પુસ્તકનો ઉમેરો કરશે, એમ જણાવીને આ પ્રસ્તાવના સમાપ્ત કરીએ છીએ.

**અમદાવાદ.** } **જટાશંકર લીલાધર.**
તા. ૧૦-૨-૧૭. } તંત્રી, **"વૈદ્યકલ્પતરૂ"**

# અનુક્રમણિકા.

# લેખકની પ્રસ્તાવના.

પ્રિય બહેનો અને ભાઈઓ !

"સ્ત્રીઓનો વૈદ્ય" પહેલો ભાગ તમારી સેવામાં રજુ કર્યાને પુરા ત્રણ માસ થયા નથી, તેને માટેનો ત્હમારો સદ્અસદ્ અભિપ્રાય જાણવાને હજુ હું ભાગ્યશાળી થયો નથી, તે પહેલાં મારે બીજો ભાગ પણ લખવાની શરૂઆત કરવાનો સમય થઇ ચુકયો છે. આપને ઠીક કે અઠીક, સહેલું કે અઘરૂં, ગમે તે લાગે, પણ વડીલોએ સોંપેલું અને આરંભેલું કામ તો પુરૂંજ કરવું પડે, એવા હેતુથી આપના તરફથી પ્રાપ્ત થનાર શુભાશુભ ઉદ્‌ગાર પરંપરાનો ભાર પરમેશ્વરને સોંપી, તેનોજ શ્રી કૃષ્ણચંદ્રે આપેલો ઉપદેશ-**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।** 'તારો અધિકાર કાર્ય કરવામાં છે, ફળમાં નથી'-એ વચન માથે ચઢાવી આરંભ કરૂં છું; અને પરમેશ્વરને પ્રાર્થના છે કે, આ કાર્ય યથાસમય સંપૂર્ણ કરાવે તથા આપના અંતઃકરણમાં સંતોષ પેદા કરે. માણસ જ્યાં સુધી કોઇ પણ કામનો આરંભ કરતો નથી, ત્યાં સુધી પોતાના મનમાં સગર્વ હોવા છતાં પોતાને કે બીજાને તેની ખરી શક્તિનું માપજ આવતું નથી. ભણાવવાનું કે લેખનનું કામ એવું છે કે, તેનાથી માણસનો ગર્વ ઉતરી જાય છે. મ્હારા એક બે વિદ્યાર્થીઓ સાથેના અનુભવથી મારા આયુર્વેદ સંબંધી જ્ઞાનની ખામી મારાથી કેટલાંક વર્ષો પર સમજાઇ હતીજ; પરંતુ લેખનકળા માટે જે થોડો ઉત્સાહ હતો તે જો મુરબ્બી જટાશંકર કાકાએ આ લખવાનું કામ મને સોંપ્યું ન હોત તો આ જીવન સગર્વ અંધકારમાંજ પસાર થઇ જાત. પરંતુ પ્રભુકૃપાએ પહેલો ભાગ લખતાં લખતાંજ મ્હને સમજાઇ આવ્યું કે, આયુર્વેદ સમુદ્ર અપાર છે, તેમાંનું એક અંજલી જેટલું પણ જ્ઞાન આપણને નથી. મ્હારા કરતાં કોઇ વધારે વિદ્વાનને હાથે આવી જાતનું પુસ્તક લખાયું હોત તો ઘણું સારૂં હતું.

**नरहरिः कुरुतां जगतां शिवम्.**

**ઝાડેશ્વર.**
તા. ૧૫-૭-૧૫. } **અમૃતલાલ વિ. પ્રાણશંકર પટ્ટણી.**

# અર્પણપત્ર.



ઝાડેશ્વરના મર્હુમ અમીન હરિભાઇ ગુલાબભાઇનાં ધર્મપત્ની ગંગા-સ્વરૂપ **લક્ષ્મીબાની** સેવામાં.

આપે મારી પાછળ હજારો રૂપિઆનું ખર્ચ કરી મને વૈદ્ય તરીકે વિશ્વમાં ઓળખાવ્યો અને વૈદ્ય બનાવ્યો. મ્હારા ઉપર આપ એક પુત્ર જેટલો સદ્ભાવ રાખો છો, તે ઉપકારનું અનૃણી થવા નહિ પણ માત્ર સ્મરણ રહેવાજ આ પુષ્પાંજલી આપના ચરણમાં અર્પણ કરૂં છું.

આ પુસ્તકના વાંચનથી મ્હારા દેશની બ્હેનોને કે તેઓનાં જીવ-નને કાંઈ પણ લાભ થાય અને તેથી કાંઇ અપૂર્વ થતું હોય તો તેનું પુન્ય મ્હારાં સૌ. સ્વર્ગવાસી **બ્હેન પાર્વતિને** પ્રાપ્ત થાય, એવી મ્હારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. તથાસ્તુ.

અમૃતલાલ વિ. પ્રાણશંકર પટ્ટણી.



# સ્ત્રીઓનો વૈદ્ય.

## ભાગ બીજો.

### પ્રકરણ ૮ મું.

#### સાંસર્ગિક ચેપી દરદો.

સાંસર્ગિ રોગો એટલે સંસર્ગથી એક બીજાનો ચેપ લાગીને થનારાં દરદો. આના પણ મુખ્ય બે વિભાગ પાડી શકાયઃ—

૧. ફાટી નીકળતા ચેપી રોગો. ૨. સંસર્ગ જન્ય ચેપી રોગો.

પહેલા પ્રકારમાં ઓરી, અછબડા, રંગીલું, કૉલેરા, મરકી, વિગેરે રોગોનો સમાવેશ થાય છે. તેની અહીં જરૂર નથી. બીજા પ્રકારમાં લેપ્રસી એટલે મહાકુષ્ઠ, કુષ્ઠ, ખરજવાં, દરાજ, તાવ, આંખો આવવી, વિગેરે; ચાંદી અને પ્રમેહનો પણ આ જાતનાં દરદોમાં સમાવેશ થાય છેઃ—આંહી મુખ્ય ઉદ્દેશ એ બે દરદોના સંબંધમાંજ કાંઇક લખવાનો છે. એવું મનાય છે કે, ચાંદી અગર પ્રમેહ કોઇ પણ રીતે દુષ્ટ સંસર્ગ થયા વિના થતા નથી. નહિ તો બીજી રીતે સંસર્ગથીજ એ દરદો આવે છે. માટેજ તેને ઉપરનું નામ આપવામાં આવ્યું છે.

જો કે આવાં દરદોના સંબંધમાં સ્ત્રીઓને લગતાં પુસ્તકમાં લખવું એ કદાચ સ્ત્રીઓને અપમાન થવા બરોબર લાગશે, પરંતુ લેશ માત્ર પણ એવો ઉદ્દેશ નથી. મ્હારે સગર્વ કહેવું જોઇએ કે, અમારા દેશની યુવતીઓ જેવી ભાગ્યેજ બીજા દેશમાં શીલવતી સન્નારીઓ મળશે. પરંતુ તેની સાથેજ સખેદ જણાવી દેવું પડશે કે, પુરૂષોનો મ્હોટો ભાગ રાગી, વિલાસી છે, અને તેને અંગે માત્ર પોતાની પતિપરાયણતાને લીધેજ સ્ત્રીઓમાં સંસર્ગજન્ય દુષ્ટ દરદો જોવામાં આવે છે ખરાં.

પશુઓ ઇચ્છા વિરૂદ્ધ આચરણ કરતાં પુરૂષોને પાટુ મારે છે, એ

આપણે ઘણી વાર જોઇએ છીએ. કુતરાંઓ બચકાં ભરે છે, બીલાડાં ગમે તેટલો પ્રહાર સહન કરે છે કે નાશી જાય છે, પણ પુરૂષોને અયોગ્ય આચરણ કરવા દેતાં નથી. એ આપણે નજરે જોઇએ છીએ. છતાં આપણે (સ્ત્રીઓ) મનુષ્ય થઇને રોગી પતિની ઇચ્છાનેજ તૃપ્ત કરવાના નજીવા હેતુથી રોગ અને મોત વહોરી લઇએ છીએ. ભલે, થોડી વાર પતિપરાયણતામાં ખામી આવવાથી વંશપરંપરાના રોગથી અને મોતથી બચી શકાતું હોય તો તે ઇષ્ટ છે; પણ વંશપરંપરાના રોગ અને મોત સાથે અપવાદ વહોરી લઇને પતિપરાયણ રહેવાતું હોય તો તે ઇષ્ટ નથી. સારા કુટુંબોની સ્ત્રીઓને પણ સંસર્ગજન્ય ચેપી દરદો જોવામાં આવે છે, અને તેનાં મૂળમાં તપાસ કરતાં તે દરદો પોતાના પ્રાણનાથ મારફતજ તેઓને મળેલાં માલુમ પડે છે; આટલેથી સમાધાન થતું હોય તો સારૂં; પણ જ્યારે તે સ્ત્રીને પ્રજા ન થાય, ત્યારે પણ તેજ બાપડી અપરાધી! અને શિક્ષામાં માથે શોક્યનું શાલ્ય! ઘણા અનુભવને અંતે બળતે પેટે આટલો અપ્રાસંગિક ઉદ્‌ગાર નિકળી ગયો છે, તે વાંચનાર ક્ષમા કરશે, એવી આશા છે. પ્રભુ દયા કરે; દેશના પુરૂષો સચ્ચરિત્ર થાય અને સ્ત્રીઓ ભયંકર રોગોથી અને મોતથી બચે, એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે!

**પ્રમેહ**—{ ગોનોરીઆ—} સ્ત્રીઓના શરીરમાં એક વખત પ્રમેહનો ચેપ દાખલ થયા પછી તેનાથી ઉત્પન્ન થતો દાહ અથવા વરમ ભગ, વરાંગ, મૂત્રનળી, ગર્ભાશય, બીજવહ સ્રોત, અને છેવટ ફલકોષ એટલે ઓવરી સુધી પહોંચી જાય છે. આ દરેક અવયવના દાહનાં લક્ષણો અને ચિકિત્સા પહેલા ભાગમાં લખાઈ ગયાં છે, એટલે અહીં વિસ્તારની જરૂર નથી. અંતઃશરીરના જે અવયવમાં પ્રમેહજન્ય દાહની અવસ્થા જણાય, તેને અનુસરતા ઉપાય કરવા. પ્રમેહનું ઝેર શરીરમાં દાખલ થયા પછી જતું નથી. વળી સ્ત્રીઓને પ્રમેહનો ચેપ લાગ્યા પછી વંધ્યત્વ એટલે વાંઝીઆપણું પ્રાપ્ત થાય છે. ઘણું કરીને એવી સ્ત્રીઓને પ્રજા થતી નથી.

**વર્દ્મ-બદ**—{ બ્યૂબો }—પ્રમેહનો ચેપ લાગુ પડયા પછી

ઘણી વાર સાથળના મૂળની ગાંઠો ઉપડી આવે છે, અને તે ઘણી સખત હોય છે. અંદર વેદના થાય છે. સાથે સાથે દરદીને તાવ પણ આવે છે. ચાલવા હાલવામાં મુશ્કેલી પડે છે. ઘણું કરીને પાકતી નથી, અને પાકીને ફુટયા પછી જલદી રૂઝાતી નથી. આ ગાંઠને બદની ગાંઠ કહે છે.

**ઉપાયઃ**—૧. ગાંઠના ઉપર રેતીની પોટલી, મીઠાની પોટલી, ઈંટ, અગર નળીઆંનો શેક કરવો.

૨. દેશી વૈદકમાં લખેલા ગ્રંથી વિસર્પને લગતા કફપિત્તહર ઉપચારો કરવા.

૩. દશાંગ લેપ તથા દોષઘ્ન લેપ બન્ને ભેગા વાટીને ગાંઠ ઉપર મોટી પોટીસ મારવી.

૪. લોહી સુધરે અને શરીરની શક્તિ વધે તથા દસ્ત સાફ આવે એવી દવાઓની યોજના કરવી.

૫. બની શકે તો દરદીને એક વર્ષ સુધી ત્રિફલા અને ચંદ્રપ્રભા ખવરાવવાં. ત્રિફલાંને બદલે ત્રિફલાગુગલ કે ગોક્ષુરાદિ ગુગળ આપે તો ચાલે.

## કંજંકટીવાઇટીસ.* (પ્રમેહના ચેપથી આંખ દુખવા આવવી.)

પ્રમેહના ઘણા ઉપદ્રવોમાં આ આંખ આવવાનો ઉપદ્રવ બહુ ભારે છે. અને કેટલીક વાર તે ઘણું ભયંકર રૂપ ધારણ કરે છે. તથા તેથી ઘણી વાર અશુભ પરિણામ આવતાં જોયાં છે. માટે પ્રમેહના ચેપવાળાં દરદીને આંખ દુઃખવા આવે કે તરત ઘણી સાવચેતી રાખવાની જરૂર છે. આ વિષય શાલાક્ય તંત્રનો હોવાથી આંહી તે સંબંધમાં વધારે કહી શકાશે નહિ.

ઘણું કરીને આંખો અને પોપચાં એકદમ લાલ થઇ આવે છે. ઘણી વેદના થાય છે, અંદરથી પરૂ નીકળે છે, ને તે પરૂ બીજી આંખને

* કંજંકટીવાઇટીસને આંખના ૯૦ રોગમાંથી કયા રોગમાં ગણવું તે મારા મનમાં નક્કી ન હોવાથી ઉપર ઇંગ્રેજી હેડીંગ મુક્યું છે ઘણા વૈદો "અધિમંથ" અને "અભિસ્યંદ" નામનાં દરદોને ઉપરના રોગને ગણતા જણાય છે.

કે બીજાની આંખને લાગે તો તે આંખ પણ એવીજ આવી જાય છે.

**ઉપાય:**—૧. દરદીને અંધારામાં રાખવું અને એક આંખ બગડયા પછી બીજી આંખને ચેપ ન લાગવા માટે બને તેટલી સાવચેતી રાખવી. આંખ આડો લીલો પડદો બાંધી રાખવો.

૨. દરદીને ત્રિફલા, મધ, ઘી, સાથે મેળવીને રાત્રીએ ચાટવા આપવી. ઉપર દુધ પાવું, ખોરાક સાદો આપવો.

૩. ત્રિફલાની થેપલી, કપાસનાં ફુલ, કાસોંદરીનાં પાન, જાુઇનાં ફુલ, વિગેરે ચીજોમાંથી કોઇની થેપલી મુકી રાત્રિએજ પાટો બાંધવો.

૪. રસવંતી અગર ત્રિફલાના પાણીનાં ટીપાં નાખવાં.

૫. બોરીક એસીડ ગ્રેન ૧૦, ઝીંક સલફેટ ગ્રેન ૨, પાણી ઔંસ ૧ માં બન્ને દવાને ઓગાળી શીશામાં ભરી રાખી ટીપાં નાંખવાં.

૬. કાસ્ટીકના સોલ્યુશનનાં ટીપાં નાખવાં, તથા આંખના ખાસ ડૉક્ટરની સલાહ લેવી.

**સંધિવાત** ( રૂમેટીઝમ )—પ્રમેહની બીમારીના ઉપદ્રવોમાં સાંધાનો દુખાવો અથવા સંધિવા એ પણ એક મોટી બીમારી છે.

શરીરના નાના મોટા દરેક સાંધામાં દરદ થાય છે. શરદી લાગવાથી અને ખટાસથી વધે છે. કોઇ કોઇ વાર સાથે ઝીણો તાવ આવે છે.

**ઉપાય:**—૧. દરદીને શરદી લાગવા દેવી નહિ. ખટાસ ખાવાની ટેવ હોય તો બીલકુલ બંધ કરવી.

૨. હમેશાં એરંડીયું તેલ તોલો ૧ા, સુંઠની ચા તો. ૧ માં નાંખીને પીવા આપવું.

૩. ગોખરૂ, ચોપચીની, સુંઠ, અને એરંડાનાં મુળનો ઉકાળો કરીને પીવા આપવો.

૪. સોડા વાલ ૪ થી તો. ૦ા એરંડીઆના તેલમાં મેળવીને ચાટવા આપવો; ઉપરથી ચાહ પીવા આપવો.

૫. મુત્રલ દવાઓ આપવાથી પણ સાંધાનો દુખાવો નરમ પડે છે. પડ્ધરણુ યોગ તો. ૦ા, સોડા બાઇકાર્બ તો. ૦ા, બન્ને મેળવીને દિવસમાં બે વખત ફાકી મારવી; ઉપર એરંડીયું તેલ તો. ૧ા ચાહમાં નાખી પીવું.

૬. પ્રમેહથી થયેલ સંધિવાને નાડીયંત્ર ( નર્વસ ) ને લગતું કેવળ વાયુનું દરદ ધારીને વાતહર ઉષ્ણોપચાર કરવાની ભુલ ખાવી નહિ, કારણ કે એવા કેવળ વાતહર ગરમ ઉપચારોથી એ દરદ મટતું નથી. ઘણા વૈદ્યો ઘણીવાર યોગરાજ, મહાયોગરાજ, અને એવી બીજી દવાઓ હમેશાં આપ્યે જાય છે, પરંતુ ઘણી વખત એથી બીલકુલ લાભ ન થતાં દરદી દરદમાં પીડાતાજ જાય છે.

૭. ઘણીવાર પ્લાસ્તર ફાયદો કરે છે. પરંતુ પ્લાસ્તર હમેશાં મારવું એ ઠીક નથી, કારણ કે લોહીમાંનું એક પોષણકારક તત્વ ( આલ્બ્યુમીન ) ઘણું કરીને ઉઠેલાં પ્લાસ્તરના પાણી મારફત બહાર નીકળી જાય છે અને વખતોવખત એ પદાર્થ નીકળી જવાથી છેવટ શરીરમાં નબળાઇ આવે છે, તથા પાંડુ રોગનાં કેટલાંક લક્ષણ દેખાય છે. તેમજ પછી પ્લાસ્તરનો ફાયદો પણ ઓછો માલુમ પડે છે. આવું ઘણા દરદીઓમાં દેખાય છે.

૮. મંજીષ્ટાદિ ક્વાથ પ્રવાહી તો. ૫, કિશોર ગુગળ ગોળી ૨ થી ૪ તથા ક્વાથમાં થોડું દિવેલ નાખીને પીવાથી સારો લાભ થાય છે. પ્રમેહના દરદીઓ આ ઔષધથી સારા થયાના ઘણા દાખલા મળી શકે છે.

**ઉપદંશ ( ચાંદી અથવા ટાંકી ) { સીફીલીસ }**—ચેપી રોગોમાંનું આ એક ભયંકર ચેપી દરદ છે. ઘણે ભાગે અવિચારી વિલાસી-સ્વભાવવાળાં માણસોને એ દરદ લાગુ પડે છે. એક બીજાંનાં ચેપથી ફેલાય છે. અને ઘણીવાર વારસામાં પણ ઉતરે છે. ઉપદંશના દરદથી પીડાતું રોગી પોતાની આસપાસની મનુષ્ય જાતિ માટે ભયંકર થઇ પડે છે. દરદીને એક વખત ઉપદંશનો ચેપ લાગ્યા પછી ગમે તેવી સારવાર તળે હોવા છતાં બે ત્રણ વરસ પછી પણ દરદીના શરીર ઉપર સહેજ પણ જખમ કે ખીલ અથવા અળાઇ જેવી ફોલ્લીઓ થઇ આવે તો તેમાં પણ એ જુના દરદનો ચેપ હોવાનો સંભવ છે. આ વાત વિદ્વાનોએ નક્કી કરેલી છે. આયુર્વેદ પણ માને છે કે, **रक्तं हि दुष्टं सापत्यं सदारं बाधते नरम्।** લોહી બગડ્યા પછી સ્ત્રી, છોકરાં અને પેઢીઓને પણ પીડા કરે છે. **चरक.**

**ઉપદંશનો ચેપ લાગુ પડવાનાં સાધનો**—ઘણું કરીને ઉપદંશનો ચેપ બહારથી લાવી બીજાને આપવા માટે મોટે ભાગે પુરૂષોજ અપરાધી છે. પુરૂષો દુષ્ટ સ્ત્રીઓ પાસેથી એ ચેપ લાવે છે, અને શુદ્ધ નિર્દોષ સ્ત્રીઓને આપે છે. તદુપરાંત પણ કેટલાંક સાધનો મારફત એ ચેપ લાગુ પડે છે, જેમ કે ચુંબન, એક નિર્દોષ બાળકને ઉપદંશ યુક્ત સ્ત્રી અગર પુરૂષ સ્નેહથી ચુંબન કરવાની સાથેજ પોતાનો ચેપ તે બાળકને આપી દે છે. એવીજ રીતે સ્ત્રી પુરૂષોને પણ પરસ્પર એ ચેપ લાગુ પડી જવા સંભવ છે, દાંતના દાક્તરોને ઉપદંશ વાળા દરદીઓના દાંતની સારવાર કરતાં ઘણીવાર આંગળીઓ ઉપર એ જાતનો ચેપ લાગી જાય છે. તેમજ શીતળાની[1] રસી મુકતાં (વેકસીનેશનમાં) નિર્દોષ બાળકોને પણ ડૉકટરોની ગફલતથી એ ચેપ લાગી જાય છે.

એકજ ચાહનો પ્યાલો[2] બે માણસો વાપરે તેમાંના એકને અગર એક પ્યાલામાંથી દારૂ, લેમન કે કોઈ પણ પીણું પીનારમાંના બીજાને, તેમજ એક થાળીમાં જમનારમાંના એકને પણ નિર્દોષ હોવા છતાં ચાંદીનો ચેપ લાગી જાય છે. આ સિવાય કેટલાંક આડકતરાં સાધનો મારફત પણ ચાંદીનો ચેપ લાગુ પડી જાય છે. આ કારણોની એક ટીપ મી. ડી. એન પટેલનાં સ્ત્રી શાસ્ત્રમાં નીચે મુજબ આપી છેઃ—

૧ ટુથબ્રસ, ૨ ટુથ પાઉડર, ૩ પાણી પીવાનાં ટમ્બલર અને બીજાં પણ ખાવા પીવાનાં વાસણો કે જેને આપણે બેદરકારપણે સાફ કર્યા સિવાય વાપરીએ છીએ, ૪ જમવાની છરીઓ, ૫ કાંટા,

---

૧ આડેશ્વરની દવાશાળામાં શીતળાની રસી મુકયા પછી ઉપદંશના ચેપથી દુષિત થયેલાં ઘણાં બાળકો જોવામાં આવ્યાં છે.

૨. હોટલનો ચાહ, સોડા, લેમનની બાટલીઓ પીનારા, અને એક બીજાનું એંઠું ખાનારા સુધારકોએ સમજવું જોઇએ કે જુના વિચારના માણસો વગર સમજ્યે પણ આવો વ્યવહાર નથી કરતા તે ઘણું સારૂં છે. વળી મહારાજનું એંઠું પાન ખાનાર વૈષ્ણવો અને એકજ થાળીમાં જમનારાઓએ પણ સમજવું જોઇએ કે એ વિચાર દુર કરવા જેવો છે.

૬ ચમચા, ૭ અસ્તરા, ૮ ટુવાલ તથા નેપકીન, ૯ ઓશીકાં ખાલોસીઆં તથા તેનાં કવરો, ૧૦ પહેરવાનાં કપડાં, ૧૧ ટાંકણી–સોય, ૧૨ રમકડાં, ૧૩ ચોળી, ૧૪ નખ કાપવાની કાતર, ૧૫ પીચકારી, ૧૬ દાંતના ડૉક્ટરોનાં ઓજારો, ૧૭ મોઢે વગાડવાનાં વાજાં, ૧૮ સીસોડી, ૧૯ ટેલીફોનનાં વાત કરવાનાં ભુંગળાં, ૨૦ બાળકોને ધાવવાની સીસી તથા નર્સીંગ બૉટલ એટલે દરદીઓને બીછાનામાં પડયાં પડયાં પાણી, દુધ વિગેરે પીવાની ઝારીઓ, ૨૧ બચ્ચાંઓને ચુસવાની રબરની ધાવણી, ૨૨ પાટલુન, ૨૩ *પહેરવાનાં અને ભીંજાવવાનાં પંચીઆં, ૨૪ સ્ત્રીઓની ઇજારો ઘાઘરા, ૨૫ બીછાનાંની ચાદરો, ૨૬ બીડીનાં હોલ્ડરો, અને હુક્કાની નાડીઓ, તથા એવી એવી બીજી ઘણી વસ્તુઓ મારફત ચાંદીનો ચેપ લાગુ પડે છે.

વળી ચાંદીના દરદથી પીડાતાં આદમીનું થુંક, પસીનો, પિસાબ, વીર્ય અને દુધમાં પણ એ દરદનો ચેપ રહેલો રહે છે, અને તે બીજાં તંદુરસ્ત માણસના શરીરનાં જરા જેટલા જખમમાં લાગવાથી તેને એ દરદનો ચેપ લાગી જાય છે; એવું માનવામાં આવે છે. આ વાત પણ બહુ ધ્યાનમાં રાખવા જેવી છે.

આ દરદના ચેપના સંબંધમાં આટલું બધું લંબાણ કરવાનો હેતુ એટલોજ છે કે, તંદુરસ્ત સુધરેલા માણસોએ પણ ધર્મની ખાતર નહિ પરંતુ તંદુરસ્ત રહેવા માટે અને ચેપથી બચવા માટે આચારનાં જુનાં પુરાણાં સુત્રોને કેટલું માન આપવું જોઇએ, તે સહજમાં સમજાઈ આવે છે.

**ઉપદંશની ત્રણ સ્થિતિ**—આ દરદની ખરેખરી અને સવિશેષ માહિતી મેળવવા માટે તેનાં ખાસ પુસ્તકો વાંચવાં એ જરૂરનું છે, આ નાનકડાં પુસ્તકમાં તેના વિશેષ વર્ણન માટે અવકાશ નથી. તોપણ ટુંકામાં જણાવવું જોઇએ કે, આ દરદની ત્રણ સ્થિતિ છે. ૧

---

* જ્ઞાતિમાં અને મેળાવડામાં બીજાંનાં માગીને વસ્ત્રો વાપરવાની ટેવવાળા મહારાયો તેમજ શેઠીઆઓનાં પ્રસાદી વસ્ત્રો પોતાને મળે એવી આશામાં જીવન પુરૂં કરનાર આશ્રિતોએ પોતાને કોઈ ઝેરી ચેપ ન લાગે એને માટે ચેતતું રહેવું જોઇએ.

પહેલી સ્થિતિમાં દરદીના વરાંગના કોઈ ભાગ ઉપર કે શરીર ઉપર નાની ફોલ્લી થાય છે, જેની દરદીને બીલકુલ ખબર સરખી પડતી નથી. ચારથી છ અઠવાડીઆં પછી તેની બીજી સ્થિતિ શરૂ થાય છે, ત્યારે સર્વાંગમાં દરદીને દરદનાં ચિન્હો માલુમ પડે છે, શરીરમાં એક જાતના લાલ ડાઘાવાળા ખાડા પડે છે. જે સાધારણ લોકો પણ વિસ્ફુ-ટકના નામથી ઓળખે છે. તેની સાથે બીજાં શારીરિક લક્ષણો થાય છે, જેવાં કે, નબળાઇ, માથાનો દુઃખાવો, હાથ પગમાં ચસકા, ગળામાં દરદ, સોજો, ચામડી ઉપરની ખરજ, જુદી જુદી જાતની ગાંઠો ફુલી આવવી, મોઢામાં ચાંદાં પડી આવવાં, થોડો થોડો તાવ, લોહીનું તપવું, વિગેરે. આ બીજો દરજ્જો છ માસથી લગભગ બે વર્ષ સુધી પહોંચે છે; તે પછી ત્રીજો દરજ્જો શરૂ થાય છે. આ ત્રીજા દરજ્જામાં હાડ-કાંમાં સળો લાગે છે. કોઇવાર પગનાં નળાનાં હાડમાં સખત દુઃખાવો થાય છે અને જીંદગી પર્યંત ચાલુ રહે છે. ગળાપાસે અને બગલ પાસેની ગાંઠો ઉપડી આવે છે, તેમાં દરદ થાય છે, વખતે પાકે છે, અને તેમાં પરૂ પણ થાય છે. દરદીને હમેશાં બે ત્રણ ડીગ્રી જેટલો તાવ રહે છે, ભુખ લાગતી નથી, ધણીવાર દરદી ગાંડું બની જાય છે. સાંધાઓ* રહી જાય છે. હાડકાંઓમાં કળતર થાય છે, રાત્રે ઉંઘ આવતી નથી, હિસ્ટીરીઆ લાગુ પડે છે, અને છેવટ મગજનો લકવો+ (પેરેલીસીસ જનરલ) થઇ આવે છે. એ પછી તેનું કાતિલ ઝેર વધારે ઉંડું દાખલ થાય છે. આખા શરીરની ચામડીનો રંગ બદલાઇ જાય છે. કેટલીક વાર મહાકુષ્ઠ (પત) થાય છે. કોઇવાર આંખમાં કોઈ ભયંકર દરદ થઇ આંખો જતી રહે છે. નાકનું હાડકું સડીને બેસી જાય છે, અને નાક, મોઢું, તથા ગળામાંથી અસહ્ય વાસ આવે છે. નાકમાંથી પરૂ ઝરે છે, જેને ઇંગ્રેજીમાં ઑઝીના અને સંસ્કૃતમાં

---

* ઉપદંશથી સાંધાઓ રહી જવા એ દરદને ભાવમિશ્ર "ફિરંગ" રોગના નામથી ઓળખાવે છે.

\+ બે ત્રણ દરદીઓ કેટલાક વર્ષથી પેરેલીસીસ જનરલથી પીડાય છે, અને આગલાં વરસોમાં મારી પાસે આવેલા બે દરદીઓએ આ દર-દમાં આપઘાત કર્યો હતો.

દુષ્ટ પીનસ કહે છે, નાકમાંથી તાળવાનું હાડકું સડીને દરદી હમેશ ગુંગણું બની જાય છે. પગની ઘુંટીના હાડકામાં તીવ્ર સડો લાગે છે અને તેમાંથી સડતું માંસ ખર્યા કરે છે, ઘણુંજ ગંધાય છે; આ બધાં ત્રીજી સ્થિતિનાં દરદો અસાધ્ય અને અસહ્ય હોય છે.

**ઉપદંશની સ્ત્રી શરીર ઉપર થતી વિશેષ અસર:—** સ્ત્રીઓના શરીરમાં ઉપર જણાવેલી ઉપદંશની ત્રણ અવસ્થાઓ ઉપરાંત પણ કેટલીક ખાસ અસરો જોવામાં આવે છે, જેમાંની મોટી અને મુખ્ય અસર જાતઘ્ની[1] નામની વંધ્યત્વ પ્રાપ્ત કરનારી યોનિ વ્યાપતનાં કારણરૂપ છે. જો કે ઉપદંશથી ગર્ભાધાન થવામાં કોઈ જાતની અડચણ આવતી નથી, તો પણ દરદ ઉપર જણાવેલ વ્યાપત્ના કારણરૂપ છે, એમાં શક નથી. કારણ કે ઉપદંશથી સ્ત્રીબીજ (અંડ ઓવમ્) બગડી જાય છે, અને તેથી તે સંપુર્ણ રીતે પ્રફુલ્લ થતું નથી. ગર્ભાધાન માટે અંડ સંપૂર્ણ પ્રફુલ્લ થવાની ખાસ જરૂર છે. કદાચ સ્ત્રીબીજ પ્રફુલ્લ થાય અને ગર્ભ પણ રહે, તે વૃદ્ધિ પણ પામે, છતાં ઉપદંશજન્ય ગરમીની ઝેરી અસરથી ગર્ભનું બંધારણ અંદરથીજ રક્તપિત્ત દુષિત થઇ જાય છે અને તેથીજ સ્ત્રીને અધુરે મહિનેજ કસુવાવડ થઇ જાય છે. કેટલીક સ્ત્રીઓને કસુવાવડ નથી થતી, તો પણ તેના શરીરની ગરમીની અસર ગર્ભને થયા વગર રહેતી નથી, અને તેથી ગર્ભ પુરે મહિને જન્મ્યા પછી પણ થોડા દિવસમાં તેનું શરીર લાલ અગર [2]બ્લ્યુ એટલે આસમાની રંગનું થઇને તે મરણ પામે છે અથવા થોડા મહિના જીવીને અયોગ્ય પોષણને લગતા રોગો ક્ષય, સ્કોફ્યુલા, રીકેટસ (સુકતાન) થઇને પણ તે મરણ પામે છે.

---

૧. જાતઘ્ની એટલે છોકરાં આવીને મરી જાય તે સ્ત્રી. जातं जातं सुतं हन्ति जातघ्नी नाम सा स्मृता.

૨. આવી રીતે લાલ અગર આસમાની શરીર થઇને જેનું બાળક મરી જાય તેને અગર વખતો વખત કસુવાવડો થયા કરે તેને 'કોઠે રતવા થયો છે' એમ આ દેશના લોકો બોલે છે. ઝાડેશ્વર દવાશાળામાં મારા જોવામાં આવા ઘણા કેસો આવ્યા છે.

કેટલાંક બાળકોનાં શરીરમાં જન્મતાંજ ચાંદીનાં ચિન્હો જોવામાં આવે છે. આ બધું ઉપદંશની જુની વિકૃતિમાંથી થાય છે. એ સિવાય નીચે લખેલાં બીજાં લક્ષણો ઉપરથી પણ સમજી શકાય છે—જેમકે ભગક્ષત, વરાંગક્ષત, અથવા ભગ અને વરાંગનાં મુખ ઉપરની રસી, વખતો વખત ગર્ભસ્રાવ અને કસુવાવડ, વધ્મ અથવા બદ, શરીર ઉપર ફોલ્લા, ચાઠાં, પિટિકા એટલે ફોલ્લીઓ, વિગેરે, ચામડીના રંગમાં ફારફેર, કાલિમા—ચામડીમાં કાલાશ પડી જવી તે, ગળાની અંદર ગાંઠો થઇ આવવી અથવા ક્ષત પડવાં, વખતો વખત શ્લેષ્મ[1] કે જુનું પીનસ, આંખનાં અને કનિનીકાનાં દરદો, અર્શનું દરદ, આંતરડાંનો સંકોચ, જીભ ઉપર, તાળવામાં અને બીજા શ્લેષ્મ ત્વચાવાળા ભાગોમાં અવાર નવાર ચાંદીઓ પડયા કરવાની ટેવ, હમેશની માથું દુઃખવાની ટેવ, પિંડીના નળામાં અને ઘુંટી ઉપર ગુમડાં થયા કરવાં, શુળ, સંધિશૂળ, હાથ પગની ચામડી ઉતરી જઈ તેમાં ફોલ્લીઓ પડી જવી, નખ ખવાઇ જવા, અને વગર કારણે વાળ ખરી ટાલ પડી જવી, વિગેરે લક્ષણોથી તરત જાણે ઉપદંશની અસર દરદીના શરીરમાં છે, એવી ખાત્રી થઇ જાય છે. આ સિવાય આર્તવમાં પણ પૂતિ[2], કુણપ[3], પૂય[4], અને ગ્રંથ્યાર્તવ[5] નામની પિત્તજન્ય અને રક્તપિત્તજન્ય વિકૃતિનાં મૂળમાં ગર્ભાશય ઉપરનાં ઉપદંશનાં જુનાં ક્ષત ઘણીવાર કારણરૂપ હોય છે. બધી સ્ત્રીઓમાં બધાં લક્ષણો મળેજ એવો કાંઈ નિયમ નથી; પરંતુ દરદવાળા આદમીમાં કોઇ ને કોઈ ચિન્હ મળી આવે છે, એટલું તો નક્કીજ.

**ઉપાયઃ**—૧ એકાદ બે વર્ષ સુધી સ્ત્રી–પુરૂષ બન્નેએ નાનો મંજિષ્ઠાદિ ક્વાથ નિયમિત રીતે પાવો.

૨. વિડંગતંદુલનો પ્રયોગ મોળાં મગ ભાત ખાઇને કરવો.

---

૧. ઘણું કરીને પોટાશ **આયોડાઇડ** નામની દવા ઘણા દિવસ ચાલુ લીધાથી પણ શ્લેષ્મનાં દરદો થાય છે,

૨. સડેલી ગંધવાળું. ૩. વાસી માંસની ગંધવાળું. ૪. પરૂમિશ્ર. ૫. ગાંઠાવાળું. ઉપર જણાવેલા બધા લોહીનો રંગ કાળો કે લીલો હોય છે અને બધા સાથે અત્યાર્તવ હોય છે.

૩. મજીઠ તો. ૧, લીમડાનાં પાન તો. ૧, ગંધક શોધેલો તો. ૧, અને ત્રીફલાં તો. ૧, એકાદ વર્ષ સુધી નિયમિત રીતે દરદીને ઠંડા પાણી સાથે સવાર સાંજ આપ્યા કરવું. આ દવા મેં એક દરદીને એક વર્ષ સુધી ખવરાવી છે.

**સ્વર્ણક્ષીરીરસ** ( શારંગધર સં૦ મ૦ ખંડ અ૦ ૧૬ ) યોગ્ય પરેજીથી ૪૦ દિવસ દરદીને ખવરાવવો.

૫. **દારૂડીનો રસ** તો. ૨॥ ઘી તો. ૧, ત્રીફલાં તો. ૦।, મેળવીને પીવો.

૬. સ્વાદિષ્ટ જુલાબ. ( જુવો ભાગ ૧ લો પૃષ્ઠ ૬૨ ) તથા ગુલાબનાં ફુલવાળું મંજીષ્ઠાદિ ચૂર્ણ દરદીને આપ્યા કરવું.

૭. લાંબા દિવસ સુધી સંશમની ગોળી અગર કેશરાદિ ગોળીઓનું યોગ્ય પરેજી સાથે સેવન કરવું.

૮. એકાદ વર્ષ સુધી દરદીને ચોપચીની ચાલુ ખવરાવ્યા કરવી.

૯. કજ્જલીવાળા ત્રીફલાનાં ૧૩ રસાયનો અને ચંદ્રોદયવાળાં ત્રીફલાનાં ૧૩ રસાયનો તથા સોનાવાળાં કે અભ્રકવાળાં ૧૩ રસાયનો નિયમિત રીતે ૧ વર્ષ ખાવાથી ઉપદંશની વિકૃતિ દુર થવી જોઇએ. જુઓ **વૈદ્યકલ્પતરૂ** સને ૧૯૧૧-૧૨-'રસાયન મીમાંસા.'

૧૦. વિલાયતી દવાઓમાં સારસાપરેલા, પોટાસ આયોડાઇડ, અને પારાવાળી દવાઓ વપરાય છે. અને તે વિદ્વાન ડૉક્ટરોની સલાહ પ્રમાણે વાપરવી. ટુંકામાં, ઉપદંશનું ઝેર શરીરમાંથી એકદમ જતું નથી. માટે હમેશ પરેજી પાળી હમેશાં સાદી ઉત્તમ દવાઓ લીધા કરવી; કે જેથી શરીરમાં ઝેર વધારે ફેલાય નહિ અને દબાયલું રહે કે ઘસાઇને નીકળી જાય.

# પ્રકરણ ૯ મું.

## સર્વાંગ દરદો.

### સ્ત્રીઓનાં સર્વાંગનાં દરદો.

પહેલા ભાગની શરૂઆતમાં પૃષ્ઠ ૫૮ માં સ્ત્રીઓનાં દરદોના મુખ્ય છ હેડ અથવા વિભાગ પાડયા હતા અને તે પ્રમાણે આપણે પહેલા ભાગમાં સામાન્ય દરદો, અને આર્તવનાં દરદો એ બે મુખ્ય વિભાગના પેટામાં આવતાં દરદો જોઇ ગયા તે સાથે વચ્ચે ભયંકર રોગોનો એક વિભાગ પણ તપાસી ગયા છીએ. તે પછી પહેલા ભાગના ઉપસંહારમાં બીજા ભાગનો ટુંકો વિષયક્રમ આપવામાં આવ્યો હતો તે પણ તમને યાદ હશે. એ વિભાગ માત્ર જાણ માટેજ આપવામાં આવ્યો હતો, બીજો કોઇ હેતુ હતો નહિ. હવે આપણે તેને ચોક્કસ રૂપમાં જોવા માંડયા છીએ. તેમાં ઉપરનાં પ્રકરણમાં આપણે ચેપી દરદોના પેટામાં પ્રમેહ (ગોનોરીઆ) અને ઉપદંશ (ચાંદી-ક્ષત) એ બે દરદો વિષે માહીતી મેળવી ગયા છીએ. તે પછી આંહી સર્વાંગ રોગનો વિભાગ પ્રાપ્ત થાય છે. સર્વાંગ રોગમાં સાધારણ રીતે તાવ, ખાંસી, માથું, આંખો, ઝાડા, કોલેરા, ઉલટી વિગેરે તો સ્ત્રીપુરૂષ બધાને સરખી રીતેજ લાગુ પડે છે અને તેની ચિકિત્સા પણ સમાન હોવાથી બહુ લખવા જેવું નથી. પણ જે રોગોને સ્ત્રીત્વ સાથે વધારે સંબંધ છે, અથવા સ્ત્રીઓને વધારે ભાગે લાગુ પડે છે તેનો આપણે આ વિભાગમાં સમાસ કરીશું.

### સ્ત્રીઓને થતા સર્વાંગ રોગો.

**મસ્તિષ્ક (મગજ)ને લગતાં દરદો**—સ્ત્રીઓનું સ્ત્રીત્વ તેની પ્રકૃતિની કોમળતામાં અને સૌન્દર્યમાંજ રહેલું છે, નહિ કે પૌરૂષેય ગુણોમાં, એ વાત હાલ તો નક્કીજ થઇ ગયેલ છે. હાલમાં વિદ્વાનોનો એવો મત છે કે સ્ત્રીઓને પૌરૂષેય ગુણો અને મનનું કામ ઓછું

હોવાથી પ્રભુએ પણ એને માથેથી એ ભાર ઓછો કર્યો છે. સાધારણ રીતે સ્ત્રીઓનું મગજ પુરૂષોના મગજ કરતાં નાનું હોય છે. છતાં તેના શરીરના પ્રમાણમાં તો તે મોટુંજ છે.

પુરૂષનાં મગજનું વજન (સેરીબ્રમ) ૧૧૧૫ ગ્રામ.
સ્ત્રીના મગજનું વજન (સેરીબ્રમ) ૧૦૧૫ ગ્રામ.
પુરૂષના મગજનું વજન (સેરીબેલમ) ૧૭૯ ગ્રામ.
સ્ત્રીના મગજનું વજન (સેરીબેલમ) ૧૪૭ ગ્રામ.

ઉપરથી સહજ સમજાશે કે પુરૂષના કરતાં સ્ત્રીનું મગજ કાંઇક અંશે નાનું છે. વળી બીજી પણ એક વાત આ સ્થળે જરૂર ધ્યાનમાં રાખવા જેવી છે કે સ્ત્રીનાં શરીરને જેમ તેનાં જનનયંત્ર સાથે ઘણો સંબંધ છે; તેમજ તેના મનને પણ તેઓનાં જનનયંત્ર સાથે ઘણો સંબંધ છે. કારણકે મનોવહસ્રાતનાં મૂળ મગજમાં છે, અને તેથી મગજ ઉપર મનનું રાજ્ય ચાલે છે.

**મનનો જનનયંત્ર સાથે સંબંધ**—માનસિક લાગણીઓને આર્તવ સાથે ઘાટો સંબંધ છે. એકાએક ભય, ફીકર, ગમગીની અથવા શોક, અત્યંત હર્ષ કે ગુસ્સાને લીધે સ્ત્રીઓને આવતું આર્તવ એકાએક બંધ થઇ જાય છે, અને છેવટ એ લોહી શરીરમાં એકઠું થઇને **રક્તગુલ્મ**[1] થાય છે. તેમજ એવી જાતની તીવ્ર લાગણીઓથી ઘણી વાર ગર્ભવતી સ્ત્રીઓને ગર્ભપાત, અને સુવાવડી સ્ત્રીઓને સન્નિપાત, ઉન્માદ, જ્વર કે આંચકી જેવા ભયંકર રોગો થઈ આવે છે. આ બધી હકીકત એવું બતાવે છે કે મનની લાગણીઓને જનનયંત્ર સાથે ઘણોજ ગાઢ સંબંધ છે, અને તેથી લાગણીઓની થોડી કે ઘણી અસર જનનયંત્રને જરૂર થાય છે. વળી એક જાણવા જેવી વાત એ છે કે કોઇ સ્ત્રીનું એક મોટું બાળક કોઇ અકસ્માતથી અકાળ મરણ પામે તે પછી દુઃખને લીધે તે બાઇના જનન યંત્ર ઉપર એવી ખરાબ અસર થઇ જાય છે કે પોતાની તીવ્ર ઇચ્છા છતાં તે બાઇ ગર્ભ ધારણ કરી શકતી નથી. આ રીતે જે સ્ત્રીઓ મગજને જરૂર કરતાં વધારે કસરત આપે

---

૧ ऋतावनाहारतयाभवेत् । विरुक्षणैर्वेगविनिग्रहैश्च ॥

છે તે પોતાનાં જનનશરીરને બગાડે છે. હમણાં હમણાં સ્ત્રી કેળવણીનો સવાલ બહુ મોટો થઈ પડયો છે અને આપણી શાણી સરકાર પણ આ બાબતમાં ગંભીર વિચાર ચલાવે છે, એવું મેં સાંભળ્યું છે. હું કાંઇ સ્ત્રીઓને કેળવણી આપવાથી વિરૂદ્ધ નથી. પરંતુ એટલું તો મને લાગે છે કે સ્ત્રીઓનું સ્ત્રીત્વ આપણે ઇચ્છતા હોઇએ, તેને જીવાડવાની મરજી હોય, દેશમાંથી ગાંડપણ, ક્ષય, હીસ્ટીરીઆ જેવા રોગો ઓછા કરવાની ઇચ્છા હોય તો એટલું તો જરૂરનું છેજ કે છોકરાઓને જેમ એક ગુડસનું વેગન ભરાય એટલાં ઉપયોગી અને અનુપયોગી વિષયોનાં પોથાં શીખવ્યા પછી તેઓને ધંધા વગરના નોકરો બનાવવામાં આવે છે, એ રીતે અજ્ઞાનમાં પણ પોતાનું થોડું ઘણું કામ ચલાવી લેતી બાળાઓને પણ એક પોથીઓ ઉપાડે એટલું શીખવીને નકામી બનાવી દેવી એ તો કેળવણી ખાતાને પણ ઠીક નહિજ લાગે. એ સાથે મારે વધુ સંબંધ નથી પણ એટલું તો નક્કીજ છે કે ઘણું ભણવાથી, અટકાવના દિવસોમાં પણ વાંચ વાંચ કરવાથી, અને શક્તિ, શરીર, તથા ઉમ્મરના પ્રમાણમાં જ્ઞાનનો બોજો વધવાથી સ્ત્રીઓને ઘણાખરા માનસિક મગજના રોગો થવાનો સંભવ છે. તેમજ મગજ સાથે સંબંધ વાળા જનન યંત્રના રોગો પણ થવાનો સંભવ છે.

**શિરઃ શૂળ–માથું દુઃખવું {હેડએક}** સ્ત્રીઓને થતાં મગજ અને નાડી તંત્ર એટલે જ્ઞાનતંતુઓ સાથે સંબંધ રાખનારાં ઘણાં દરદોમાં શિરઃ શૂળ–માથું દુઃખવું એ સર્વથી સહેલું અને પહેલું દરદ દરદ છે. વૈદ્યને પોતાના ધંધામાં ભાગ્યેજ કોઇ સ્ત્રી એવી મળશે કે જેને માથું દુઃખવાનું દરદ નહિ હોય. માથું દુખવાનાં ઘણાં કારણો પ્રકાર અને સ્થળ હોય છે. માથું અજીર્ણથી, કબજીઆતથી, લોહી ચઢવાથી, લોહી ઉતરવાથી, ખાલી થવાથી, નબળાઇથી, પાંડુ રોગથી, ઉમરે પુગવાથી, આંખના દરદને લીધે અને એવાં બીજાં ઘણાં કારણોથી દુઃખે છે. કોઇવાર માથું ફાટે છે, કોઇવાર શૂળ મારે છે, કોઈવાર આંચકા આવે છે, કોઇવાર નીચું ઉંચું જોઇ શકાતું નથી, કોઇવાર સુવાથી આરામ લાગે છે, કોઈવાર ઉંઘવાથી મટે છે, કોઇવાર

માથાનો જે ભાગ પથારીને અડે તે ભાગનો ભુકો થઇ જતો હોય એવું લાગે છે, કોઇવાર માથા ઉપર બોજો ગમે છે, કોઇવાર માથું નીકળી પડતું હોય એવું લાગે છે અને કોઇવાર સમજી કે સમજાવી શકાય નહિ એવું દરદ થાય છે. એ રીતે માથું દુઃખવાના ઘણા પ્રકારો છે.

**સ્થળો**—કોઇવાર માથાનું આગલું કપાળ દુઃખે છે, કોઇવાર લમણા દુઃખે છે, કોઇવાર તાળવું તો કોઇને બોચી દુઃખે છે. કોઇનું વળી આખું માથું દુઃખે છે. ત્યારે કોઇનું અડધું દુઃખે છે. કોઇનું સવારથી દુઃખે છે, કોઇનું રાત્રીએ દુઃખે છે; બીજાનું વળી બપોરેજ દુઃખે છે. ત્યારે ત્રીજાનું ચોવીસ કલાક દુખ્યાજ કરે છે. આ રીતે સ્થળ અને કાળના પણ ઘણા ભેદ છે.

આ માથાનાં દરદો માટે વધારે વિસ્તારથી સમજવા માટે તો તેના જે ખાસ ગ્રંથો હોય તેજ જોવા જાઇએ. આપણી ભાષામાં તો એવા ગ્રંથોની ખોટ છે, અને તે પ્રભુ પુરી કરે ત્યારે ખરી; આંહી તો આપણે આપણા વિષયને લગતી બાબતનું વર્ણન લખી આ વિષયને પુરો કરીશું. કારણ કે રાત નાની અને વેશ ઘણા લાવવાના છે.

क. પાંડુરોગ, (એનીમીક હેડએક) ગર્ભાશયની શ્લેષ્મ ત્વચાનો પ્રદાહ, (એન્ડો મેટ્રાઇટીસ) મૂત્રાશયનાં દરદો, ख. કબજીઆત તથા કાપનારા દાંતનું દરદ, ग. આંખની પ્રતિબિંબ શક્તિનો દોષ, घ. આમાશયનું અજીર્ણ, च. દૃષ્ટીની પીડા, छ. દાંતને લગતી પીડા, દાંતનાં કોતર અથવા ક્ષત. ज શંખક [1] (મેનેન્જાઇટીસ) ज ગર્ભાશય સંબંધી પીડા, ट પૃષ્ઠવંશના કશેરૂકા એટલે મણકાઓની અંદરના પદાર્થ "મજ્જા" ઉગ્રતા.

૧ મેનેંજાઇટીસ એટલે મગજનાં ગડના સોજાનું ઘણું ભયંકર દરદ છે, સંસ્કૃતમાં તેને શંખક કહે છે એવું મારૂં ધારવું છે. ત્રણ દિવસમાંજ માણસનું મૃત્યુ થાય છે. સં. ૧૯૧૫ માં મેલીઆ કતણા એવા નામનો ૧૫ વરસની ઉંમરનો કોળીનો છોકરો મારા જોવામાં આવ્યો હતો. તેને સવારથી દરદ શરૂ થયું હતું. મને એ લોકોએ સાંજે બતાવ્યો હતો તે વખતેજ તેની સ્થીતી ખરાબ હતી. સવાર થતામાં તે મરણ પામ્યો હતો. તેનાં સગાં એ દરદને મુંગો મુંઝારો હતો એવું કહે છે.

ઉપરનાં ચિત્રમાં માથું દુખવાનાં જુદાં જુદાં સ્થળો અને તેનાં યથાશક્તિ કારણે નંબરો સાથે આપ્યાં છે. હવે આ સિવાય માથું દુખવાના દરદનાં કારણો પ્રમાણે મુખ્ય બે વિભાગ પાડવામાં આવે છે જેમાં ૧ સ્થાનિક ઉગ્રતા અને ૨ સર્વાંગિક અવસ્થા એવા નામે ઓળખાય છે. ૧ સ્થાનિક ઉગ્રતામાં દાંતની અંદરના દરદો અને આંખ તથા દ્રષ્ટિની અસ્વાભાવિક અવસ્થા મુખ્ય છે તે સિવાય નાકનાં દરદો. કાનનાં દરદો જેવાં કે ચસકા, કર્ણનાદ વગેરે કંઠનળીનો દાહ અને એવાં બીજાં દરદોથી માથું દુઃખે છે. હવે આ નીચે કેટલાંક સર્વાંગિક અવસ્થાને લગતાં માથાનાં દરદોનું ટુંકું વર્ણન આપવામાં આવે છે.

૧ પાંડુરોગ જન્ય શિરઃપીડા (એનીમીક હેડએક)

ઘણે ભાગે ઉપરનું દરદ પોતાના નામથીજ આપણને જણાવે છે કે તે પાંડુરોગનોજ એક ઉપદ્રવ છે. આ દરદ પુરૂષો કરતાં સ્ત્રીઓમાં વધારે જોવામાં આવે છે. લાગણીવાળા સ્વભાવનાં અને [1]પાતળાં લોહીઆળ માણસો વધારે આ દરદને આધીન થાય છે. આનાથી દરદીને ધીમું ધીમું માથામાં દરદ થયા કરે છે. જરીવાર પણ શાંત થતું નથી. દરદ માથાના ઉપલા ભાગમાં क અને કપાળમાં ख થાય છે. અને વખતે આખા માથામાં પણ દરદ થાય છે.

( આખા માથામાં દરદ થયા કરવું અને કાંઇપણ કામ કરવાથી કપાળમાં દરદ થઈ આવી મોળ આવવી એવું લક્ષણ વધારે જોવામાં આવ્યું છે ). ઘણાં દરદીને સુઈ જવાથી આ દરદમાં આરામ લાગે છે. શારિરિક અને માનસિક પરિશ્રમ કરવાથી દરદમાં વધારો થાય છે. કોઈ કોઇ દરદીને આખા દિવસના થાક પછી રાત્રીએ જ વેદનાનો અનુભવ થાય છે કે રાત્રીએ વેદના વધે છે. રોગી નિસ્તેજ, નિરૂદ્યમી, અને કારણ વગર ભયભીત રહેતો હોય એવું જણાય છે. દરદ સાથે માથું ફરે છે, કાનમાં અવાજ થાય છે, આંખની પાસે તેજનાં કુડાળાં દેખાય છે, દિવસે કોઇવાર દરદી તંદ્રા એટલે ઘેનમાં પડેલો હોય એવું જણાય છે ખરૂં પણ ઘણું કરીને રાત દિવસ દર-

---

૧. જેના શરીરમાં લોહી પાતળું અને વધારે હોય એવાં.

દીને બરાબર નિદ્રા આવતીજ નથી; સાથે સાથે વાંચન શક્તિ મંદ પડી જાય છે. જીભ મેલી જણાય છે, શ્વાસમાં એક જાતની, દુર્ગંધ આવે છે અને બીજાં પણ પક્વાશયનાં દરદને લગતાં સાધારણ લક્ષણો જણાય છે, દસ્ત સાફ આવતો નથી અને મોટાં આંતરડાં મળથી ભરેલાં રહે છે. ઘણું કરીને આંખની કનીનીકા એટલે કીકી મોટી જણાય છે, કોઇવાર કુદરતી પણ હોય છે. આંખ જોવાના યંત્રથી આંખની પરીક્ષા કરવામાં આવે તો આંખનો પાછલો કાચ નેત્ર દર્પણ અને રેહીના ( આલોચકપિત્ત ) નામના પદાર્થમાં લોહી ઓછું થયાના ચિહ્નો જણાય છે અને તેથીજ પાંડુરોગીની આંખો ફીકી તથા નિસ્તેજ હોય છે. હૃદયની ક્રિયા ઉતાવળી ચાલે છે અને નાડી ક્ષીણ જણાય છે. હૃદય ઉપર શ્રવણ યંત્ર (થેથસ્ કોપ) મુકીને સાંભળવાથી હૃદયના ધબકારા સાથે એક ઘસારા જેવો અવાજ આવે છે અને ટુંકામાં ઘણાં ખરાં પાંડુરોગનાં લક્ષણો જણાય છે.

**કારણો:**–શરીરમાંથી ઘણું લોહી જવાથી આ જાતનું દરદ થાય છે, પરંતુ સાધારણ રીતે ક્રમે કરીને લોહી ઓછું થવાથી અથવા કોઇપણ રીતે જ્ઞાનતંતુઓની નબળાઇના કારણથી રક્તવહ સ્રોત (બ્લડ સીસ્ટમ)ની વૃત્તિઓ કામ કરવાની શક્તિ ઓછી થઇ જવાથી મગજમાંના લોહીનું પ્રમાણ જ્યારે ઘટી જાય ત્યારે આ દરદ થાય છે. પ્રસવ વખતે ઘણું લોહી જવાથી ઘણી ખરી સુવાવડી સ્ત્રીઓને આ જાતનું માથાનું દરદ થાય છે. બચ્ચાંને બહુ દિવસ ધવરાવવાથી, પ્રદરથી, દિલગીરીથી, ફીકરથી અને ભયથી પણ એ દરદ થવાનો સંભવ છે.

**ચિકિત્સા:**–ઉપર જણાવેલું દરદ તો વાતજન્ય પાંડુરોગના એક ઉપદ્રવ રૂપ છે અને એ ઉપદ્રવના સંબંધમાં દેશી વૈદું એવું માને છે કે "**तस्य प्रधान प्रशमेशम:**" પ્રધાન રોગની શાંતિ થવાથીજ ઉપદ્રવ શાંત થઇ જાય છે; મતલબ કે પાંડુરોગની ચિકિત્સા કરવાથીજ આ માથાનું દરદ એની મેળે શાંત થઇ જાય છે. જ્યાં સુધી શરીરમાં લોહી ભરાતું નથી ત્યાં સુધી આ જાતનું માથાનું દરદ

મટતું પણ નથી, એ વાત ખુબ લક્ષ્યમાં રાખીને તે માટે શરીરને[1] પોષણ મળે અને રક્તકણીકાઓમાં વધારો થાય, હૃદયની ગતિ અનિયમિત હોય તો નિયમિત થાય તથા મગજને લોહી ન મળતું હોય તો મળે એવી જાતનાં અન્ન, પાન, ઔષધ, અને વિહારનું સેવન કરવું જોઇએ.

**મુખ્ય ઉપચારો**-ડાકટરો મુખ્યત્વે કરીને લોહ, અને આર્સેનિક એટલે સોમલ એ મુખ્ય ઔષધ છે એવું માને છે. તે સિવાય ડિજીટેલીસ, સ્ટ્રિકિનીઆ, અને એવી દવાઓ આપવાથી હૃદયના સ્નાયુઓને બળ મળીને લોહી મગજને પહોંચવાથી થોડો આરામ મળે છે એમ કહે છે. કોઈ કોઇ અફીણુ આપવાની ભલામણ કરે છે અને બીજા પણ ઘણા ઉપચારો બતાવે છે. આયુર્વેદ લોહ આપવાથી કોઇ રીતે વિરૂદ્ધ નથી. લોહની ગમે તે બનાવટ આપી શકાય. પુનર્નવા મંડુર, પુનર્નવાદિલોહ, નવાયશલોહ, ચંદ્રપ્રભા વિગેરે દવાઓ આપી શકાય છે. તે સિવાય સંશમની[2] નં. ૨ ક્ષયહર રસાયની[3] તથા જ્વરહર રસાયની[4] નં. ૧ આ દવાઓ આ રોગમાં સારો ફાયદો કરે છે.

સામાન્ય રીતે નીચેનો ઉકાળો પાંડુરોગના માટે સારો છે. અરડુસીનાં પાન તો. ૨ા, ગળો તો. ૨ા, ત્રીફલા તો. ०ા, કડુ તો. ૨ા, કરીઆતુ તો. ૨ા અને લીમડાની અંતર છાલ તો. ૨ા ઉપરની દવા અધકચરી કરીને તેનાં પડીકાં ૧૦ કરવાં. આને **વાસાદિકવાથ**[5] કહે છે. તેમાંથી દરરોજ પડીકું ૧ પાણી શેર ૧ માં ઉકાળી નવટાંક પાણી બાકી રહે ત્યારે અંદર મધ નાખીને તે દરદીને પીવા આપવો.

---

૧ क्षय जे क्षय सामान्यः कर्तव्यो बृहणो विधीः ।
पाने नस्ये च सर्पिस्यात् वातघ्न मधुरैः श्रृतम् ॥

૨ ૩ ૪ ઉપરની બનાવટો જામનગર રસશાળામાં બને છે અને તે નામથી વપરાય છે, તે તેના વેપારનું રહસ્ય હોવાથી તેના માલિક સિવાય બીજાને જાણવા કે બહાર પાડવાનો અધિકાર નથી

૫ वासा गुडूची त्रिफला कटूवीभू निंबनिंबजः ॥
क्काथः क्षौद्रयुतो हन्ति पांडु पितास्त्र कामलाः ॥

નીચેનો અવલેહ જેને ધાત્રીલેહ એવા નામથી ઓળખવામાં આવે છે, તે પણ આ દરદમાં ફાયદો કરે છે. આંબળાનો સ્વરસ અને તે ન બને તો ધાટો ઉકાળો શેર ૨૫ તેની અંદર દ્રાક્ષ ૬૪ તોલા, પીપર ખાંડેલી ૬૪ તોલા નાખવાં અને સાકર શેર ૫ નાખીને ધાટું અવલેહ જેવું બનાવવું. છેવટ તેમાં જેઠીમધ તો. ૮, સુંઠ તો. ૮ અને વંશલોચન તો. ૮ નાખીને નીચે ઉતારી દેવું. ઠંડું પડે ત્યારે મધ પ્રસ્થ એક એટલે તો. ૬૪ નાખીને દરદીને દરરોજ ચાટવા આપવું.

*લઘુપંચમૂળનું પાણી પીવામાં અને ખાવામાં આપવું તે સારૂં છે. ( શાલીપર્ણી, પૃશ્નીપર્ણી, ગોખરૂ તથા એ જાતની ભોંરીંગણીને લઘુપંચમૂળ કહે છે. )

હૃદયની ગતિ નિયમિત કરવા માટે દેવદારૂ[1] તો. ાા, સુંઠ તો. ાા બન્ને દવાને વાટીને તેનું પાણી કરીને દરદીને દિવસમાં ત્રણ વખત પીવા આપવું. આ દવા મેં ઘણા દરદીઓ, ઉપર વાપરી છે.

સુદર્શન ચૂર્ણ તો. ાા રાત્રીએ લોઢાના વાસણમાં પલાળી સવારે અંદર ગોળ, ઘી તથા મધ નાખીને તે પાણી પી જવું. એ દવા પણ મેં ઘણી સ્ત્રીઓને આપી છે.

નાકમાં—દરદીનું માથું નીચું રખાવીને મીઠા તેલનાં ટીપાં નાંખવાં અગર ગોળ, ઘી, સુંઠના પાણીનું નસ્ય નાખવું. આથી ઘણાં દરદીઓનાં માથાંને આરામ થઇ ગયો છે. દવા નાખવામાં આવે છે તે દીવસ દરદ ઘણું થાય છે, પરંતુ બીજા દિવસથી આરામ પડી જાય છે.

પ્રદર હોય તો તેનો ઉપાય કરવો, બચ્ચું મોટું ધાવતું હોય તો છોડાવી દેવું, સુવાવડ હોય તો તેને લગતા ઉપાય કરવા, શરીરમાંથી હમેશાં લોહી જતું હોય તો બંધ કરવું.

**ફલકોષજન્ય શિરઃ શૂલ**—ફલકોષ (ઓવરી)નાં દરદને લીધે

---

* कनीयः पंचमूलांबुशस्यते पानभोजने

१ देवदारुसमायुक्तं, नागरंपरिपेषितं
हृद्वात वेदनायुक्तः पित्वासुखमवाप्नुयात् ॥

સ્ત્રીઓને માથાનું દરદ થાય છે. આ દરદમાં વેદના બહુજ ધીમી ધીમી આખો દીવસ થયા કરે છે, વખતે રહી પણ જાય છે. ઘણું કરીને આ વેદના કપાળના આગળના ભાગમાંજ થાય છે. ગર્ભાશયના વિકારથી પણ લગભગ એવીજ વેદના થાય છે.

**ઉપાય**—ગર્ભાશય અને ફલકોષ (ઓવરી)માં દરદ જણાય તે પહેલા ભાગમાં લખ્યા પ્રમાણે દુર કરવું એટલે આ દરદ પણ તે સાથે શાંત થશે. આર્તવ નિયમિત અને શુદ્ધ ન હોય તો તે નિયમિત અને શુદ્ધ થાય એવા ઉપાય કરવાથી બધાં દરદ એક સાથે મટશે. યોગ-રાજ ગુગળ દરદીને નિયમિત રીતે દુર્વાના સ્વરસ સાથે આપવો.

**નબળાઇ અને રક્તસંગ્રહજન્ય શિરઃ શૂળ**—ઘણી વાર નબળાઇને લીધે સ્ત્રીઓને ઋતુ આવતું બંધ થઇ જાય છે. આવે વખતે તેમજ કુદરતી રીતે ઋતુ બંધ થવા વખતે અટકાવ ઘણા દિવસ ચઢીને મોડો આવે છે. આવે વખતે માથામાં લોહી ચઢીને કેટલીક વાર માથું દુખવા આવે છે.

**ઉપાય**—નબળાઇથી લોહી બંધ પડીને માથું દુઃખવા આવ્યું હોય તો લોહ જેવી શક્તિની દવા આપવાથી શરીરમાં એકસરખું લોહી ફરવા માંડશે. એટલે માથાનું દરદ નરમ પડશે અને મટી જશે.

અટકાવ બંધ થવા વખતે માથું દુઃખે ત્યારે દરદીનું હમેશાં પેટ સાફ રાખવું જોઇએ કે જેથી લોહીનો મગજમાં ભરાવો નહિ થાય; જેથી માથાનું દરદ નરમ રહેશે અને અટકાવ આવ્યેથી એની મેળે મટી જશે.

**અર્ધાવભેદક—આધાશીશી**—ઘણું કરીને મોળ અથવા ઉલટી સાથે માથાનો કોઇ પણ બાજુનો અર્ધો ભાગ દુઃખે છે તેને આધા-શીશી કહે છે. આ દરદની કેટલીક ખાસીયતો ટાઢીઆ તાવોને લગતી છે.

**દરદનો સ્વભાવ**—દરદ ઘણે ભાગે વારસામાં ઉતરે છે. ત્રીસ વરસ પછીના આદમીને થાય છે. સ્ત્રીઓને ગર્ભાશયનાં દરદો અને ફલકોષના દરદ સાથે આધાશીશીનું દરદ પણ થતું જોવામાં આવે

છે. તેમજ વધારે પડતાં સંવેશનને[1] લીધે પણ આધાશીશીનું દરદ થાય છે. તેમજ સ્ત્રીઓને યૌવનના[2] આરંભમાં પણ ઘણી વાર આ દરદ થાય છે.

**લક્ષણ**—આ અર્ધાવભેદકનું દરદ અનિયમિત રીતે પર્યાયથી લાગુ પડે છે. એટલે કે આજે દરદ થયા પછી મહીનામાં પણ બીજી વાર થાય, અને છ મહીને પણ ફરી દુખવા આવે; પરંતુ એટલું તો નક્કીજ છે કે—જે ભાગ માથાનો આ વખતે દુઃખતો હોય તેની સામી બાજુનો ભાગજ ફરી વાર ઘણે ભાગે દુખવા આવે છે. માથાનું દરદ શાંત થયા પછી કોઈ જાતનું વાતજન્ય દરદ પાછળથી જણાતું નથી. પરંતુ માથું દુખવા આવવાનું હોય તેની એક બે દિવસ અગાઉ કારણ વગર થાક લાગે છે. આંખ ઉપર ભાર લાગે છે અને પેટ ચઢેલું તથા અજીર્ણનાં ચિહ્નો જણાય છે.

શરૂઆતમાં એક બાજુની ભ્રમરની ઉપરના થોડા ભાગમાં દરદ થાય છે અને પછી એ બાજુનો માથાનો આખો ભાગ દુખે છે. દરદ ઘણેભાગે સવારમાંથીજ શરૂ થાય છે. કોઈ વાર બોચીએથી પણ વેદના શરૂ થાય છે. તે સાથે હાથ પગ ઢીલા અને મોઢું લાલ થઈ મોળ આવ્યા કરે છે, ઠંડી લાગે છે, ઉલટી થાય છે અને તે સાથે દરદમાં વધારો થાય છે. કોઇનું સાંભળવું ગમતું નથી અને જોવાથી આંખના ડોળા નીકળી પડે છે. કોઈ વાર દરદ થવાનું હોય ત્યારે દરદીને પોતાની પાસે સાપ, ઉંદર, કુતરાં ફરતાં હોય એવો ભ્રમ થઇ આવે છે.

આ દરદ એકદમ મટતું નથી. સ્ત્રીઓને અટકાવ બંધ થયા પછી આ દરદ મટી જાય છે. પણ તે સાથે વાતજન્ય શિરઃશળ થાય છે.

**ઉપાય**—ઇંગ્રેજી દવાઓમાં ક્વિનાઇન આપવામાં આવે છે. દરદ થવા પહેલાં સવારમાં દુધ સાથે ક્વિનાઇનનું એક પડીકું આપી દેવું. (મેં પણ આ પ્રયોગ ઘણાં દરદીઓ ઉપર અજમાવી જોયો છે.)

**દેશી ઉપચારોમાં**—માથાના દુખાવાનો ક્વાથ—હરડે, બહેડાં,

1 સંવેશન—રતિક્રિયા, સંયોગ. 2 મૂળમાં વયપ્રાપ્તિ શબ્દ છે.

આમળાં, કરીઆતું, હળદર અને લીમડા ઉપરની ગળો એ ૭ વસ્તુનો ઉકાળો કરીને અંદર ગોળ, ઘી નાખીને પીવા આપવો.

**એલાદિ ગોળી**—એલચીનાં બી તો. ૦ાા, તમાલપત્ર તો. ૦ાા, તજ તો. ૦ાા, પીપર તો. ૨, સાકર તો. ૪, જેઠીમધનું ચૂર્ણ તો. ૪, બીજ તથા ટોપી વગરનો ખજુર તો. ૪ અને ખીસમીસ દ્રાક્ષ તો. ૪; પહેલાં એલચી વિગેરેનું ચૂર્ણ તૈયાર કરી પછી ખજુર, દ્રાક્ષ તથા સાકરને ખુબ ઝીણાં પીસીને એકરસ મેંદો તૈયાર કરવો. તે પછી ઉપરનું ચૂર્ણ અંદર નાખી જોઇએ એટલું મધ મેળવીને ગોળીઓ મોટા બોર જેવડી વાળવી. એ ગોળી સવારમાં એક દુધ સાથે આપવાથી પણ આરામ થાય છે.

દરદીના નાકમાં સુંઠના ઘસારાનું પાણી તો. ૧, ઘી તો. ૦ાા તથા ગોળ તો. ૦ાા ત્રણ વાના મેળવીને જરા ગરમ કરવાં, પછી તેનાં ટીપાં પાડવાં. એક નાકમાં પંદરથી સાઠ ટીપાં નાખવાં. આ દવા દરદીના ગળામાં જશે તો ફાયદો નહિ થાય. દરદીના કપાળમાંજ જવી જોઇએ દરદીની આંખમાં પાણી આવે એટલે તેને બેઠો કરી દેવો. આનાથી ચોક્કસ આધાશીશીનું દરદ મટી જાય છે. મેં જાતે ઘણા દરદીના નાકમાં આ ટીપાં નાંખ્યાં છે અને તે પછી ફરીને ત્રણ વરસે તેઓ પોતાનું તે દરદ ગયાની હકીકત મારી પાસે જાહેર કરે છે.

આ સિવાય આગળ બતાવેલ પાંડુરોગજન્ય શિર-શૂળના ઉપાયો પણ અર્ધાવભેદકમાં કામે લગાડી શકાય છે અને કોઇ પણ રીતે શરીરને સારી રીતે પોષણ મળવાથી એ રોગ મટે છે.

આ સિવાય બીજાં માથાનાં દરદો ઘણાં છે. જેવાં કે—**અનંતવાત અથવા ઝામર**—સુર્યાવભેદક અને એવાં બીજાં .એ બધા સાથે આપણા આ પુસ્તકને ઓછો સંબંધ છે તેવાં દરદો માટે તે રોગના સ્પેશીએલિસ્ટ એટલે શાલાકયતંત્ર વૈદની સલાહ પ્રમાણે ઉપચાર કરવા.

**ઉન્માદ-ગાંડપણ**—બધી જાતનાં, બધી ઉમરનાં તથા બધા દેશનાં માણસોને લાગુ પડતું આ એક માનસિક દરદ છે. આપણે આંહી જેટલો તેનો સ્ત્રીઓ સાથે સંબંધ છે, તેટલોજ જોઇશું, વધારે

વિસ્તારનો અવકાશ નથી, છતાં ઉન્માદના સંબંધમાં કેટલીક સામાન્ય વાતો જાણી લેવી જરૂરની છે, જે નીચે પ્રમાણે છે:—

**ઉન્માદ વારસાનો રોગ**—મધુપ્રમેહ અને એવા બીજા વારસામાં ઉતરતા રોગોની પેઠે ઉન્માદ પણ ઘણી વાર વારસામાં ઉતરે છે, માટે તેને વારસામાં ઉતરનારા રોગોમાં ગણવામાં આવે છે.

સાધારણ રીતે સ્ત્રીઓ કરતાં પુરૂષોને વધારે લાગુ પડે છે. મનને ધક્કો લાગે એવા ધંધા કરનારાઓને એ દરદ થાય છે. મૂર્ખ માણસો કરતાં કેળવાએલાં માણસોને ઉન્માદ વધારે લાગુ પડે છે. ઘણું કરીને અસભ્ય કરતાં સભ્ય એટલે સુધરેલી જાતિઓ અને જનસમાજમાં ઉન્માદના દાખલાઓ વધારે બને છે. ગામડા કરતાં શહેરમાં, નબળા મગજના માણસોને, આપત્તિ, સંકટ, ભય, ક્રોધ કે કામની લાગણીઓની એકદમ અસર થવાથી ચિત્તમાં વિક્ષેપ થઇ આવે છે. ઉન્માદનું જોર અને આત્મહત્યાનું પ્રમાણ બીજી ઋતુઓ કરતાં વસંતઋતુમાં અને ઉનાળામાં ખાસ દેખાય છે.

**જીંદગાનીમાં ઉન્માદ થવા લાયક ઉમર કે વખત**—માણસની જીંદગીના ભિન્ન ભિન્ન કાળ અથવા દશકા આવે છે આમાંથી જે વખતે માણસનું ભવિષ્ય, પછી શુભ કે અશુભ, બંધાવાનું હોય તેને સંકટનો વખત ગણવામાં આવે છે, અને તે વખતે માણસની નબળાઇ જણાવાનો પ્રસંગ આવી પડતાં ઘણીવાર ચિત્ત વિક્ષિપ્ત થઈ જાય છે. સ્ત્રીઓમાં ગર્ભાધાન એ પહેલું સંકટ છે. આ વખતે માતા કે પિતા જો વ્યસની હોય, દારૂડીયાં હોય, તો જરૂર ગર્ભ ઉપર તેની ખરાબ અસર થાય છે. પ્રસવ વખતે પણ વિષમ પ્રસુતિ અને એવાં કોઇ કારણથી બાળકનું મગજ ખરાબ થઈ જવાથી બાળક હમેશને માટે ખોડીલું કે ગાંડું બની જાય છે. બાળકને દાંત આવતી વખતે પણ વંશમાં જો કોઇ ઉન્માદનો વારસો હોય તો તે પ્રકાશી ઉઠવાનો સંભવ છે. યૌવનવસ્થા આવતાં, માણસના ગોત્રમાં જો કોઇ એવાં પરમાણુઓ હોય છે તો, તે જાગ્રત થઇ જાય છે. આ ઉમર ૧૫ થી ૨૫ વરસની છે. તેમાં પણ પુરૂષ કરતાં સ્ત્રીઓ

આ ઉમરે ખાસ સર્વાંગિક વિકારોથી ભરેલી હોય છે; અને તેથી તે વખતેજ વધારે ભય છે. ઘણું કરીને સ્ત્રીઓને આ ઉમરમાં આર્તવજન્ય પાંડુરોગ ( ક્લૉરૉસીસ ), અલ્પાર્તવ, હીસ્ટીરીઆ ( તંદ્રા અથવા આક્ષેપક ), ખાંસી વિગેરે વાતજન્ય દરદો અને વખતે ઉન્માદ પણ લાગુ પડે છે. તે સાથે આ ઉમરમાં કેટલીકવાર બીજાં દરદોના લક્ષણ કે ઉપદ્રવરૂપે અને કેટલીકવાર ઉન્માદના કારણરૂપે હસ્ત મૈથુનની કુટેવ પણ સખત રૂપમાં લાગુ પડેલી હોય છે. આ સિવાય સ્ત્રીઓને ગર્ભાવસ્થા, પ્રસવકાળ (જણવાનો વખત), સુતિકાવસ્થા ( સુવાવડના દિવસો ) અને સ્તન્ય દાનકાળ એટલે બાળકને ધવરાવવાની મુદત, એ સર્વ અવસ્થાઓમાં અનેક કારણોને લીધે મગજ નબળું પડી જવાથી માનસિક વિકારો લાગુ પડી જવાને વાર લાગતી નથી. વળી સ્ત્રીઓને માટે ૪૫ થી ૫૦ વરસની ઉમરનો વખત પણ એવોજ ભય ભરેલો છે. આ વખતે કુદરતી ઋતુ બંધ થઇ જાય છે, ગર્ભ રહેતો નથી અને અનેક પ્રકારના માનસિક રોગો થવાનો સંભવ છે. આ ઉમરે સ્ત્રીઓને વ્યાનશૂળ ( જ્ઞાનતંતુઓને લગતી બીમારીઓ ) ફરીને આવેલી ઉગ્રતા,* ગર્ભાશય પ્રદાહ ( મેટ્રાઇટીસ ) ભાગ ૧ પૃષ્ઠ ૧૧૫, વિગેરે રોગો લાગુ પડે છે, અને તે દરદો ગાંડપણમાં મદદ કરે છે તથા ઉશ્કેરે છે.

પ્રિય વાંચનાર ! ઉન્માદના સંબંધમાં આપણે બીજી ઘણી સામાન્ય પણ અવશ્ય જાણવા જેવી બાબતો અનવકાશને લીધે છોડી દેવી પડી છે; છતાં જાણવા જેટલું સામાન્ય જ્ઞાનનું ભાતું લઇને હવે આપણે તેના વિશેષરૂપમાં ઉતરીએ છીએઃ—

**હિસ્ટીરીકલ ઉન્માદ+ હીસ્ટીરીઆને લીધે થતું ગાંડપણ**—આ દરદ પુરૂષો કરતાં સ્ત્રીઓને વધારે ભાગે લાગુ પડે છે. દરદનો ઉપાય કરતાં પહેલાં દરદીનો અને દરદનો ઇતિહાસ તથા બીજું

* ગ્રામ્ય ભાષામાં કહીએ તો ઉથલો મારેલું યૌવન.

+ સંસ્કૃત નામ શું આપવું, તે મને સુઝયું નથી. માટે તેજ નામ કાયમ રાખ્યું છે.

કોઇ જનનયંત્ર સંબંધી કે સર્વાંગનું દરદ હોય તો તેનો પણ તપાસ કરી લેવો જરૂરનો છે. ઘણું કરીને આ જાતના ઉન્માદ સાથે ઋતુપાંડુ આર્તવદોષ અગર ગર્ભાશય કે ફલકોષ સંબંધી કોઇ પણ પીડા હોવાનો સંભવ છે. તે જાણવાથી ચિકિત્સા સહેલી પડે છે. આ દરદ યુવાન સ્ત્રીઓને વધારે લાગુ પડે છે, કારણ કે તે વખતે યૌવનને લીધે વિવિધ પ્રકારનાં શારીર યંત્ર પૂર્વે ન અનુભવેલો ફેરફાર અનુભવે છે. વળી, એજ વખતે કેળવણીના દોષને લીધે કે જીવનના કર્તવ્ય સંબંધી ગુંચવાડાને લીધે મનમાં વિકાર પેદા થાય, એવી સ્થિતિ આવે તો દરદીના મનમાં અનેક તરેહની ન સમજી શકાય એવી માનસિક મુંઝવણો માત્ર કલ્પનાથીજ ઉભી થાય છે.

**દરદીની સ્થિતિ**—દરદી આ વખતે ગંભીર સ્વભાવ ધારણ કરે છે અને ઘણે ભાગે મૌન (અબોલપણું) રાખે છે. જે યુવતિ રાત દિવસ વાંચ્યા કરે છે અને જેને **ગ્રંથકીટ** એટલે પુસ્તકના કીડા એવી ઉપમા આપી શકાય, એવી જાતના માણસો તેમજ જાગતાં સ્વપ્નનો અનુભવ કરી જેઓ સંસારક્ષેત્રમાં પ્રવેશ કરે છે, તેઓની ઇચ્છાઓ ઘણે ભાગે સીમા વગરની હોય છે અને એવી સબળ લાલસા વૃત્તિવાળાં માણસો થોડા વખતમાંજ અવળે માર્ગે પડી જાય છે. તેઓ વિશ્વદ્વેષી (જગત ઉપર અભાવ), ચિંતાતુર અને ઉન્માદ રોગવાળાં થઇ જાય છે. ઘણું કરીને **હસ્તમૈથુનની** ટેવ વાળાં માણસો પણ ઉન્માદરોગવાળાં થાય છે.

**રોગ સ્વભાવ**—હીસ્ટીરીઆ રોગ જેમ અનેક પ્રકારના રંગ બતાવે છે, તેમજ તેનાથી થયેલ ઉન્માદ પણ અનેક જાતના રંગ બતાવે છે. કોઇ દરદી હીસ્ટીરીઆના દરદીની પેઠે અયોગ્ય આહાર ખાવા તરફ પોતાનું વલણ બતાવે છે. ઘણીવાર ઇંટ, સોઇ, છરી, પથરો કે ટાંકણી જેવી વસ્તુઓ પણ આવાં દરદીને ગળી જતાં દેખીએ છીએ અને ખબર ન રહે તો આંતરડાંમાં પણ એ વસ્તુઓ ઉતારી જાય છે. સ્ત્રીઓમાં આ ગાંડપણ આગળ જતાં "પ્રેમોન્માદ" (ઇરોટોમેનીઆ)ના રૂપમાં પરિણામ પામે છે. ગાંડપણની શરૂઆતમાં

અતત્વાભિનિવેશ (મેનીઆ) હીસ્ટીરીઆ જેવો દેખાય છે. જો હીસ્ટીરીઆથી '**વિમર્શોન્માદ**' એટલે વિચારનું ગાંડપણુ અથવા બુદ્ધિભ્રંશ થાય તો રોગી હમેશ આત્મહત્યાનો ભય બતાવે છે, એટલે કે પોતાને મારી નાખવા માટે કોઇ ફરે છે, એવો વહેમ રાખે છે, અથવા ઘણીવાર જાતે પણુ આત્મહત્યા માટે પ્રયત્ન કરે છે. વળી, એને એવી કલ્પનાઓ આવ્યા કરે છે કે, લોકો મારૂં ચરિત્ર નબળું છે તે જાણે છે, અથવા બતાવવાનો પ્રયત્ન કરે છે; અને એ દ્રષ્ટિથીજ તે સર્વના તરફ જુએ છે, તથા એકાંતમાં મગ્ન દશામાં બેસી રહે છે; માણુસોમાં બુમો પાડે છે. કોઇ કોઇ વાર આવી દશામાં તેને ન છોડાવી શકાય એવી હસ્તમૈથુનની ટેવ પડે છે. કોઇ સ્થળે એવું પણુ દેખાય છે કે, જ્યાં સુધી એકદમ નબળાઈ ન આવી જાય ત્યાં સુધી હોજરીમાંનો પદાર્થ કોઇ પણુ રીતે ઉલટી કરીને બહાર કાઢી નાખવાનો પ્રયત્ન કરે છે (મેં આવાં ગાંડાં માણુસો જોયાં છે. મારા જોવામાં આવેલ વ્યક્તિઓ પુરૂષ વર્ગની છે.) અને તેમાંથીજ રોગ વિષમ થઇ પડે છે. કોઇ કોઈ દરદીઓ ગમે તે ઉપાયે પણુ ખોરાક લેવાનીજ ના પાડે છે અને ગળામાં નળી મુકીને આહાર આપવો પડે છે. એવી રીતે આ દરદમાં ઘણી તરેહનાં રૂપ રૂપાંતર દેખાય છે. આ દરદનો બીજો એક ભેદ મૃગી અને હીસ્ટીરીઆને લગતો છે. એના ચાર દરજ્જા છે. આ બાબતો વધારે ઝીણી અને આપણુને અનુપયુક્ત હોવાથી આપણે એની સાથે બહુ સંબંધ નથી.

**ચિકિત્સા**—(જુઓ હસ્ટીરીઆ ભા. ૧ પૃ. ૧૦૧–૨)

**યૌવનોન્માદ**—(Insanity in the Adult) ઘણું કરીને યૌવનની શરૂઆતમાં યુવાન વ્યક્તિને કોઇ કોઇ વાર ગાંડપણુ થઇ આવે છે. આનાં કારણો ઘણાં છે. શરીરની અંદરના અનેક જાતના ફેરફારો, અયોગ્ય શિક્ષણુદોષ, વારસામાં મળેલાં ગાંડપણુનાં પરમાણુંઓ અને મુખ્યત્વે કરીને **હસ્તમૈથુન**, તે સર્વે આ દરદનાં મુખ્ય કારણો છે.

**લક્ષણ.**–દરદ શરૂઆતમાં વિમર્શોન્માદ કે અતત્વાભિનિવેશ જેવું દેખાય છે અને પછી જ્યારે મેનીઆ (Mania–ગાંડપણુ) એટલે અત-

ત્વાભિનિવેશ થઈ આવે છે. તેપછી માનસિક નબળાઇ થઇ ફરી પાછો પૂર્વની પેઠે વિમર્શોન્માદ એટલે બુદ્ધિભ્રંશ થઇ આવે છે. કોઇ કોઇ વાર ગાંડપણુ વચ્ચે શમી જાય છે અને તે વખતે દરદી સંપૂર્ણુ સ્વસ્થ જણાય છે.

ચિહ્ન–ઘણું કરીને શરીરની ગરમી ઓછી રહે છે, હાથ પગ ઠંડા રહે છે, ચામડી ફીકી અને નાડી પાતળી મંદ ચાલે છે, હૃદયની ક્રિયા ક્ષીણુ જણાય છે, પગ ઉપર થોડો સોજો હોય છે, દરદી ખાતો નથી અને નળીવાટે ખોરાક આપવો પડે છે. દરદી ઘણે ભાગે કપડાં પહેર્યાં વગર ઉઘાડોજ પડી રહે છે, તેમજ તેને મળમૂત્રનું પણુ ભાન રહેતું નથી. કોઇ કોઇ દરદીનો કોઠો સખત જણાય છે અને પેસાબ પણુ બંધ રહે છે. દરદી એકાંતમાં શૂન્ય મન થઇને બેસી રહે છે. તેને કશું યાદ રહેતું નથી, પુછવાથી કાંઇ ઉત્તર આપતો નથી. પોતાની આસપાસ શું બને છે તેની તેને જરા પણુ પરવા હોતી નથી, એટલુંજ નહિ પણુ દરદી બીલકુલ હાલ્યા ચાલ્યા વગર બેસીજ રહે છે, તે એટલે સુધી કે–પોતાના મોંપરની માંખી સરખી ઉડાડવાની પણુ તે પરવા કરતો નથી. કોઇ કોઈના મોઢામાંથી લાળ પડે છે. કોઇવાર કોઇ અંગ ઘણીવાર સુધી અકારણુ હલાવ્યા કરે છે, કોઇવાર કોઈ ગાયા કરે છે અને તે વખતે ના કહેવાથી પણુ પોતાની ક્રિયા બંધ કરતું નથી.

ઉપાય–(૧) કારણુ જણાય તે દુર કરવાં. હસ્ત મૈથુનની ટેવ હોય તો બંધ કરવી, દરદીને આનંદમાં રાખવો, સારી સોબતમાં રાખવો અને બુદ્ધિવર્ધક મેધ્યરસાયનો ખવરાવવાં, જેવાં કે—

(૨) વજ તો. ૧, વાવડિંગ તો. ૧, ત્રીફળા તો. ૬, મેળવીને તેમાં દરરોજ તો. ૦૧ મધ ઘી સાથે ચાટવા આપવું. ઉપર દુધ, શંખાવળીનો રસ વિગેરે પીવા આપવાં.

(૩) વજ તો. ૧, સોનું તો. ૧, ત્રીફળા તો. ૬, તેમાંથી દરરોજ વાલ ૨થી૪ મધ ઘી સાથે ચાટવા આપવું. ઉપર શંખાવળીનો રસ કે દુધ પાવું.

(૪) મેધ્ય રસાયન* આપવું. (જુઓ ભાગ ૧, પૃષ્ટ ૧૦૦)

(૫) પ્રદર, ગર્ભાશયને લગતું દરદ કે અટકાવની અડચણ હોય તો તે દુર કરવાના ઉપાયો કરવા—એક ગાંડી જેવી બાઈ મારી પાસે આવતી હતી તેને કેટલાક દીવસ ત્રિફળા ગુગળ આપવાથી આરામ થયો હતો.

**સુતિકૉન્માદ (પ્યુર પેરીઅલ ઇનસૅનિટી)-સુવાવડનું ગાંડપણ**—ગર્ભ અને સુવાવડ પછીની કોઇ પણ અવસ્થામાં એક જાતનો માનસિક વિકાર ઉત્પન્ન થાય છે, તેને 'સુતિકૉન્માદ' એવું નામ આપવામાં આવે છે. આ દરદ ઘણું કરીને અતત્વાભિનિવેશ, બુદ્ધિભ્રંશ કે જડતા રૂપે દેખાય છે. ઘણે ભાગે ૧. સગર્ભાવસ્થામાં, ૨. પ્રસવ વખતે પ્રસવ પછીના થોડા દિવસમાં કે પ્રસવ પછી તરત, અથવા ૩. બચ્ચાંને ધાવણ આપતી વખતે, એ રીતે સુતિકૉન્માદ થવાના ત્રણ કાળ છે.

ઉપરના ત્રણ કાળમાંથી ૧ લા વખતમાં એટલે સગર્ભાવસ્થામાં તેમજ બીજા પ્રકારની બીમારીને આપણાં બૈરાં "હરખ સનેપત" એવા નામથી ઓળખે છે. ૩ જા વખતમાં એટલે બચ્ચાંને ધાવણ આપતી વખતે વિમર્શોન્માદ કે બુદ્ધિભ્રંશ ( Malancholia–મેલેન્કૉલીઆ ) જણાય છે. ૨ જા વખતમાં એટલે પ્રસવ વખતે અને તે પછીના વખતમાં એટલે પ્રસવ પછી તરતજ તે દરદ બકવાદવાળા તીવ્ર અતત્વાભિનિવેશ (મેનીઆ)રૂપે હરખ સનેપાતની પેઠે થાય છે. બીજા અને ત્રીજા વખતમાં સાધારણ રીતે જડતા પણ દેખાય છે.

**કારણો**—સગર્ભાવસ્થામાં લોહીનાં રક્તકણો ઓછાં થઇ જાય છે તથા પ્રસવ પછી ઘણો રક્તસ્ત્રાવ થાય છે, એજ ઉન્માદનું કારણ છે. ઘણો વખત બાળકને ધવરાવવાથી તથા શરીરમાંથી ઘણું દુધ જવાથી શારીર બળ ઓછું થઈને ક્રમે ક્રમે લોહી ઓછું થઇ જાય છે. તે સાથે વળી બાળકનું લાલન પાલન કરવામાં જે યત્ન કરવો પડે છે, તેથી ઉદ્વેગ થાય છે, જેને લીધે શરીરને જોઇતો આરામ આપી

---

* શંખાવળી, ગળો, જેઠીમધ અને બ્રાહ્મીનું સરખે વજને કરેલાં ચૂર્ણને મેધ્યરસાયન કહે છે.

શકાતો નથી, તે પરિણામે ગાંડપણ પેદા કરવામાં મદદરૂપ થાય છે. પેસાબમાં આલબ્યુમન જતું હોય તો તેથી પણ ઘણીવાર ઉપરનું દરદ થવાનો સંભવ છે.

**લક્ષણ**—વિમર્શોન્માદ કરતાં અતત્વાભિનિવેશ અને ઉન્મત્તતા—તોફાની ગાંડપણ વધારે જોવામાં આવે છે. આનાં લક્ષણો વિમર્શોન્માદ અને અતત્વાભિનિવેશ તથા બીજાં ગાંડપણને લગભગ ઘણે ભાગે મળતાં હોય છે. શરૂઆતમાં ઘણું કરીને ઉંઘ ઓછી આવે છે, અથવા નથી આવતી. આ અવસ્થામાં જો પેસાબમાં આલ્બ્યુમીન નામનો પદાર્થ જતો હોય તો વધારે ભયનું કારણ છે. કોઇ કોઇવાર રોગના આરંભમાં વિષમ પ્રકારનો વિરાગ (ઓછો વધતો જીંદગીનો કંટાળો) અને મૌન દેખાય છે. દરદીને પોતાને જ્ઞાન હોય છે કે પોતાને ખોટો ભ્રમ થાય છે. આ વખતે દરદીને પોતાને આત્મહત્યા કરવાનું અથવા સંતાનની હત્યા કરવાનું મન થઇ આવે છે. કોઇ સંતાન તરફ બેદરકારી બતાવે છે; બીજાં દરદી વળી ઉદ્વેગવાળાં, ખિન્ન અને અ-સ્થિર દેખાય છે; અને કોઇપણ રીતે ખોરાક લેતાં નથી. કોઇવાર આવાં કોઇપણ પ્રાથમિક લક્ષણો દેખાતાં નથી; પણ દરદી સુખેથી નિદ્રા લઇને ઉઠયા પછી એકાએક પ્રલાપ (બકવા) કરવા મંડે છે અને ત્યારથીજ તે દરદી હાથમાંથી જતો રહે છે.

ઉપર જણાવેલાં પ્રાથમિક લક્ષણો પુરા થયા પછી રોગના આરંભમાં દરદીને અનિદ્રા લાગુ પડે છે. ચહેરા ઉપર ભય અને સંદેહનાં ચિન્હ દેખાય છે, આંખો તેજદાર દેખાય છે, ઘણે ભાગે ઝાડો કબજ રહે છે, કોઇવાર ઝાડા પણ થાય છે. ઘણાં દરદીઓને ભુખ ઘણી લાગે છે અને કોઇ કોઇને ભુખ લાગતી નથી એમ પણ બને છે. ઘણાં ખરાં રોગી કોઇપણ ઉપાયે ખોરાક લેતાં નથી. દરદીને એવી બીક લાગે છે કે જાણે પોતાને કોઇ ઝેર આપવાનો યત્ન કરે છે. આ જાતનાં ઘણાં ખરાં દરદીઓના શરીરમાં અને મોઢામાં એક જાતની ખરાબ ગંધ આવે છે.

પહેલી અવસ્થામાં રોગી અર્થ વગરનો બકવાદ કરે છે અથવા

કોઈ એક વિષય લઈને તેના ઉપરજ બોલ બોલ કર્યા કરે છે, અને તે પછી ક્રમે ક્રમે અસંબદ્ધ પ્રલાપ શરૂ થાય છે. કોઇ કોઈ સ્થળે રોગની શરૂઆતમાંજ હાસ્ય અને ચીસો શરૂ થાય છે.

સુવાવડ પછી જે અતત્વાભિનિવેશ (મેનીઆ) શરૂ થાય છે, તે ઘણે ભાગે પ્રસવ પછી ચાર અઠવાડીઆની અંદર દેખાવ દે છે. ઘણે ભાગે તો દશ પંદર દિવસમાંજ શરૂ થાય છે. કોઇ કોઈ વાર એકદમ તરૂણ ગાંડપણુ થઇ આવે છે. રોગી અસંબદ્ધ આચરણ કરે છે અને અસ્થિર બની જાય છે. દ્રષ્ટિ, ઘ્રાણુ, સ્વાદ વિગેરે ઇન્દ્રિયોના જ્ઞાનમાં ખોટી ભ્રાંતિ થઇ આવે છે. દરદી માણસોને ઓળખી શકતો નથી અને અશ્લીલતા (અસભ્યતા) ભરી ચેષ્ટાઓ તથા ભાષણો કરવા મંડી પડે છે. સુવાવડનું ગાંડપણુ પણ જુનું થયા પછી દરદીને માથાનું દરદ, શ્વાસ, આંખોમાં ખાડા અને ચહેરા ઉપર મલીનતાનાં લક્ષણુ દેખાય છે. કોઇ કોઇ દરદીઓની જીભ એકદમ ચોખ્ખી જણાય છે. સુતિકોન્માદ ઘણે ભાગે અસાધ્ય છે, તે મટતો નથી.

ધાવણુ જવાથી જે ગાંડપણુ આવે છે તે ઘણે ભાગે સુવાવડ પછી ત્રણુ માસે પોષણુ પુરૂં ન મળવાથી દેખાય છે. આ ગાંડપણુ વિમર્શોન્માદને મળતું હોય છે. કોઇ વાર મેનીઆ (mania) એટલે અતત્વાભિનિવેશ પણુ જણાય છે.

**ઉપાય**—(૧) ગર્ભવતીને કે સુવાવડીને કોઇ પણુ રીતે મનને ધક્કો લાગે એટલે મન કચવાય એવો પ્રસંગ ન આવવા માટે સંભાળ રાખવી, ધણીનો વિયોગ હોય તો તેને બોલાવીને પાસે રાખવાની તજવીજ કરવી.

(૨) દસ્ત સાફ આવે એવી સંભાળ રાખવી, સારો પોષણુવાળો ખોરાક આપવો.

(૩) સુવાવડીનો ક્વાથ **દેવદાર્વાદિ** એવા નામથી ઓળખાય છે તે શાર્ડંગધર મધ્યમખંડ પ્રમાણે ક્વાથની રીતે તૈયાર કરીને દિવસમાં બે વખત પાવો. ધાવણુ જવાથી ગાંડપણુ આવ્યું હોય તો ધાવણુ વધે અને દરદીને પોષણુ મળે, એવી શતાવરી જેવી દવા આપવી.

(૪) મેનીઆ ( અતત્વાભિનિવેશ ) શાંત થવા માટે નીચે બતાવેલું અતત્વાભિનિવેશહર ચૂર્ણ આપવું.

(૫) શંખાવળી તો. ૧, ગળો તો. ૧, જેઠીમધ તો. ૧, બ્રાહ્મી તો. ૧, વજ તો. ૧, વાવડીંગ તો. ૧, કઠ તો. ૧, ત્રીફલા તો. ૮, એ પ્રમાણે મેળવીને તેમાંથી તો. ૦। મધ તથા ઘી સાથે સાંજ સવાર આપવું. ઉપર દુધ પાવું.

(૬) ગર્ભાશયમાં કે ગર્ભાશયની રસત્વચા—લીગામેન્ટમાં કે નળીમાં અથવા ફલકોષમાં સોજો જણાય તો તેની ચિકિત્સા સાથે સાથે કરવી. બેસણી જેવો કોઇ અવયવ ફાટી ગયો હોય તો તે સાંધવાની પણ વેળાસર તજવીજ કરવી. દરદીનું મન ઉશ્કેરાય એવી કોઇ પણ ક્રિયા કરવી નહિ.

**રજોનિવૃત્તિજન્ય ઉન્માદ–( કલાઇમેસ્ટ્રીક ઇનસાનીટી )** સ્ત્રીઓની જીંદગીમાં જે સંકટના સમયો કહેલા છે, તેનાથી ભિન્ન એક સંકટનો સમય તેઓનું યૌવન પૂર્ણ થતાં ઉત્તરાવસ્થામાં આવે છે. આ વખત તે અટકાવ બંધ થવાનો વખત છે. ઘણે ભાગે ૪૦ વરસ પછી અને ૫૦ વરસની વચ્ચે આ વખત આવે છે. આ વખતે એક સાથે અટકાવ બંધ થઇ જાય છે. તે સાથે તેના જીવનમાં મહીને મહીને થતા ફેરફારો બંધ પડે છે. આ વખતે સામાન્ય રીતે માત્ર માનસિક વિકાર દેખાય છે અને કોઇવાર આ વિકારમાંથી એકાએક ગાંડપણ થતું જોવામાં આવે છે. સને. ૧૯૧૪ માં મારે ત્યાં એક સ્ત્રી આ જાતના ઉન્માદ રોગવાળી હતી અને તેને આશરે બે માસ મેં મારે ત્યાં રાખી હતી. આ વખતે તેની ઉમર ૪૫ વરસની હતી. એ દરદને ઇંગ્રેજીમાં કલાઇમેસ્ટ્રીક ઇનસૅનિટી કહે છે. આ સંકટનો વખત અટકાવ બંધ થવા વખતેજ આવે છે, એવું કાંઇ નથી, પણ જે વખતે જનનયંત્રની ક્રિયાઓમાં નબળાઇ થવાનો પ્રસંગ આવે છે અને જે વખતે જનનયંત્રની ક્રિયાઓમાં વિશેષ ફેરફાર થાય છે, તેવાં કેટલાંક વરસોનો આ સંકટ કાળમાં સમાસ કરવામાં આવે છે. આ વખતે સ્ત્રીઓને અનેક જાતની પીડાઓ થાય છે, કે જેને લીધે માનસિક

નબળાઇ આવવાનો વધારે સંભવ હોય, જેવી કે ઘણુા મોટા પ્રમાણમાં શ્વેતપ્રદર, વધારે પડતો અટકાવ અથવા લોહીવિકાર, ગર્ભાશયની સ્થાન સ્યુતિ (ખસી જવું), જનન યંત્રની સ્થાનિક ઉગ્રતા (વેજાઇનિઝમ્સ), વગેરે. કોઇને વારસામાં ગાંડપણનાં પરમાણુઓ પ્રાપ્ત થયાં હોય તો તે પણ આ અવસ્થામાં પ્રબળ થઇ આવે છે.

**લક્ષણ**—ઘણું કરીને બીક, નિરૂત્સાહપણું અને માનસિક ખેદ થાય છે. પછી એકાગ્રયોન્માદ અથવા વિમર્શોન્માદ અને બીજાં જુદી જુદી જાતનાં ગાંડપણ દેખાય છે.

**ઉપાય.**—૧. દરદીનો વિશ્વાસ મેળવવો, ભય તથા વહેમ દુર કરવો, દસ્ત સાફ રાખવો; દસ્ત ન આવે તો સીરીંજ ડુશથી પણ દસ્ત લાવવો.

૨. પ્રદર, અત્યાર્તવ અને બીજાં સ્થાનિક દરદાનો તપાસ કરીને યોગ્ય ઉપચાર કરવા, તથા ઘણા દિવસ સુધી આગળ જણાવેલ અતત્વાભિનિવેશહર દવા આપવી (મારી પાસે આવેલ દરદીને મેં આ રીતે સારવાર કરી હતી અને તેથી તેને સારૂં થયું હતું.)

**વિમર્શોન્માદ**–( Malancholia simplex—મેલૅન્કોલીઆ સીમ્પ્લેક્ષ ) સામાન્ય વિમર્શોન્માદનું નામ આ ઉન્માદનાં ઘણાં પ્રકરણોમાં આવ્યું છે. માટે તેનું લક્ષણ વાંચનારના લક્ષ્યમાં રહે એ જરૂરનું ધારીને અહીં આપવામાં આવે છે. નામ ઉપરથીજ એટલું તો સમજાય છે કે આ દરદને માનસિક વિચાર સાથે ઘાટો સંબંધ છે.

**લક્ષણ**—શરૂઆતમાં મનની નબળાઇ પેદા થઇને દરદી ગમગીન સ્થિતિમાં જાણે ગંભીર વિચાર કરતો હોય, એવી સ્થિતિમાં બેસી રહે છે. પોતાની કલ્પનાઓનો વિષય લઇને તેનાજ વિચારમાં બેસી રહે છે અને જેને જેને જુએ કે તે તે માણસ તેના વિચાર અને કષ્ટના કારણ રૂપ થાય છે. દરદીને એવો વિચાર આવે છે કે તેનું બધું જીવન, તેનું શરીર અને મન, એ બધું દુઃખમય અને અંધકારથી ઢંકાયેલું છે. દરદીથી કોઇ પણ વિષયમાં પોતાનું મન પરોવી શકાતું નથી અને તેથી કોઇ પણ નવો બનાવ તેને યાદ રહેતો નથી. તેની વિચાર-

શક્તિ બધી પોતાના મગજમાં ભરાઇ રહેલી વસ્તુમાંજ રોકાએલી રહે છે; સંસાર ઉપર ઉદાસીનતા અને સંપૂર્ણ વૈરાગ્ય આવી જાય છે. ઘણે ભાગે સ્વાનુભવનો નાશ થાય છે, મનમાં કારણ વગરનો ભય ભરાઇ જાય છે, વિભ્રમ, ખોટો ખ્યાલ અને વિશેષે કરીને ઇંદ્રિયોના વિષયોનું જ્ઞાન વિપરીત થાય છે. કોઇ કોઇને આત્મહત્યા કરવાની તીવ્ર ઇચ્છા થઇ આવે છે અને તેને માટે જુદા જુદા ઉપાયો પણ અજમાવે છે. પોતાને અમુક જાતના રોગો થયા છે, એવી ખોટી કલ્પનાઓ કરીને રોગી બહુ રીબાય છે, કોઇને એવી કલ્પના થઇ આવે છે કે, પોતાને ઉપદંશ એટલે ચાંદી થઇ છે, કોઇ વળી એવી કલ્પના કરે છે કે તેની હોજરીજ ફાટી ગઇ છે વિગેરે. આવા રોગીના મનમાં વળી એવું આવે છે કે, તે કાંઇ પણ કામ કરવાને બીલકુલ લાયક નથી, એટલુંજ નહિ પણ તેનું પોતાનું સર્વસ્વ નાશ પામ્યું છે. વખતે તેના મનમાં એવું આવે છે કે તેણે કોઇ મોટું પાપ કર્યું છે. અને તે પાપનું આ લોકમાં તો નિવારણ નથી, પણ પરલોકમાં પણ નિવારણ નથી થવાનું. આવી આવી માનસિક અવસ્થા સાથે શરીરમાં પણ કેટલોક ફેરફાર થાય છે. જેમકે શરીરને જોઇએ એટલું પોષણ મળતું નથી, વજન ઘટે છે. શ્વાસ બરાબર લઈ શકાતો નથી, લોહીના ફરવામાં વિલક્ષણ પ્રકારનો ફેરફાર, હૃદયમાં દરદ, શરીરની પેશીઓની નબળાઈ, મળ, મૂત્ર, પ્રસ્વેદ વિગેરે રસવહનની ક્રિયા ઓછી થઇ જાય છે. સંપ્રયોગ ( વ્યવાય કે સંસારધર્મ )ની ઇચ્છા અને ઋતુસ્રાવ એક સાથે બંધ થઇ જાય છે કે ઓછાં થઈ જાય છે; નિદ્રામાં પણ વિકાર થાય છે. માથું દુઃખે છે. સ્નાયુઓમાં શૂળ થાય છે, લોહી ઉડી જાય છે અને એવા એવા બીજા ઉપદ્રવો થઇ આવે છે.

**ઉપાય**—ઉન્માદ રોગની ચિકિત્સા કરતાં નીચેની બાબતો તરફ જરૂર લક્ષ્ય રાખવું જોઇએઃ—

૧. રોગીને અને રોગી સિવાયનાં બીજાં માણસોને રોગીના અત્યાચારથી બચાવવાં જોઇએ.

૨. માનસિક કે શારીરિક શક્તિનો નકામો ખરચ થતો હોય તો અટકાવવો.

૩. તાવ હોય તો તેની ચિકિત્સા કરવી.

૪. ઉંઘ ન આવતી હોય તો ઉંઘ આવે એવા ઉપાય કરવા અને તંદુરસ્તી જળવાઇ રહે, બુદ્ધિ શક્તિ વધે, એવા ઉપચારો કરવા જોઇએ.

૫. દરદી આત્મહત્યાનો પ્રયત્ન કરે છે, એવું જણાય ત્યારથી તેના તરફ વધારે લક્ષ્ય રાખવું જોઇએ. વિમર્શોન્માદમાં દરદી એવો પ્રયત્ન વધારે કરે છે. કોઈ પણ જાતનું હથીઆર તેના હાથમાં આવવા દેવું નહિ, દરદીની તંદુરસ્તી જળવાઇ રહે એવા ઉપચાર કરવા, બળકારક ઔષધ આપવાં, કોઠો શુદ્ધ રહે એવી સંભાળ રાખવી, ખુલ્લી હવામાં દરદીને ફેરવવો, હવા ફેર કરાવવી, આનંદી સોબતમાં રાખવાની તજવીજ કરવી, પૌષ્ટિક દવાઓ આપવી; કોઇ વાર વીજળી મુકાવવાથી પણ સારૂં થાય છે. આયુર્વેદના ગ્રંથોમાં ઉન્માદ રોગ માટે, અપસ્માર માટે અંજન, નસ્ય, ધૂપ, ઘૃત, તૈલ અને ચૂર્ણો વિગેરે લખેલાં છે. તે સર્વનો વિધિ પ્રમાણે ઉપયોગ કરવો.

**કોરીઆ** *( choria ) **( વિષમ સ્નાયુવાત )**—આ રોગ બાળક અવસ્થાને લગતો છે, એટલે આપણે તેની સાથે વધારે લેવા દેવા નથી. તોપણ એના સ્વભાવ પ્રમાણે તે છોકરાઓ કરતાં છોકરીઓને વધારે થાય છે. અને કોઇ કોઇ વાર ૧૬ વરસ પછીની ઉમરનાં આદમીને તેમજ યુવાન સ્ત્રીઓને સગર્ભાવસ્થામાં કે પ્રસવ પછી પણ થાય છે. માટે અહીં લખ્યું છે.

**કોરીઆ**+—ઇચ્છા વગર અનિયમિત રીતે શરીરના સ્નાયુઓ

* આ રોગનું ખરૂં દેશી નામ હશે, પણ મને મળ્યું નથી. તેથી અંગ્રેજી નામજ રાખ્યું છે અને મારી કલ્પનાનું નામ બ્રેકેટમાં અર્ધચંદ્રમાં મુકયું છે.

+ આ દરદ મેં ઘણી વાર જોયેલું, ઘણાં છોકરાંઓને મેં સારાં કરેલાં, છતાં જ્યારે સને ૧૯૧૬ માં ભરૂચ જીલ્લાના કલેકટર મે. ઇ. મેન્યુઅલ સાહેબે કોઇ કોરીઆનો દરદી છે, એવો પ્રશ્ન કર્યો ત્યારે હું તે દરદ સમજ્યો નહોતો; દરદનાં નામ તથા વ્યાખ્યા સમજવાં એ બહુ જરૂરનું છે, એમ મને ત્યારથી થયું.

ચાલ્યા કરે અને ઇચ્છા છતાં પણ તે ચલન રોકી શકાય નહિ, તે દરદને કોરીઆ કહે છે.

દરદનો સ્વભાવ ઘણે ભાગે ૮ થી ૧૨ વરસની ઉમરમાંજ આ દરદ થાય છે. ૭ વરસની નીચે અને સોળ વરસની ઉપર કોઇકજ વાર દેખાય છે. છોકરાઓ કરતાં છોકરીઓને આ દરદ વધારે થાય છે. ઘણે ભાગે નવ વરસ પછી થાય છે. ઘણીવાર વારસામાં દરદ ઉતરે છે. ગામડા કરતાં શહેરનાં માણસોને, ગૃહસ્થો કરતાં ગરીબોને, ઘણું કરીને સારો આહાર ન મળવાથી, બાળકો તરફ ધ્યાન ન રહેવાથી, નબળાઇથી અને લોહી ઓછું થવાથી આ રોગ થાય છે. વાયુનાં દરદો સાથે આને વધારે સંબંધ છે કે કેમ, તે કહેવાતું નથી; પણ એ દરદવાળાં દરદીનું હૃદય તપાસવામાં આવે છે ત્યારે એક જાતનો ઘર્ષણ ધ્વની સંભળાય છે. યુવાન સ્ત્રીઓની સગર્ભાવસ્થા એ આ દરદનું એક કારણ મનાય છે અને ઘણે ભાગે પ્રસવ પછી એ દરદ એની મેળે શાંત થાય છે. કેટલીકવાર ખોટાં આચરણ ( વિષયી સ્વભાવ ), કુઅભ્યાસ ( હસ્તમૈથુન ) અને માસિક આર્તવના વિકારથી પણ કોઈ કોઈ દરદીને કોરીઆનું દરદ થઈ આવે છે. કોઇ વાર કૃમિનો ઉપદ્રવ પણ સાથે હોય છે. ભય, અને માનસિક ઉદ્વેગથી એ દરદને ઉત્તેજન મળે છે.

**સંપ્રાપ્તિ**—આ દરદની સંપ્રાપ્તિના સંબંધમાં ડૉકટરોના મત ભિન્ન છે. એનું આપણે પ્રયોજન નથી.

**લક્ષણ અથવા ચિહ્ન**—દરદની શરૂઆતમાં દરદી છોકરી કે છોકરો અગર મોટી ઉમરની ઓરત, સુતેલી સ્થિતિમાં કે બેઠેલી સ્થિતિમાં, કેટલીક ક્ષણોને માટે સંપૂર્ણ સ્થિર થઈ જાય છે. પરંતુ દરદી જાણે કે તેને પોતાને કોઈ જુએ છે, અગર તેને કાંઇ ચલન વલન કરવું પડે ત્યારે અનેક તરેહના સ્નાયુઓના જુદા જુદા ચાળા તેનાથી થઇ જાય છે. એક સાથે હાથની મુઠી વળી જાય છે. એક સાથે કાંડુ ફરી જાય છે, એક હાથની મુઠી વળી જઈ તે ઉપર બીજો હાથ આવી જાય છે; કોણી પાસેથી કે આખો હાથ ફરી જાય છે; એક બાજુનો ખભો ઉંચો કે નીચો થઈ જાય છે, કોઈ કોઈ બચ્ચાનું એકાએક

માથું જમીન સાથે અફળાઇ જાય છે. મેં આ જાતનાં ચાર છોકરાં જોયાં છે. પહેલાં હું તેની ચિકિત્સામાં સમજતો નહોતો, પણ એક વખત એવા દરદવાળાં બચ્ચાંને તાવ આવ્યો. તેને મેં કૃમિની ચિકિત્સા સાથે વછનાગવાળી બનાવટ (ત્રિપુર ભૈરવ) તાવ માટે આપવાથી તેના મૂળ દરદમાં ફેર થયેલો જણાયો. તે પછી બીજાં બે બચ્ચાંઓને મેં એજ ચિકિત્સાક્રમથી આરામ કર્યો. કોઈ વાર આંખની પેશીઓ વિષમ રીતે ફરકતી જણાય છે. ટુંકામાં મોઢું, હાથ, પગ, જીભ અને દેહની ઘણીખરી પેશીઓ પોતાનું આકુંચન પ્રસારણ કર્મ વધારે પડતું અને અનિયમિત રીતે કરે છે. દરદી જે કામ કરે તે કામ કરનારી પેશીની ક્રિયા અનિયમિત રીતે વૃદ્ધિ પામે છે. કોઈ વાર દરદી કાંઇક નજીવી ચીજ જમીન ઉપરથી ઉપાડતાંની સાથે એકદમ હાથ ઉંચો કરી લે છે; અગર જુદી જાતના હાથના ચાળા કર્યા પછી એ વસ્તુ લઇ શકે છે. રોગ વધારે જોરમાં હોય તો ચહેરાની પેશીઓમાં જુદી જુદી જાતના વિકારો દેખાય છે. પગ ઉપાડવા મુકવામાં દરદીથી કોઇ રીતે સમાનતા જાળવી શકાતી નથી. દરદના વધારા સાથે સ્નાયુઓની વિષમ તીવ્રગતિ વધતી જાય છે, કોઇ વાર એકદમ જીભ બહાર નીકળી આવે છે; અને કચરાઇ જાય છે. દરદ ઘણું વધ્યા પછી મોઢામાં નાખેલી ચીજ ગળે ઉતરતાં દરદીને શ્રમ પડે છે, અને ઝાડા પેસાબના સ્નાયુઓ ઉપરથી તેની સત્તા ઉડી જાય છે.

ઉંઘમાં સ્નાયુઓની આ વિષમ ગતિ બંધ પડે છે. કોઇવાર ઘણાં દરદમાં ઉંઘમાં પણ થોડી ઘણી ગતિ રહે છે. ઘણું કરીને અર્ધા અંગના કોરીઆ (હેમીકોરીઆ[1]) નામના દરદમાં આ જાતનું સ્નાયુચલન ઉંઘમાં દેખાય છે.

**ચિકિત્સા**—૧. મુખ્યત્વે કરીને દરદીને આરામ આપવો તથા

---

૧. આ જાતનું અર્ધા અંગનું કોરીઆનું દરદ અને ઉંઘમાં સ્નાયુઓનું જરા જરા ચાલ્યા કરવું, એ ઘણીવાર કુતરાંઓમાં જોવામાં આવે છે. કુતરાંઓને આપેલા ઝેરમાંથી બચેલાંઓ અને નબળાં કુતરાંઓને મેં ઝાડેશ્વરમાં એવી રીતે હાલતાં જોયાં છે.

પુષ્ટિકારક ખોરાક આપવો એ આ દરદની ચિકિત્સાના મુખ્ય બે ઉદ્દેશ હોવા જોઇએ. ૧. બની શકે અને વહેલું જાણવામાં આવે તો દરદ નવું હોય ત્યાંથી વધવા ન પામે એને માટે તજવીજ રાખવી, અને રોગને જુનો ન થવા દેવો. ૨. બીજું, રોગ બળવાન સ્વરૂપમાં હોય તો સ્નાયુ-ઓની અસ્થિરતા શમે, દરદીને ઉંઘ આવે, અને દરદની ખેંચ તાણુને લીધે દરદીને નબળાઇ ન આવે, તેની ખાસ સંભાળ રાખવી.

૨. ચિકિત્સાની શરૂઆતમાંજ દરદીને પથારીમાં સંપૂર્ણ આરામ આપવો; અને હલકો પોષણકારક ખોરાક આપવો. દુધ સર્વોત્તમ ખોરાક છે. બનતાં સુધી ગળપણ અને આથાવાળો ખોરાક વધારે ન આપવો. શરીર અને મન કોઈ પણ કામમાં રોકાએલું ન રહે એ તરફ ખાસ ધ્યાન આપવું. રોગ થોડો ઘણો શાંત થયા પછી ચોખ્ખી ખુલ્લી હવામાં ફરવા મોકલવાની વ્યવસ્થા કરવી.

૩. સારી રીતે આરામ થયા પછી પણ કેટલાક મહિના સુધી દરદીને ભણવાની અને માનસિક મહેનત કરવાની ખાસ મના કરવી. દરદીને ગરમ પાણીથી નવરાવવું, અનાજ ગળે ન ઉતરતું હોય તો આસ્થાપન બસ્તિ આપવાની યોજના કરવી. હમેશાં સવારમાં પૃષ્ઠ-વંશ (કરોડ) ઉપર ઠંડા પાણીની ધાર કરવી, એથી વહેલું સારૂ થાય છે. શરીર ચંપાવવાથી પણ આરામ પડે છે. દરદ મટયા પછી દરદીને થોડી કસરત કરાવતા રહેવું.

૪. **વપરાતી દવાઓ**—આ દરદમાં સોમલ વાળી કોઇ પણ બનાવટ મુખ્ય ઔષધ ગણાય છે. લોહવાળી બનાવટો તથા બંગ અને જસત ભસ્મ એટલે ઇંગ્રેજીમાં ઝીંકસલ્ફેટ અને ઓક્સાઇડ યોગ્ય માત્રામાં આપવી. સોમલ આપતી વખતે સંભાળવું કે શરીરમાં સોમ-લના ઝેરની અસર જણાય કે વચ્ચે થોડા દિવસ સોમલ બંધ કરી દેવો. ક્વીનાઇન અને લોહની બનાવટોથી પણ લાભ થાય છે. ટુંકામાં ડાક્ટરોની સલાહ પ્રમાણે દવા કરવી.

**દેશી દવાઓ**—દેશી દરદોના વર્ણનમાં આ દરદ સ્વતંત્ર રૂપે જોવામાં આવતું નથી, તેથી તેની ચિકિત્સા પણ મારા જોવામાં આવી

નથી, અને આવી હશે તો હું સમજ્યો નથી. પણ ટુંકામાં આ દરદ સ્નાયુઓ ઉપર હુકમ ચલાવનારા ગતિ તંતુઓ ( વ્યાનવાયુ )ને લગતું છે, તેથી વાત રોગની ચિકિત્સા કરવી જોઇએ. મારી પાસે આ દરદના કેટલાક કેસો આવ્યા છે; પ્રથમ બેચાર કેસમાં હું સમજ્યો નહોતો. પછી મને કૃમિનો વહેમ જવાથી કૃમિની ચિકિત્સા કરવા માંડી, તેમાં વાવડીંગ, દ્વિરૂત્તર ચૂર્ણ, કિરમાણી અજમો, ઇંદ્રજવ, વિગેરે દવાઓ મેં વાપરી. મારા પિતાશ્રી એક વખતે અહીં હતા અને તેમને એવો એક દરદી બતાવતાં તેમણે કૃમિની ચિકિત્સા કરવા મને આજ્ઞા કરી, એટલે મારા નિદાનને પુષ્ટિ મળી. તે પછી મને તે દરદ મગજનું છે એમ લાગવાથી વજ, શંખાવળી, બ્રાહ્મી, એવી દવાઓ વાપરી જોઇ નબળાઇનો વહેમ પડવાથી સતાવરી, ગળો, અશ્વગંધા, વંશરોચન, ચોપચીની, એ દવાઓ પણ વાપરી. તે પછી આગળ હું જણાવી ગયો છું તેમ, તાવમાં વછનાગવાળી બનાવટ વાપરવાથી લાભ જણાતાં તે પણ મેં વાપરવા માંડી. મારી દવાશાળાના આવા કેસોમાં નીચે મુજબની બનાવટો ઘણે ભાગે જોવામાં આવશેઃ—

**સાંજે**–ત્રિપુરભૈરવરસ[1]–ગો. ૧ થી ૩ તુળસીના પાન સાથે તેના ઉપર અનુપાન તરીકે દુધ શેર ૦ાા પીવાનું.

**સવારે**–ચોપચીની વાલ ૨, સતાવરી વાલ ૨, ગળો વા. ૨ વાવડીંગ વાલ ૨, વજ વાલ ૨, ટંકણખાર વાલ ૨, ત્રીફલા વાલ ૬.

સર્વે મધ તથા એરંડીઆ તેલ સાથે ચાટી ઉપર દુધનું અનુપાન આપવું. જરૂર પડે તો સ્થિતિ પ્રમાણે, યોગ્ય ફેરફારમાં ગુગળ, સિતોપલાદિ, દ્વિરૂત્તર ચૂર્ણ વિગેરે દવાઓ અપાય છે.

ક્ષયહર રસાયની, નવાયસ લોહ, વિગેરે દવાઓ ઉપયોગી થાય છે. કોઇવાર ઝેર કોચલાંવાળો કૃમિકુઠાર રસ પણ અપાય છે. સને

૧. સુંઠ વાલ ૪, મરી વાલ ૪, ટંકણખાર વાલ ૩, વછનાગ વાલ ૧, ઉપરની દવાઓ પાણીમાં વાટી ગોળી વાળવી. પણ હું ગૌમૂત્રમાં કે તેની રસક્રિયામાં તેની ગોળી વળાવું છું. ગોળી એક એક ગ્રેનની કરવી.

૧૯૧૬ ના જુન માસમાં એક તલાવીઅણ આશરે-૩૦ વર્ષની ઉમ-રની ત્રણ બચ્ચાંઓની મા થયેલી પોતાના બીજા બચ્ચાની સુવાવડ પછી આ દરદ લાગુ પડેલી મારી પાસે આવી હતી અને હજુ દવા મંગાવે છે. તેને આરામ છે એવું કહેવરાવે છે. આ બાઈનું ગર્ભાશય ખસેલું છે અને તે બીજી સુવાવડ પછી ખસ્યું ત્યારથી આ દરદ થયું છે, એમ કહે છે.

**હિસ્ટીરીઆ**—(જુઓ. ભાગ-૧. પૃ. ૧૦૧-૧૦૩)

**માઇકસેડીમા.**-( Myxaedema ).

દેશી વૈદામાં આ રોગનું પર્યાયવાચક નામ મને મળ્યું નથી. આ એક પ્રૌઢાવસ્થામાં સ્ત્રીઓને થતું દરદ છે.

જે સ્ત્રીને ઘણી સુવાવડો આવી હોય છે; જેને વખતસર આર્તવ બંધ થયું છે, અને જે સ્ત્રીઓને વખતો વખત રક્તસ્રાવ ઘણો થયો છે, એવી સ્ત્રીઓને ઘણે ભાગે આ દરદ થાય છે.

**લક્ષણ**—રોગ ઘણોજ ધીમે ધીમે ગુપ્ત રીતે વધે છે. શરૂઆતમાં માત્ર ભુખ લાગતી નથી, અને જરા જરા કારણોમાં શરદી થઈ આવે છે. થોડી મહેનત કરતાં પણ થાક લાગી જાય છે. હૃદયસ્પંદ એટલે પાલ્પિટેશન ( palpitation ) અથવા હેબત જેવો મુંજારો તથા ઘણા થોડા પ્રમાણમાં માનિસક ખેદ રહ્યા કરે છે. સ્પર્શશક્તિમાં વિલક્ષણતા અને સ્નાયુમાં શૂળ થાય છે.

રોગ સ્પષ્ટ થયા પછી સર્વાંગમાં અને ખાસ કરીને મોઢા ઉપર એક વિશેષ પ્રકારનો થોથર ( સોજો ) જણાય છે, તેમાં પણ ગંડ પ્રદેશ ( લમણાં ), આગળનું કપાળ, આંખનાં પોપચાં અને જીભ ઉપર વધારે જાડાશ જણાય છે. જે ભાગ ઉપર સોજો હોય છે તે ભાગ કઠણ હોય છે, દાબવાથી તેમાં ખાડો પડતો નથી; વળી સોજાને લીધે ચહેરા ઉપરની અને કપાળની રેખાઓ ભુસાઇ જાય છે; નાક જાડું થઇ જાય છે; તથા આગલું કપાળ વધીને ઝુલી પડે છે. જીભના સોજાને લઇને બોલવામાં વિકાર પેદા થાય છે અને જાડું બોલાય છે. સ્વર-નળી બધીમાં સોજો આવે છે અને એક બીજી સાથે મળી શકતી

નથી. તેમાં એક જાતનો બહારનો પદાર્થ ભરાઈ ગયેલો હોય છે. જીભ જાડી લીલાશ પડતા ઉજળા રંગની જણાય છે, મોઢું અંદરથી સૂકું રહે; અને જે અંદર થોડી ઘણી લાળ હોય છે તે જાડી થઇ જાય છે. કોઇ પણ જાતનું ચલન વલન કરતાં દરદીને પીડા થાય છે. સીવવામાં, લખવામાં અને એવી ક્રિયાઓમાં આંગળીઓ વળી શકતી નથી. ચામડી જાડી સૂકી અને લુખી થઈ જાય છે, અને ફીકી જણાય છે. ગંડસ્થલનો ભાગ લાલ જણાય છે. પસીનો થતો નથી. આંગળીઓના છેડા ફુલી જાય છે. યાદદાસ્ત ઓછી થઈ જાય છે. અનુભવ શક્તિ મંદ પડી જાય છે. કોઇ પણ વાત સમજતાં અથવા કોઇ વાત બીજાને બરાબર સમજાવતાં આ જાતના દરદીઓને ઘણો વખત લાગે છે. આથી પણ વધારે દરદનું જોર થતાં સ્મરણશક્તિનો લોપ થાય છે. કલ્પનામય માનસિક ભાવો, અને બુદ્ધિનો ભ્રંશ થઇ આવે છે; કોઇ કોઈ વાર દરદી આત્મહત્યા કરવાના વિચારો પણ કરે છે, અને રક્તસંચાલન યંત્રમાં એક જાતનો ભૌતિક અટકાવ થાય છે. ઘણે ભાગે શરીરના એક ભાગની ગરમી ઓછી થયેલી જણાય છે. બગલના અને બસ્તિના વાળ ઘણે ભાગે પાતળા અને ખરી પડે એવા થઈ જાય છે અને તેનો રંગીત પદાર્થ ઓછો થઇ જાય છે. રોગી ક્રમે ક્રમે દુર્બળ અને નિરાશ્રય થઇ પડે છે, અને લાંબા વખત સુધી એટલે ૧૦-૧૨ વરસ પીડા ભોગવી પછી મરણ પામે છે.

આ દરદના નિદાન સંબંધમાં હજી સુધી કાંઈ નિર્ણય થયો નથી.

**ઉપાય**—વિદ્વાન ડાકટરોને પુછીને કરવા અને વિદ્વાન ડાકટરોનેજ તેની ચિકિત્સા કરવા દેવી, એજ જરૂરનું છે.

## હૃદયનાં દરદો-(હૃદ્રોગ).[1]

આપણે માથાનાં અને મગજનાં દરદો જોઇ ગયા. જે દરદો વિષે

૧. દેશી વૈદ્યકમાં હૃદ્રોગના પાંચ ભેદ છે. એ દરદો ઇંગ્રેજી વૈદકના હૃદયનાં દરદોને લગતાંજ છે કે કોઇ બીજાં દરદો છે, એ સંબંધે વિદ્વાનોમાં મતભેદ છે. અત્રે અહીં હૃદ્રોગ એ ઇંગ્રેજી વૈદાંના હૃદયનાં દરદોનું નામ રાખ્યું છે.

આપણે વિવેચન કર્યું તે સિવાયનાં બીજાં દરદો સ્ત્રીઓનેજ થાય એવું કાંઈ નથી, પરંતુ જે દરદ વધારે ભાગે થાય તેનેજ આપણે આ પુસ્તકમાં લેવાનાં છે; તથાપિ બીજાં દરદો પણ થાય તો તેની યોગ્ય ચિકિત્સા યોગ્ય ડૉક્ટર કે વૈદ્ય પાસે કરાવવી, એવી જાતની સલાહથી અમે વિરૂદ્ધ નથી. હવે આ હૃદયનાં દરદોમાં પણ આપણે મુખ્ય મુખ્ય દરદોજ તપાસી જઇશું. બધાં લખતાં આપણને નહિ ફાવે.

હૃદયનાં દરદો જાણુતા પહેલાં હૃદયની રચના, તેના ખંડો, તેનાં કામો અને રૂધિરાભિસરણુ, હૃદયનો અને ફેફસાનો તથા તે વાટે શ્વાસનો સંબંધ, હૃદયના કુદરતી અવાજો, અને તેનાં કારણો; આ બધી વાતો જાણુવાની જરૂર છે. હૃદયની પરિક્ષા અને તેની રીત એ પણ જાણવું જોઇએ, પરંતુ એ બધી વાતનું સવિસ્તર વર્ણુન કરતાં બીજું નવું પુસ્તક તૈયાર થાય. સામાન્ય રીતે હૃદયની રચના અને તેનું કામ નવી ગુજરાતી વાંચનમાળાના પાઠો મારફત કેળવણી ખાતા તરફથીજ છોકરાઓને શીખવવામાં આવે છે, ખુટતી વાતો 'વૈદ્યકલ્પતરૂ' ની ભેટ '**રોગી પરિચર્યા**' ભાગ ૧ અને 'ઘરવૈદું' એમાં લખાયેલી હોવાથી વૈદ્યકલ્પતરૂના ગ્રાહકોથી તે વાત અજાણી નહિજ હોય.

હૃદયનો આકાર કેરીઘાટનો આદમીની વળેલી મુઠી જેવો હોય છે. તેમાં ચાર ખંડો છે. દરેક ખંડ વારાફરતી ઉઘડે છે અને બંધ થાય છે. આ ખાનાંઓ સાથે આખા શરીરમાં લોહી પહોંચાડનારી અને પાછું લાવનારી લોહીની મોટી નસોનો સંબંધ છે. ચોખ્ખું લાલ લોહી હૃદયના ડાબી બાજુના બે ખંડમાંના એક ઉપલા ખંડ મારફત આખા શરીરમાં ધકેલાય છે. તે લોહી ફરીને મેલું થઇ જતાં કેશવાહિની શીરાઓ મારફત હૃદયના જમણી બાજુના નીચેના ખંડમાં આવે છે. ત્યાંથી ધકેલાઇ ઉપલા ખંડની મોટી શીરા મારફત ફેફસામાં પથરાઇ જાય છે; ત્યાં ચોખ્ખું થઇ હૃદયના ડાબા ખંડમાં આવે છે કે પાછું તેને શરીરમાં ફરવા માટે ગતી મળે છે. આ ક્રિયા માણુસ જન્મે ત્યાંથી મરે ત્યાં સુધી ચાલ્યા કરે છે, જેને આપણે નાડી

કહીએ છીએ. શરીરમાં અને ફેફસામાં ધકેલવાની હૃદયની ક્રિયાથી હૃદયમાં હમેશાં ધબકારા થાય છે, અને તે ઘડીઆળના વાલ્વની પેઠે આપણને હૃદય ઉપર ૫-૬ પાંસળી નીચે ડાબી બાજુ હાથ મુકવાથી જણાય છે, એમાંનો એક ધબકારો જરા ટુંકો હોય છે અને બીજો મોટો અથવા જોરદાર હોય છે.

**હૃદયનાં દરદો** ઘણાં ભયંકર અને જોખમકારક ગણાય છે. તેમજ તે ઓળખવામાં પણ ઘણી મુશ્કેલીઓ છે. હૃદય પરિક્ષા ઘણી વાર સારા વૈદ્યો અને ડાકટરો પણ કરી શકતા નથી. હૃદયને લાગુ પડતાં દરદોના ડાકટરો મુખ્યત્વે ત્રણ ભાગ પાડે છે.

૧. શરીરના બીજા કોઈ અવયવને લીધે હૃદયને થઇ આવેલો રોગ પહેલા વિભાગમાં આવે છે. ૨. બીજા વિભાગમાં હૃદયને લાગુ પડેલ સોજો અને તેને લીધે થતાં દરદો વિગેરે આવે છે, ૩. ત્રીજા વર્ગમાં ખુદ હૃદયની રચનાને જ લાગુ પડતાં દરદો આવે છે. આ દરદો વધારે ભયંકર હોય છે. આ દરદોમાં હૃત્‌કાઠિન્ય (ઇન્ડયુરેશન), હૃત્‌માર્દવ ( સોફટીંગ ), હૃદયનું કરમાઇ જવું ( એટ્રોફી ), અથવા હૃદયની બનાવટનું જાડું થઇ જવું ( હાઇપરટ્રોફી ), તથા હૃદયનું ફુંગાઇ જવું વિગેરે દરદો આવે છે. વાંચનારે સમજવું જોઇએ કે હૃદયના કોઇ પણ દરદ માટે હુશીઆર સ્પેશીઅલીસ્ટ (તદ્વિદ)ની સલાહ લેવાનું કદી ભુલવા જેવું નથી. અનાડી બાવાઓનાં સાત પડીકાંનો ભરોંસો રાખી હાથે કરીને મરવું નહિ.

**પૂર્વરૂપ**—જો કે હૃદયનાં દરદો જાણવા માટે હૃદયની રચનાનું જ્ઞાન, પરિક્ષા, અનુભવ અને કુશળતાની તો પહેલીજ જરૂર છેજ, તો પણ કેટલાંક તેનાં પૂર્વરૂપ છે કે જે ઉપરથી આપણે થોડું ઘણું અનુમાન કરી શકીએ; જેમકે પ્રથમ હૃદયને કોઇ પણ દરદ લાગુ પડે કે તેની સાથેજ હૃદયમાંથી નીકળતા ધબ, ધબ, અવાજમાં ફેર પડી જાય છે. પણ એ અવાજના ફેરને ઓળખવા માટે અભ્યાસ અને અનુભવ જોઈએ. નાડી ઉપરથી પણ હૃદયની ગતિ સમજાય છે. એમાં

પણ અભ્યાસ અને અનુભવની જરૂર છે. એક ગામઠી કહેવત છે કે;–

"આગા પાગાને પારખુ, નાડી અને ન્યાય;
જોતાં શીખાયા ના સીખે, સીખત આપ સીખાય."

હૃદયનાં દરદમાં સામાન્ય રીતે દરદી નીચેની ફરીઆદ કરે છેઃ–

૧. હૃદયસ્પંદ, ૨. બેભાની અથવા મૂર્ચ્છા આવતી હોય એવું લાગવું, ૩. શ્વાસ રૂંધાવો અથવા ઘુંટાવો, ૪. ચહેરા ઉપર કાળાશ આવી જવી, ૫. હાથપગ ઠંડા પડી જવા, ૬. ડાબી બાજુના ખભામાં દુઃખાવો થવો, ૭. પગ ઉપર સોજા આવી જવા કોઇ વાર ચહેરા ઉપર પણ સોજા આવી જાય છે.

**સુચના**—જો કે ઉપરનાં સામાન્ય લક્ષણો હૃદયનાં દરદનાં ગણાય છે, પરંતુ આમાંનાં કેટલાંક લક્ષણો જુના અજીર્ણ ( ડીસ્પેપ્સીઆ ) માં પણ થાય છે, માટે ઉપરનાં લક્ષણો જણાયા પછી હૃદયની પરિક્ષા ડાક્ટર પાસે જરૂર કરાવવી જોઇએ. બીજું જ્યારે એક સ્ત્રીની ડાબી બાજુની છાતીમાં બીજા કોઈ પણ કારણ વગર જો દુઃખાવો થયા કરતો હોય, અને તેની સાથે ડાબી તરફના ખભામાં કે તેની આસ-પાસ દુઃખાવો થતો હોય; અને તે સાથે ઉપર જણાવેલાં લક્ષણોમાંનાં એક બે માલુમ પડે તથા પાપણ તથા ચહેરા ઉપર સોજો હોય, વળી તે સ્ત્રીને કાંઇ આર્તવ સંબંધી રોગ હોય, તો જરૂર કોઇ ગંભીર પ્રકારનું દરદ તે બાઇને હશે, એવું અનુમાન કરવું.

**હૃદયના દરદની સામાન્ય સંભાળ**—ઉપર જણાવ્યા પ્રમાણે સ્ત્રીની હાલત હોય તો દરદની સામાન્ય સંભાળ માટે નીચલા ઉપાયો લેવાઃ–હૃદયને આરામ આપવા માટે દરદીએ બીછાનામાં પડી રહેવું, દારૂ, ચાહ, કૉફી, તમાકુ જેવી હૃદયને ઉસ્કેરનારી કોઇ ચીજ લેવી નહિ, ચાલવા હાલવામાં ઉતાવળ ન કરવી, ભારે વજનની ચીજ ઉપાડવી નહિ, મુસલમાની તરકારી કે કઠોળ અથવા બીજી ભારે ચીજ કદી ખાવી નહિ, હલકો ખોરાક પણ દાબીને ખાવો નહિ. આશરે ૫૦ વર્ષની ઉમરનો એક વહોરો દરદી મારી પાસે આવ્યો હતો. તેની

બધી હકીકત સાંભળતાં તેને હૃદયનું દરદ છે, એમ ધારીને તેને ઉપરની સૂચનાઓ બહુ ભાર દઇને કરી. મટન ખાવાને ના પાડયા છતાં દવા લઇને ગયા પછી નજીકમાં આવતા ઇદના તહેવારમાં તેણે મટન ખાધું અને તેજ દિવસે તે માણસ મરી ગયો. ટુંકામાં પેટમાં ભાર થવા દેવો નહિ. દસ્ત સાફ રહે એવી તજવીજ કરવી. કોઇ પણ પ્રકારનું ઠંડું પીણું, શરબત, આઇસક્રીમ, આઇસલેમન વિગેરે ચીજો લેવી નહિ; ઠંડીથી હૃદય બંધ પડી જાય છે. અજીર્ણ થાય એવો કોઇ પણ ખોરાક લેવો નહિ. કબજીયાત રહેવા દેવી નહિ, પણ હમેશાં એકાદ દસ્ત આવે એવી ખાસ સંભાળ રાખવી. શરીરના કોઇ પણ અવયવમાંથી લોહી જતું હોય તો બંધ કરવું. હૃદયના દરદોની આટલી સામાન્ય વાતો સમજ્યા પછી આપણે હવે તેના વિભાગમાં ઉતરીશું:—

**હૃદયસ્પંદ ( પાલ્પિટેશન )**[1]—ધબકારો, ફટકારો કે હેબત. પાલ્પિટેશન એટલે ધબકારો થવો. હૃદયના કુદરતી ધબકારા કરતાં જુદી જાતનો વિષમ ઉતાવળો કે ધીમો ફટકારો હૃદયમાં થઇ આવે છે, તેને ઉપરનું નામ આપવામાં આવે છે. કેટલાક માણસો અજ્ઞાનથી ઉપરનાં દરદને હૃદયનું દરદ છે એવી રીતે માને છે, પરંતુ એમ નથી, એ તો બીજાં દરદોની નિશાની માત્ર છે.

**લક્ષણ**—દરદવાળી સ્ત્રીને દરદ થતાંજ તે ગભરાટમાં પડે છે.

---

૧. આયુર્વેદનાં માણસોની ચિકિત્સાનાં પુસ્તકોમાં ઉપરનું દરદ સ્વતંત્ર રીતે જોવામાં આવતું નથી. પણ પાંડુરોગ, શોથ, ઉદર, કૃમિ, વિગેરે દરદોનાં લક્ષણો, અને ઉપદ્રવોમાં હૃદયસ્પંદને–દ્રવ્યઃ શૂન્યતા એવા શબ્દો આવે છે, પરંતુ પશુ ચિકિત્સાના ગ્રંથોમાં એ રોગ સ્વતંત્ર રીતે જોવામાં આવે છે. હું જ્યારે ભાવનગરમાં પાલકાપ્યનું લખેલું ગવાયુર્વેદનું પુસ્તક વાંચતો હતો ત્યારે હૃદયસ્પંદ એ નામથી સ્વતંત્ર રોગ મારા જોવામાં આવ્યો, તેમાં તેનાં કારણ, લક્ષણ, ઉપદ્રવ, સંપ્રાપ્તિ, અને ચિકિત્સા બહુ સારી રીતે વર્ણવેલાં છે. મારી પાસે આંહિ તે પુસ્તક નથી. નહિ તો જરૂર તેની નોટ હું આપત. બીજાં પણ કેટલાં લાગણીનાં દરદો હાથીને થાય છે જે જાણવા જેવાં છે. એમાં એક "પૂર્વાબદ્ધ" નામનો રોગ છે. ને ચાળીસ વરસ પછી હાથીને થાય છે. ( માધ )

શરૂઆતમાં દરદીની છાતીમાં ધબકારા થવા શરૂ થાય છે. આ ધબકારા કોઇ વાર ઘણો વખત ટકે છે, અને કોઈ વાર થોડા વખતમાં નરમ પડી જાય છે. દરદી સુતું હોય અથવા આરામ ખુરસી કે તકીઆ ઉપર પાસું દાબીને પડયું હોય તો ઘણીવાર પોતાના કાનમાં અવાજ સંભળાતા જણાય છે. ધબકારા ઘણા જોરથી થતા હોય છે ત્યારે પાસે ઉભેલાં માણસને પણ જણાય છે. કોઇ વાર દરદી બેહોશ થઈ જાય અથવા સામાન્ય રીતે પણ ફટકારાવાળું દરદી જાણે ઘણુંજ ફીકરમંદ હોય એવું આપણને દેખાય છે. દરદીને જાણે છાતી બીસાએલી હોય એવું જણાય છે, દમ પુરો લેવાતો નથી, બગાસાં આવે છે, અને તે અધુરાં આવે છે. પુરૂં બગાસુ આવે ત્યારે સારૂં લાગે છે. ઓડકાર આવે ત્યારે ઠીક થાય છે, દરદી પોતાને શું થાય છે તે જણાવી શકતું નથી, અને એકાએક રડવા લાગે છે. પોતાની મેળે એવી રીતે ઘણીવાર મુક્તકંઠ ( મોકળું મુકીને) રડ્યા પછી થોડાં હીબકાં ભર્યાં પછી દરદી પાણી પીને સ્વસ્થ થાય છે, અને ધબકારો બંધ પડે છે. આ દરદની ખાસ ખુબી તો એ છે કે દરદીને હૃદય પરિક્ષાથી અથવા નાડી જોઇને તપાસતાં હૃદયનાં બીજાં દરદોની પેઠે તેની ક્રિયામાં કોઇ પણ જાતનું વિષમપણું જણાતું નથી. પણ હૃદય અને નાડી બરાબર હોય છે. એમજ હૃદયની બન્ને બાજુની ગતિ પણ બરાબર હોય છે. કોઇવાર તો તંદુરસ્ત માણસના જેવુંજ હૃદય ચાલતું હોય છે. છતાં દરદી દરદનો અનુભવ કરે છે, એટલુંજ નહિ પણ દરદી પોતાના દરદ માટે હમેશાં ફીકરમંદ રહે છે; અને તેને પોતાને ઘણું ભયંકર દરદ છે એમ માને છે. જ્યારે હૃદયના ખરા દરદમાં દરદી બહુજ બેફીકર રહે છે, અને આથીજ હૃદયનાં કેટલાંક દરદોમાં દરદી અસાવધપણે મરી જાય છે.

**કારણો**—ઘણું કરીને ઉપરનું દરદ પુરૂષો કરતાં સ્ત્રીઓમાં વધારે થતું જોવામાં આવે છે. છતાં ઘણીવાર લાગણીવાળા સ્વભાવના વધારે વિલાસી અને નબળા મનના પુરૂષોને પણ એ દરદ થતું જોવામાં આવે છે.

ઘણે ભાગે મંદાગ્નિ એટલે જુનું અજીર્ણ જેને ઈંગ્રેજીમાં ડીસ-

પેપશિઆ કહે છે; તે આ દરદનું મુખ્ય કારણ હોય છે. નબળાં માણુસોને, અજાણ્યા માણુસને જોવાથી પણ દરદ થઇ આવે છે. કોઇ બોલાવે તો ઉંઘમાંથી એકાએક જાગી ઉઠવાથી, ભયથી, ફીકરથી, ઉશ્કેરાઇ જવાથી, લાગણી દુઃખાવાથી, ઘણી મહેનતથી, થાકથી, આર્તવ સંબંધી કોઇ પણ પ્રકારનાં દરદોથી, સગર્ભાવસ્થાની શરૂઆતમાં, ક્લોરોસીસ એટલે યૌવનપાંડુ નામના સ્ત્રીઓના રોગમાં, હિસ્ટીરીઆને[1] લીધે, યકૃત ( લીવ્હર ) ની અનિયમતાને લીધે, સ્ત્રીઓના જનનયંત્રનું કોઇ પણ દરદ ઘણો લાંબો વખત ચાલવાથી, જ્ઞાનતંતુઓ ઉશ્કેરાઇ જવાથી, શરીરની લોહીઆળ પ્રકૃતિને લીધે, ચાહ, કૉફી, દારૂ, તમાકુ, ભાંગ, વિગેરે ચીજોના હૃદય ઉપર અસર થવાથી, સ્ત્રીઓને ૪૦ વર્ષ પછી આર્તવ બંધ થવા વખતે, એટલે જેને વળતાં પાણી કલાઇમેટ્રીકની અવસ્થા કહે છે, તે વખતે, અને સખત પ્રકારના તાવને લીધે પણ ઉપરનું દરદ થઈ આવે છે.

**દરદની ભયંકરતા**—આ દરદ હૃદયનાં કોઇ પણ દરદ સાથે સંબંધ ધરાવતું હોય તો તે વધારે ભયનાં કારણરૂપ છે. આ દરદને હૃદયની બીમારીઓથી કે બીજી રીતે થતું ઓળખવા માટે ઈંગ્રેજી વૈદકમાં બે કોષ્ટકો છે, તેજ સમજણ માટે આંહિ આપવાં ઠીક લાગે છે.

---

૧. હિસ્ટીરીઆવાળાં દરદીઓને ઘણીવાર હૃદયસ્પંદનાં દરદથી પોતાની ધારેલી મુરાદ પાર પાડવાથી સહાય મળે છે. કારણ કે હિસ્ટીરીઆથી ધારેલે વખતે તેઓ દરદ લાવી શકે છે. મારા પરિચયમાં એવા એક બે દરદીઓ આવ્યા છે કે જેઓને પોતાના દુર્ગુણો છોડી દેવાનું કહેવાની સાથેજ છાતી દુઃખવા આવી જાય છે, અને તેનાં સગાંઓને એથી તેઓ એવી બીક બતાવી શકે છે કે પોતાનો દુર્ગુણ છોડાવવાથી છાતી દુઃખવા આવી ને પોતે મરી જશે. માટે તેની જીંદગીની દરકાર હોય તો તેમના હિતૈષિઓએ તેઓના દુર્ગુણને પોષણ આપવું જોઇએ! આવી રીતે પાલ્પિટેશનથી તેઓના દુર્ગુણો પોષાતા રહે છે. કોઇ આપ્ત માણસ પણ જો તે વાત ઉચારે તો તરત દરદીને છાતી દુઃખે છે અને સગાંઓ તેને કાંઇ પણ કહેવાની ના પાડે છે. ખરેખર આ જોવા જેવું છે.

**હૃદયના દરદથી થતું સ્પંદન**
**(પલ્પિટેશન્).**

ઘણે ભાગે પુરૂષોને થાય છે.
ધીમે ધીમે થવા માડે છે.
ડાબા ખભામાં દરદ થાય છે.
દરદીના હોઠ તથા ગાલ કાળા પડી જાય છે.
સાધારણ રીતે ૪૫ વરસની ઉમર પછી થાય છે.
હૃદયમાંથી નીકળતા અવાજોમાં ફેરફાર હોય છે.
કસરત કે મહેનતથી વધે છે.
ચહેરો લાલ હોય છે.

**હૃદયના દરદથી**

પગે સોજો હોય છે.
દરદી સ્પંદનની ફરીઆદ કરતો નથી.
આરામથી દરદ મટે છે.

**બીજાં કારણોથી થતું સ્પંદન.**
**(પલ્પિટેશન્).**

ઘણે ભાગે સ્ત્રીઓને થાય છે.
એકાએક થઇ આવે છે.
ડાબી બાજુમાં દરદ થાય છે.
ચહેરો ફીકો પડી જાય છે.
સાધારણ રીતે જુવાન ઉમરમાં થાય છે.
હૃદયના અવાજો સરખા હોય છે.
કસરત કરવાથી દરદ નરમ પડે છે.

**સામાન્ય**

મોટી નસોમાં એક જાતનો મર્મર શબ્દ સંભળાય છે.
હૃદયના ધડાકાનીજ દરદી ફરીઆદ કરે છે અને ભય પામે છે
દરદ ઘણું થયા પહેલાં પગે સોજો આવતો નથી.
આળસુપણાથી દરદ વધે છે.

આ સિવાય પણ દરદનાં કેટલાંક જાણવા જેવાં લક્ષણો નીચે મુજબ છેઃ—દરદી પોતાના હૃદયના નિયમિત અનિયમિત ધબકારા ગણી શકે છે, ગળામાં ગોળો ફરતો હોય એવું લાગે છે, કાનમાં ઘોંઘાટ થાય છે, માથું દુઃખે છે, ચક્કર અને અંધારાં આવે છે, પરસેવો વળી જાય છે, કોઇવાર દરદીને પોતાના શરીરમાં પાણીના રેલા ફરતા હોય એવું લાગે છે અને ઘણીવાર દરદથી પોતાનું મોત થાશે એમ ધારી દરદી આપઘાત કરવા તૈયાર થઇ જાય છે.

**ઉપાય**—૧. હૃદયસ્પંદનાં જે કારણ જણાય તે દુર કરવાં.

૨. સંપ્રયોગ (સંસારધર્મ) થી નુકશાન છે, એ વાત દરદીને સમજાવી દેવી.

૩. દરદીને આરામથી પડી રહેવા દેવું. દરદીને થડકો ઉપડી આવે છે ત્યારે રોગી પોતાનાં હૃદય ઉપર હાથનું દબાણ રાખીને કે છાતી ઉપર ઓશીકાં જેવો કોમળ પદાર્થ રાખીને દાબી રાખે છે અને તેથી તેને આરામ થાય છે.

૪. છાતી ઉપર રાઇનું પ્લાસ્ટર મુકવાથી કે ગરમ પાણીનાં પોતાંનો શેક કરવાથી ઉપકાર જણાય છે.

૫. છાતીના થડકાના દરદમાં બેલાડોનાનું પ્લાસ્તર સર્વોત્તમ છે. કારણ તે છાતીના ચાપડાઓ ઉપર દબાણ કરી શકે છે અને ગરમીને સાચવી રાખે છે.

તાત્કાલિક ઉપાય તરીકે નીચેની ઇંગ્રેજી દવા સર્વથી ઉત્તમ છે, એમ કેટલાક કહે છે:—

૬. સ્પિરીટ એમોનીયા એરોમેટીક ડ્રામ–૧–દરદ ઉપડે તેની સાથેજ આપી દેવું.

૭. કેટલાક આસવ આપવાની ભલામણ કરે છે, ઘણી વાર દ્રાક્ષાસવ ઔંસ ૧ અને સોડાબાઇકાર્બ ગ્રેન ૪૮ થી ૬૦ સાથે મેળવીને આપવાથી તરત આરામ લાગે છે.

૮, દેવદાર[1] તેલીઆનું ચૂર્ણ તો. ૦। અને સુંઠનું ચૂર્ણ તો. ૦। બન્ને દવા ૨ ઔંસ પાણીમાં વાટીને તે પાણી પી જવાથી તરત લાભ થાય છે.

૯. શીવા, (હરડે) ક્ષાર, (સાજીખાર), પાચન (હિંગાષ્ટક) તો. ૦। થી ૦।। ગરમ પાણી સાથે પીવાથી તરત આરામ પડે છે.

૧૦. દરદીને દરદ વખતોવખત અને હમેશાં થઇ આવતું હોય તો આસવ આપવો એ સલાહ ભરેલું નથી.

૧૧. આ દરદમાં કસ્તુરી, અફીણ, ડીજીટેલીસ, પોટાસ્યમ બ્રોમાઇડ, હાઇડ્રોસ્પાનીક એસીડ અને બીજી વાતહર દવાઓ આપવાથી આરામ પડે છે. આ સિવાય બીજી પણ ઘણી દવાઓ ઇંગ્રેજી વૈદક-

---

૧ देवदारुसमायुक्तं नागरं परिपेषितं हृद्वात वेदना युक्तः पीत्वा सुखमवाप्नुयात्.

શાસ્ત્રમાં હૃદયનાં દરદો માટે વપરાય છે. જેવી કે કંપાઉન્ડ ટીંક્ચર ઓફ કાર્ડેમમ્, સ્ટ્રોફેન્થસ અને કોન્વેલેરીઆ, વિગેરે દવાઓ પણ જુદાં જુદાં અનુપાન તથા મિશ્રણોથી અપાય છે,

૧૨. દરદીનો કોઠો કબજ હોય તો દસ્ત સાફ આવે એવી દવાઓ ખાસ કરીને ફીણ આવે એવાં લવણના જુલાબ આપવા.

૧૩. નબળા મનના માણસોને આ દરદ થયું હોય ત્યારે તેને માફક આવે એવી કસરત કરાવવી. ખાસ કરીને ખુલ્લી હવામાં ધીમે પગલે ચાલીને ફરવા લઈ જવાં. આનંદી મિત્રોની સોબતમાં રાખવાં. હવા બદલ કરવા મોકલવાં અને હલકો પૌષ્ટીક ખોરાક આપતા રહેવું.

૧૪. દરદીને આર્તવ એટલે અટકાવ વખતે જો દરદ ઉપડતું હોય, અને તે સાથે તેને પાંડુરોગ ( એનીમીઆ ) ની બીમારી હોય તો લોહવાળી દવા આપવી, આરામ આપવો, અને હુશીઆર વૈદ્યની સલાહ લેવી.

૧૫. હૃદયસ્પંદના દરદમાં પાચનક્રિયા જાળવી રાખવી, એ ખાસ જરૂરનું છે. દરદીને દવા આપતા પહેલાં તેના દરદ માટે તેને દિલાસો આપી ખાત્રી કરાવવી કે તમારૂં દરદ ભયંકર નથી પણ મટી જાય એવું છે.

૧૭. દરદીને કોઇ પણ જાતનું વ્યસન હોય તો તે દુર કરાવવું. ચાહ, કોફી બંધ કરવાં. ગરમ એટલે કોકરવણા પાણીથી દરદીને નવરાવવું. બીજા પણ જે સારા વિદ્વાન વૈદ્યો બતાવે તે ઉપાયો કરવા.

**હૃદુગ્રહ**—( એનજાયના પેકટોરીસ )—જો કે હૃદયનાં ઘણાંખરાં દરદો મોટે ભાગે પુરૂષોને લાગુ પડે છે, છતાં સ્ત્રીઓ તેનાથી બચી જાય છે એવું કાંઇ નથી. ઉપર જણાવેલાં નામવાળું દરદ મોટે ભાગે ૪૦ વરસની ઉપરની ઉમરના માણસોને લાગુ પડે છે, વૈદ્યકલ્પતરૂના વાંચનારાઓ આ દરદથી અજાણ્યા નથી જુઓ. રોગીપરિચર્યા ભા. ૧ પૃ. ૨૦૪ વૈદ્યકલ્પતરૂની આ નામની ભેટમાં હૃદયનું શૂળ એવું તેનું નામ આપવામાં આવ્યું છે. ઝંડુફાર્મસીએ ચિકિત્સાસાર નામના પોતાના પ્રાઇસલીસ્ટમાં તેને મુંઝારો એવું નામ આપ્યું છે.

**લક્ષણ**—દરદ થવાનું હોય ત્યારે ઘણે ભાગે દરદીને ખબર પડે છે કે હવે પોતાને દરદ થશે. પહેલાં ડાબા હાથમાં દરદ શરૂ થઈ ડાબો ખભો અને હૃદય સુધી એ દરદ પહોંચે, ધીમે ધીમે દરદ વધતું જાય છે, દરદી પોતે થતી વેદનાનું વર્ણન બીલકુલ કરી શકતું નથી. જાણે તેની છાતી ( હૃદય )ને કોઇ ભીંસ દઇને નીચોવતું હોય અને થોડીવારમાં પોતાના પ્રાણ નીકળી જવાના હોય એવું દરદ થાય છે. શરીર ઠંડું પડી જાય છે, ઘણો પરસેવો છુટે છે. શ્વાસ લેતાં ઘણી મુસ્કેલી પડે છે, શ્વાસ લેવાની મહેનત કરવાથી દરદીને પોતાની છાતી ઉપર કોઇએ પથરો મુકયો હોય એવું લાગે છે. ચહેરો દીન અને ફીકરમંદ દયામણો દેખાય છે. થોડો વખત આવું દરદ રહી પાછું ધીમે ધીમે નરમ પડે છે, અને દરદી સ્વસ્થ થઇ જાય છે. પાછું અમુક મુદત જવા દઇને એ દરદ એવી રીતે અજાણતાં હુમલો કરે છે. દરદના હુમલાનો વખત ચોક્કસ જાણી શકતો નથી.

**પરિણામ**—આ દરદ બહુ થોડાં માણસોને થાય છે. દરદ થાય તે વખતે જો દરદી નબળા બાંધાનું હોય તો મરણજ પામે છે. બચે છે તો વખતે બીજું કોઈ હૃદયની રચનાનું દરદ થાય છે, અને બળવાન દરદીને સારા વૈદ્ય કે ડાકટરના ઉપચારથી સારૂં પણ થાય છે.

**કારણો**—આળસુ જીંદગી ગુજારવાની ટેવ, મગજનું ઘણું કામ, આખો દિવસ ખુરસી ઉપર બેસી રહેવાની ટેવ, સંધિવા ( ગાઉટ ) વાળી પ્રકૃતિનાં માણસો અને મધુમેહનાં દરદીઓને પણ વખતે એ દરદ થાય છે, હૃદયની રચનામાં કોઇ જાતનો ફેરફાર થવાથી એ દરદ થાય છે.

**જુઠું હૃચ્છૂળ**—હૃદયના શૂળનું ઉપર જણાવેલું સાચું દરદ ઘણા થોડા માણસોને થાય છે, પણ તેજ જાતનું એક જુઠું એટલે હીસ્ટીરીઆ જેવાં કારણને લીધે એ દરદ થઇ આવે છે; એટલા માટેજ ડાકટરો તેને ' હીસ્ટરીકલ એન્જાયના પેકટોરીસ ' કહે છે.

આ દરદ સ્ત્રીઓને થાય છે અને તેમાં પણ હીસ્ટીરીઆ થતો હોય એવી ઓરતોને ખાસ થતું દેખાય છે. તેની વેદના ખરાં દરદ

જેવીજ હોય છે, પરંતુ તે બન્નેની વચ્ચે થોડો ફેરફાર હોય છે, જે નીચેના કોઠાથી બતાવવામાં આવ્યો છે:—

| ખરો હૃદ્‌શૂળ. | ખોટો હૃદ્‌શૂળ. |
|---|---|
| ૪૦ થી ૫૦ વર્ષની ઉંમરવાળાંને થાય છે. | ગમે તે ઉંમરમાં થાય છે. છ વર્ષનાં આદમીને પણ થાય છે. |
| પુરૂષોનેજ થાય છે. | ઘણે ભાગે સ્ત્રીઓનેજ થાય છે. |
| મહેનત કર્યા પછી થાય છે. | વગર મહેનતે પણ એકાએક થાય છે. |
| દરદ થઇ આવવાનો વખત ચોક્કસ નથી. | ચોક્કસ વખતેજ થાય છે;— |
| રાત્રીએ થતું નથી. | અને ઘણે ભાગે રાત્રે થાય છે. |
| છાતી કોઇ ચોળી નાખતું હોય, એવી સખત વેદના થાય છે. | ખરાં દરદ કરતાં પ્રમાણમાં આ દરદ ઓછું હોય છે. દરદ સાધારણ છે. |
| અને દરદ કોકવાર દેખાય છે. | પેટ ચડયું હોય એમ દરદીને જણાય છે. |
| વેદના બહુ થોડો વખત રહે છે. | વેદના લગભગ એકેક કલાક સુધી રહે છે. |
| રોગી ઘણે ભાગે સ્થિર ચેષ્ટા વગરનો બેસી રહે છે. | અને દરદી અત્યંત ઉદ્વેગ તથા વ્યગ્રતા બતાવે છે. |
| દરદી ઘણીવાર મરી જાય છે. | દરદી મરતું નથી. |

**ઉપાય**—સૂચના–૧. દરદીને જલદ દ્રાક્ષારસ કે ખપે તો બ્રાંડી થોડી પીવા આપવી. દરદ ફરીવાર ઉપડે નહિ તેને માટે સાવધ રહેવું. ખાવાપીવામાં સંભાળ રાખવી.

૨. આ દરદવાળાંએ પોતાની સલામતી માટે સ્પીરીટ એમોનીઆ એરોમેટીક નામની દવા એક ડ્રામ (લગભગ ૬૦ ટીપાં જેટલી) એક નાની બાટલીમાં ભરી મજબુત બુચ મારી પોતાની સાથે હમેશાં રાખવી, અને દરદ જણાય કે તે દવાનો ઉપયોગ કરવો, દવા પીતી વખતે તેની સાથે એક વાઇન ગ્લાસ પાણી મેળવવું.

૩. એમાઈલ નાઈટ્રેટ નામની દવા સુંઘવી. આ ઉપાય ઘણો ચોક્કસ છે, એવું ઇંગ્રેજી વૈદું કહે છે, અને કેમીસ્ટોને ત્યાં તેની તૈયાર ગોળીઓ મળે છે.

૪. દેશી વૈદ્યમાં આનો ચોક્કસ ઉપાય હોય એવું હું જાણતો નથી; છતાં નથી એવું કહેતો નથી. તેથી અમારા દાદાગુરૂ ઝંડુ ભટ-જીને પોતાનાં મરણ અગાઉ બે ત્રણ વરસથી આ દરદ થયું હતું અને છેવટ નડીયાદમાં આજ દરદથી તેઓ મરણ પામ્યા, એવું મારૂં ધારવું છે.

આ સિવાય હૃદયનાં બીજાં કેટલાંક દરદો વૈદ્યકલ્પતરૂની ભેટ '**રોગીપરિચર્યા**' નામે પુસ્તકમાં આવી ગયાં છે અને ત્યાં તેની સારવાર પણ આવી ગઇ છે, એટલે વધારે લખવાની જરૂર નથી.

**હૃદ્રોગના આયુર્વેદીય પ્રકારો**—દેશી વૈદકશાસ્ત્રમાં હૃદ્રોગના પાંચ પ્રકારો ગણાવવામાં આવ્યા છે, તે નીચે પ્રમાણે છેઃ—

૧. વાતજન્ય હૃદ્રોગ, ૨. પિત્તજન્ય હૃદ્રોગ, ૩. કફજન્ય હૃદ્રોગ, ૪. સન્નિપાત્તજન્ય હૃદ્રોગ, ૫. કૃમિજન્ય હૃદ્રોગ.

**લક્ષણો**—વાતજન્ય હૃદ્રોગ.

**वातेन शुष्यतेऽत्यर्थं तुद्यते स्फुटतीव च।**
**भिद्यते शुष्यति स्तब्धं हृदयं शून्यताद्रवः॥**
**अकस्माद्दीनता शोको भयंशब्दासहिष्णुता।**
**वेपथुर्वेष्टनं मोहः श्वासरोधोऽल्पनिद्रता॥**

વાત શબ્દનો અર્થ આ સ્થળે હૃદયના પડદાખંડ અને તે બધા-નો સંકોચ વિકાસ કરનાર ઇન્ટવોલંટરી સ્નાયુઓના ઉપર આજ્ઞા કર-નાર નાડીતંત્ર, જ્ઞાનતંતુ, ગતિતંતુ વિગેરે, એવો કરવો જોઇએ, એમ મને લાગે છે.

વાયુથી જ્યારે હૃદયમાં દરદ થાય છે ત્યારે હૃદયમાં શળ નીકળે છે, પીડા થાય છે, હૃદય જાણે ફુટી કે ફાટી જતું હોય એવું જણાય છે, કોઇ ભાંગી નાંખતું હોય કે સુકું પડી જતું હોય એવું થઇ જાય,

કોઇવાર સ્તબ્ધ ( ઝલાઇ ગયું હોય એવું ) બની જાય છે. હૃદયમાં શૂન્યતા અને દ્રવ, એકાએક દીનતા, શોક, ભય, અને કોઇનો શબ્દ પણ સાંભળી કે સહન ન કરી શકાય એવી દરદીની સ્થિતિ બની જાય છે. વેપથુ ( શરીરમાં અને હૃદયમાં કંપારો ) વેષ્ટનં ( જાણે કોઇ વીંટીને બાંધતું હોય એવું દરદ ) મૂર્ચ્છા, શ્વાસ લેવાની મુશ્કેલી, વિગેરે દરદો થાય છે અને ઉંઘ પણ ઓછી થઇ જાય છે.

ઉપરનાં લક્ષણો વાંચતાં હૃદયના સ્નાયુઓ અને સંકોચ વિસ્તારની શક્તિ સાથે સંબંધ ધરાવનારાં ( પેકટોરીસ જેવાં ) દરદોને વાયુમાં જુના આચાર્યો સમાવવા માગતા હોય એવું લાગે છે.

હવે પિત્તનાં દરદો એટલે જે દરદોમાં હૃદયના સ્નાયુઓમાં પડદાઓમાં કે પડમાં દાહ, પાક, અને સોજો થઇ આવતો હોય એવાં, મતલબ કે, હૃદાવરણ ત્વક્પ્રદાહ, એન્ડોકાર્ડાઇટીસ અને હૃદાવરણ પ્રદાહ: એકયુટ પેરીકાર્ડાઇટીસ એવાં દરદો ગણાવવાની જુના આચાર્યોની મરજી હોય એવું દેખાય છે.

**पित्तात्तृष्णा भ्रमो मूर्च्छा दाहः स्वेदोऽम्लकः क्लमः ।**
**छर्दनं चाम्लपित्तस्य धूमकः पित्ततोऽज्वरः ॥**

પિત્તથી હૃદયમાં દરદ થયું હોય તો તૃષ્ણા, ચકર, મૂર્ચ્છા, દાહ, ખાટા ઓડકાર, થાક, ખાટી અને કડવી ઉલટી ગળામાંથી ધુમાડા નીકળતા હોય એવી જાતની પીડા ( ગળધરી બળત્રી ) પીળાશ ( ચામડી, આંખો, ચહેરો વિગેરે સ્થળે ) અને તાવ એટલાં લક્ષણો થાય છે આમાંના કેટલાક લક્ષણો ડીસપેપસ્યા અથવા જુનાં અજીર્ણનાં જેવાં પણ દેખાય છે.

**श्लेष्मणा हृदयं स्तब्धं भारिकं साश्मगर्भवत् ।**
**कासाग्निसादनिष्ठीव, निद्रालस्यारुचिज्वराः ॥**

કફથી હૃદયમાં દરદ થાય તો હૃદય જડ જેવું ( કડણુ ) થઇ જાય છે. જાણે અંદર ઘણો ભાર હોય એવું લાગે છે તેની સાથે ખાંસી, મંદાગ્નિ, મોળ, ઉંઘ, આળસ, અરૂચિ થાય છે અને તાવ

પણ આવે છે. હૃદ્રોગનાં લક્ષણોથી હૃદયના કોઇ પણ ભાગમાં કોઇ પણ પ્રકારનો જમાવ થતો હોય અથવા ફેટી ડિજનરેશન જેવાં દરદો કે જેમાં હૃદયનાં આરંભક પદાર્થો નરમ થઇ જવાનો સંભવ છે એવી જાતનાં દરદોને કફનાં દરદોના પેટામાં દાખલ કરવાનો આચાર્યોનો હેતુ હોય એવું જણાય છે.

સન્નિપાતથી હૃદયનું દરદ થયું હોય તો બધા દોષનાં લક્ષણો દેખાય છે.

**ઉપાય**—૧ સંચળ તો. ૮, મોટી હરડે નં. ૧૫, બન્ને દવાઓને ખાંડી સાડા છશેર પાણીમાં નાંખી તેમાં દોઢ શેર ઘી ધીમે તાપે પકાવવું. તે ઘી દરદીને ખાવા આપવાથી હૃદ્રોગ, શ્વાસ, અને ગુલ્મનું દરદ મટે છે. ઉપરની દવાને સૌવર્ચલાદ્ય[1] ઘૃત કહે છે.

૨ 'દાડીમાદિ ચૂર્ણ'—ખાટાં દાડમનાં બીજ, સંચળ, શેકેલી હીંગ, સુંઠ અને અમ્લવેતસ એટલી દવાઓને સરખે વજને મેળવીને કરેલું ચૂર્ણ, અપતંત્રક, (ગુજરાતી પર્યાય હું જાણતો નથી), હૃદ્રોગ, શ્વાસ, અને ગુલ્મનાં દરદોમાં ફાયદો કરે છે.

૩ પુષ્કરમૂળ, (કઠ) કચુરો, સુંઠ, બીજોરાનાં ઝાડનું મૂળ, હરડે, એટલી દવાઓને પાણીમાં વાટી તેની ચટણી બનાવવી. તેની અંદર જવખાર, ઘી, લીંબુનો રસ અને સંચળ, મેળવીને ખાવાથી અથવા ઉપરની દવાનો ઉકાળો કરી પછી ખાર, ઘી, લીંબુનો રસ તથા સંચળ મેળવીને પીવાથી વિકર્તિકા (વાઢ) અને હૃદયની અંદરનું શૂળ મટે છે.

૪. પિત્તજન્ય હૃદયનાં દરદોમાં દ્રાક્ષ, શેરડીનો રસ, સાકર, અને મધ સાથે મેળવીને દિલને ખુશ કરે એવો હલકો જુલાબ આપવો અને પછી પિત્તહર ચિકિત્સા કરવી. ક્ષતક્ષીણ અને પિત્તજન્ય હૃદ્રોગમાં પણ કરવી.

---

૧ सौवर्चलस्य द्विपले पथ्या प्रंचदशान्विते ।
घृतस्य साधितप्रस्थो हृद्रोगश्वासगुल्मनुत् ॥
वृद्धवाग्भट्ट.

૫. જેઠીમધ અને કડુનું ચૂર્ણ સાકર મેળવી ઠંડા પાણી સાથે પીવું. કફથી થયેલ હૃદ્રોગનાં દરદમાં દરદીને થોડો સ્વેદ-પરસેવો આપ્યા પછી લીમડાના પાન અને વજનાં પાણીથી ઉલટી કરાવવી.

૬ 'વચાદિ ચૂર્ણ'—વજ, હીંગ, સિંધાલુણ, સંચળ, એલચી, અજમો, પીપર, અને જવખારનું સરખે વજને મેળવેલું ચૂર્ણ નીચેના કોઇ પણ એક અનુપાનથી આપવું:—ઉનું પાણી, પાકેલી જુની આંબલીનું પાણી, ધાન્યામ્લ (કાંજી) કે કળથીનો ક્વાથ, અથવા મૂત્ર કે આસવ સાથે યોગ્ય માત્રામાં પીવા આપવાથી કફજન્ય હૃદયનું દરદ દૂર થાય છે.

૭ 'પુષ્કરાદિ ક્વાથ'—પુષ્કરમૂળ (કઠ) હરડે, કચુરો, સુંઠ, રાસ્ના, પીપર અને વજનો ક્વાથ પીવાથી હૃદયનું દરદ મટે છે.

૮ અભયાદિ ક્વાથ'—તેવીજ રીતે હરડે, સુંઠ, કાળી અતિવિષની કળી (વખમો) દેવદાર અને કટફલ (કાયફળ)નો ક્વાથ.

૯ 'રોહિતકાદિ'—રક્તરોહિડો, પીંપળો, ખેર, ઉંબરો અને સાજડ (ધારાફળ—અર્જુન) ખાખરો તથા વડના ઝાડની છાલના ઉકાળામાં તે ઘટ્ટ થવા આવે ત્યારે અંદર સુંઠ, પીપર, મરી, અને નસોતરનું ચૂર્ણ ટૈ નાંખીને બનાવેલું ચાટણ કે ધનની ગોળીઓ ગરમ પાણી સાથે પીવાથી કફના દરદો મટે છે. તેમજ કફ ગુલ્મમાં કહેલાં ઘી અને જુદી જુદી જાતના ક્ષારો આપવાથી અથવા શિલાજીતવાળી કોઇ પણ બનાવટ આપવાથી કે ચરક સંહિતામાં લખેલ બ્રાહ્મ રસાયન (અભયામલકી અથવા વૃદ્ધજીવન કે જીવન) આપવાથી કફનાં દરદો મટે છે.

૧૦ અનુભવી નોંધ—હૃદયનાં દરદોમાં યોગરાજ ગુગળના ચૂર્ણના રૂપમાં તો. ૦ા તથા સોનાના વર્કનું પાનું ૧ મેળવીને મધ, ઘી સાથે ચાટીને ઉપર દુધ પીવાથી ઝેરની અસરથી થયેલ હૃદ્રોગ મટે છે. જામનગરના એક ખત્રીને માથાના દરદ માટે કોઇ વૈદ્યની સલ્લાહથી ઘણા દિવસ સુધી એન્ટીપીરીન ખાવાથી હાર્ટડિસીઝ થયું હતું તે દરદ વૈદરાજ શંકરપ્રસાદભાઇએ ઉપરની દવાથી મટાડ્યુ હતું. તે

માણસે ત્રણશેર યોગરાજ અને ત્રણસો સોનનાં વર્કનાં પાનાં ખાધાં હતાં. “ હેમસર્વ વિષાણ્યાશુ ગરંચ વિનિયચ્છતિ ” એ વાક્ય ઉપરથી શંકરપ્રસાદભાઇએ તેને સોનું ખવરાવ્યું હશે.

**પાંડુરોગ**[1] **( એનીમીઆ )**—લોહીની અંદરના લાલકણ અને પોષક પદાર્થ જેને ઇંગ્રેજીમાં આલબ્યુમીન કહે છે તે વસ્તુ ઘટવાથી લોહી ઓછું થઇ જાય અને બધું અંગ ફીકું એટલે પીળાશ પડતા ધોળા રંગનું ધુળ જેવું થઈ જાય; તેની સાથે સર્વાંગમાં નબળાઈ જણાય એવી જાતનાં દરદને પાંડુરોગ ( એનીમીઆ ) કહેવામાં આવે છે.

પાંડુરોગ પોતાના રૂપમાં આવ્યા પછી ઓઠ, આંખનાં પોપચાં, જીભ, હાથના નખ, વિગેરે ફીકા થઇ ગયેલા જણાય છે, અને તેથી તેને પાંડુરોગ થયો છે એમ જાણવું એ સહેલું થઇ પડે છે. આ દરદ કારણોને અનુસરીને ત્રણ રીતે થતું જોવામાં આવે છેઃ—

૧. શરીરમાં ફરતું લોહી કોઇ પણ રીતે પ્રમાણમાં ઓછું થાય ત્યારે આ દરદ થાય છે. ૨. શરીરની ઝીણી કેશવાહીનીઓ સુધી શરીરનું શુદ્ધ રક્ત ન પહોંચે ત્યારે, અને ૩. ત્રીજું લોહીમાંથી લાલ રજકણો ઓછાં થઇ જાય ત્યારે શરીર પાંડુરંગનું થઈ જાય છે. તે સાધારણ રીતે ૪૦૦ થી ૫૦૦ લાલ રજકણોમાં એક સફેદ રજકણ હોય છે એવી ગણત્રી કરવામાં આવી છે.

સાક્ષાત્ સંબંધ જેમકે ફેફસાં, હોજરી, આંતરડાં, ગર્ભાશય વિગેરે અવયવોમાંથી રક્તસ્રાવ થવાથી દેહનાં રક્તનું પ્રમાણ ઘટી જાય એને સાક્ષાત્ સંબંધથી થયેલો રક્તક્ષય કહે છે. એવીજ રીતે પરંપરાના સંબંધથી પણ રક્તનો ક્ષય થાય છે; જેમકે ઘણા દિવસ તાવ આવ્યા પછીની નબળાઇ જેને ટુંકું નામ આપણે જ્વરાંતદૌર્બલ્ય આપશું તો ચાલશે, તે તથા કોઇ પણ પ્રકારનો તરૂણદાહ એટલે કે એક્યુટ બીમારી; વળી હોજરી, આંતરડાં મૂત્રગ્રંથી એટલે વૃક્ક ( કિડની )

---

૧ આયુર્વેદમાં પાંડુરોગના પાંચ પ્રકારો છે. વાત, પિત્ત, કફ, સન્નિપાત, અને મૃદ્‌ભક્ષણજન્ય ( આગંતુક ) એ રીતે પાંચ ભેદ છે.

વિગેરે અંદરના અવયવોમાં થયેલી જુની, બીમારી પાચન શક્તિની નબળાઇ અથવા ભુખમરાને લીધે પણ લોહીનું પ્રમાણ શરીરમાંથી ઘટી જાય છે, તે પરંપરાના સંબંધથી થયેલ રક્તક્ષય ગણાય છે.

૨. કોઇ પણ કારણને લીધે હૃદય જેટલા બળથી સંકોચ પામવું જોઇએ એટલાં બળથી સંકોચ ન પામી શકે અને તેને લોહીની ઝીણી નસો ( કેશવાહીની )ના છેડા સુધી શુદ્ધ રક્ત બરાબર ન પહોંચી શકે તેને લીધે શરીર મ્લાન ( ફીક્કા ) રંગવાળું દેખાય છે, જેમકે અત્યંત ભય કે ચિંતાને લીધે ઘણીવાર આદમીનો ચહેરો ફીક્કો નિસ્તેજ પડી જાય, તેમજ હૃદયનાં ઘણાં દરદો સાથે હમેશાં જે પાંડુરોગ[1] દેખાય છે તેનો પણ આ પ્રકારમાં સમાવેશ કરવો ઘટે છે.

૩. શરીરની અંદરનાં લોહીનાં શ્વેતકણનો વધારો ઘણે ભાગે યુવાન છોકરીઓના શરીરમાંથી લાલ રજકણો ઓછાં થઈ જાય છે, તેથી ધોળા કણો વધારે દેખાય છે. જેને લીધે શરીરમાં ફીકાશ દેખાય છે. આવી સ્ત્રીઓનો ચહેરો પીળાશ પડતો ધોળો દેખાય છે. તેની સાથે માસિક આર્તવમાં અનિયમિતપણું થઈ આવે છે કે આર્તવ બીલકુલ બંધ થઇ જાય છે. આ દરદને ક્લોરોસીસ્ કહે છે. તેનું વર્ણન આ પછીના પ્રકરણમાં અમે આપીશું.

### પાંડુરોગનો સ્વભાવ અને કારણ:—

જુદી જુદી દરેક અવસ્થામાં અને અનેક કારણોથી આ રોગ ( પાંડુ ) ઉત્પન્ન થતો જોવામાં આવે છે, કોઈ કોઇ કુટુંબોમાં દરેક માણસોને સ્વભાવથીજ પાંડુરોગ થાય છે અને એ જાતનાં દરદોમાં

---

૧. અહીં વૈદ્યે બે વાતો ખાસ લક્ષ્યમાં રાખવાની છે. તેમાં ૧. એક પાંડુરોગવાળા દરદીને જોતાંજ તેનું હૃદય કેવી રીતે કામ કરે છે તે જરૂર તપાસવું અને હૃદ્રોગનો પહેલો ઉપાય કરવો. જો હૃદય પોતાની યોગ્ય ગતિમાં નહિ આવે તો પાંડુરોગ મટવો કઠણ છે, ૨. બીજું હૃદ્રોગનાં પગથીઆં નીચે મુજબ છે. હૃદયને લગતાં ખાસ દરદો, પાલ્પિટેશન્, પાંડુ, સોજા, ઉદર અને છેવટ મરણ એ હૃદયનાં દરદોનો અનુક્રમ છે. માટે સોજા કે ઉદરની ચિકિત્સા કરતાં પણ હૃદય તરફ હમેશાં વૈદ્યે લક્ષ રાખવું જોઇએ.

કોઈ ચિકિત્સા પણ કામ કરતી હોય એવું દેખાતું નથી. વળી કોઇ વ્યક્તિને ગીચ વસ્તીવાળાં શહેરો (મુંબઇ જેવાં)માં રહેવાથી પણ પાંડુ થતો જોવામાં આવે છે. કેટલાંક બહુ દિવસ સુધી રાત્રીએ જાગવાથી (એકટરો) આ રોગના ભોગ થઇ પડે છે. કેટલાંક માણસોને (શેઠાણીઓને) આળસુ જીંદગી ગુજારવાથી પણ આ દરદ થાય છે.

**સામાન્ય ઉપાય**—આવાં બધાં દરદીઓ શહેરનો અને ગલીચ ગીચ લત્તાઓનો ત્યાગ કરી યથાયોગ્ય કસરત અને ખુલ્લી હવા તથા સાંજ સવાર થોડો થોડો સૂર્યનો પ્રકાશ સેવતાં રહે કે તરતજ તેઓનું શરીર પાછું સ્વસ્થ થઇ જાય છે. ટુંકામાં જે માણસો અંધારાં, સૂર્યપ્રકાશ, અને ચોખ્ખી હવા વગરનાં સ્થાનોમાં રહે, અથવા કામ કરે છે. (મુંબાઇનાં ભોંયતળીયાં, કાપડની મારકીટો, મીલો, અને એવાં સ્થળોમાં રહેનારાં ગરીબ લોકો) તે અને સંપૂર્ણ સૂર્યપ્રકાશ તથા ખુલ્લી હવાવાળાં સ્થળોમાં રહી કામ કરે છે તે બન્નેને જોવાથી તરતજ તેનો ભેદ સમજાઇ આવે એવું છે. આ સિવાય શારીરશક્તિઓનો અતિશય દુરૂપયોગતા જેમકે ઘણું હસ્તમૈથુન અથવા કાચી ઉમરે સંસારની શરૂઆત તેમાં પણ વિષય સુખની અત્યંત લાલસાથી પણ પાંડુરોગ પેદા થાય છે. બહુ મોટી પાકી ઉમરે તેમજ ઘણી કાચી[1] નાની ઉમરમાં તમાકુનું સેવન કરવાથી પણ પાંડુરોગ લાગુ પડે છે; ચાહ પીનારાંને પણ આવી રીતે પાંડુરોગ થતાં મેં જોયાં છે.

આ ઉપરાંત અનેક જાતનાં દરદોથી ખાસ કરીને ટાઇફોઇડ નામનો તાવ અને બીજા તાવો મેલેરીઆ, નવો સંધિવા (ગાઉટ[2]) બ્રાઇટસડીઝીઝ અને વૃક્ક (કિડની)નાં દરદો, ઉપદંશ તથા સીસાનાં ઝેરની અસરથી પણ પાંડુરોગ દેખાય છે.

---

૧. ચાર દિવસ પહેલાં એક ઢેડ આ ઔષધશાળામાં પોતાના બે વરસનાં બચ્ચાં માટે મુબારકી (પાંડુ)ની દવા લેવા આવ્યો હતો અને તેના હાથમાં એક મોટી બીડી આપેલી હતી બીડીથીજ છોકરાને એ દરદ હતું એમ હું માનું છું.

૨. હમણાં હમણાં દેશીવૈદોના મત પ્રમાણે "વાતરક્ત."

સ્ત્રીઓને સગર્ભાવસ્થામાં પ્રસવ પછી તથા આર્તવ બંધ થવાના વખતમાં પાંડુરોગ થાય છે. આ સિવાય શરીરને જોઈતું પોષણ ન મળવાથી, વધારે મહેનત કરવાથી ગમે તે કારણથી મનને ધક્કો લાગવાથી કે માનસિક શ્રમ ઘણો હોવાથી, ઘણા દિવસો સુધી સ્વમ[1] દોષ ચાલુ રહેવાથી, [2]બચ્ચાંને બહુ દિવસ ધવરાવ્યાથી, પાંડુરોગને

**લક્ષણ**—આ રોગમાં આખા શરીરની ચામડી કોમળ, શિથિલ, મેલી ધુળીઆ રંગ જેવી થઇ જાય છે. હોઠ, જીભ મોઢાની અંદરની શ્લેષ્મત્વચા, આંખનાં પોપચાં અને ધોળો ભાગ રક્તહીન ફીક્કા મોતી જેવાં પાંડુરંગનાં એટલે કે સ્વચ્છ ધોળાં દેખાય છે. મોઢાની શોભા કાંતિ વગરની થઇ જાય છે. કોઇ કોઇ દરદીઓ થોડા ક્ષીણ દેખાય છે અને કોઈ કોઇ ઘણા ક્ષીણ દેખાય છે. હાથ, પગ, ઠંડા જણાય છે. તથા પગ ઉપર અને આંખનાં નીચલાં પોપચાં ( અક્ષિપુટ ) ઉપર સોજો દેખાય છે. શરીરનું બળ ઘટી જાય છે, મનમાં ખેદ રહ્યા કરે છે, આળસ આવે છે, અને મહેનત કરવાનું કે કામ કરવાનું મન થતું નથી. રોગી જાણે ઉંઘતો હોય એવો નિસ્તેજ અને ઉદ્વેગરહિત દેખાય છે. ઘણા દરદીઓ ઉંઘ્યા પણ કરે છે, ખાસ કરીને બચ્ચાંઓ; મોઢા ઉપર જડબાં વિગેરેમાં માથામાં અને પાંસળાંઓની કેટલાક પેશીઓમાં શૂળ જેવી વેદના થયા કરે છે, આ ઔષધશાળાના સેનેટેરીઅમમાં આજે ( તા. ૧૨-૯-૧૬ ) એક દરદી છે, જેને ઉપર પ્રમાણે શૂળ થયા કરે છે. માથાનો દુખાવો અને મૂર્છા પણ ઘણીવાર થાય છે. ઘણે ભાગે જીવનનું કામ ઘણું મંદ ચાલે છે કેમકે આખા શરીરમાં આ વિકાર વ્યાપેલો હોય છે. શ્વાસ ઉતાવળો ચાલે છે, થોડી મહેનતમાં ઘણો શ્વાસ ચઢી જાય છે. નાડી પાતળી, ક્ષીણ, કોમળ ને ઉતાવળી ચાલે છે. આ વાત ઘણા દિવસના અભ્યાસ પછી

---

૧ ઘણીવાર પુરૂષોને સ્વપ્નમાં શુક્રપાત થાય છે તેમજ સ્ત્રીઓને પણ એ રીતે ઘણીવાર થાય છે.

૨ ઘણાં બચ્ચાં પાંચ પાંચ અને દશ વર્ષ સુધી ધાવતાં દેખાય છે.

ઉત્તેજન મળે છે.

સમજાય એવી છે. વખતે વખતે નાકમાંથી લોહી પડે છે. હૃદયમાં વેદના દુઃખ અને કંપ થાય છે. વળી હૃદયના કંપ (પાલપિટેશન) સાથે સાથે હૃત્પિંડનાં મૂળની ઉપર અને મોટી ધમની (આયોર્ટા)ના ઉપર જનાર વાંકા ભાગ ઉપર હૃદયના સંકોચ પછી એક જાતનો કોગળ ઘર્ષણધ્વની ( મર્જર શબ્દ ) સંભળાય છે. હૃદયક્ષીણ અને ઘડી ઘડીમાં ઉશ્કેરાઇ જાય છે. હૃદયના પડદાનું દ્વાર જરા પહોળું રહે છે. જો કે હૃદયની રચનામાં કોઇ જાતનો ખાસ ફેરફાર હોતો નથી, છતાં દ્વાર જેટલું સંકોચાવું જોઇએ તેટલું ન સંકોચાવાથી ઉપર જણાવેલો અવાજ સંભળાય છે. મગજમાંથી લોહી ઓછું થઇ જવાથી માથામાં ચક્કર આવી જાય છે. અંધારાં આવે છે, પાચનશક્તિની ઈંદ્રિયોમાં વિશેષ ફેરફાર જોવામાં આવે છે. ઘણે ભાગે ભૂખ લાગતી નથી અથવા ભૂખમાં વિકાર જણાય છે. જીભ ધોળી ઓછા લોહીવાળી જણાય છે. હંમેશાં અજીર્ણ રહે છે. ઉલટી આવશે એવું ( પ્રસેક ) થયા કરે છે, ઉંઘમાંથી જાગ્યા પછી અને જમ્યા પછી દરદીને વધારે મોળ આવે છે. ઘણા દરદીઓમાં ઝાડાની સખત કબજીઆત જોવામાં આવે છે. તેની સાથે માસિક આર્તવમાં ખાસ વિલક્ષણતા જોવામાં આવે છે. ઘણે ભાગે અટકાવ ઓછો આવે છે, અથવા પાંડુરોગનાં* કારણરૂપ અત્યાર્તવથી દરદી પીડાતું રહે છે.

પીડિતાર્તવ અને શ્વેત પ્રદર ( લ્યુકોરીઆ ) પાંડુરોગનાં દરદીઓને ખાસ હોય છે. ઘણીવાર તો પાંડુરોગનાં કારણમાંજ પ્રદર અને

---

* બીજું બધું ગમે તેમ હો પરંતુ પાંડુરોગનાં લક્ષણોનાં સંબંધમાં પૂર્વનું વૈદું એટલે આયુર્વેદ અને પશ્ચિમનું વૈદું ભિન્નમત નથી. सपांडुरोगस्तेन गौरवं, धातूनांस्गाच्चशैथिल्यमोजसश्च गुणक्षयः तऽल्पमेदस्को निःसारः स्याच्छिथिलेन्द्रियः। मृद्यमानैरिवांगैर्नाद्रवता हृदयेन च, शूनाक्षीकूचसदनः कोपनः ष्ठीवनोऽल्पवाक् अन्नद्विद् शिरद्वेषी शीर्णरोमा· हतानलः सन्नसक्थिर्ज्वरीश्वासी कर्णक्ष्वेडी, श्रमी, भ्रमी.............. प्राग्रूपमस्य हृदयस्पंदनं ( પાલ્પિટેશન ) रुक्षतात्वची अरुचि पीतमूत्रत्व स्वेदाभावोऽल्पवह्निता, सादःश्रमोऽनिलात् तत्रगात्ररुक् तोदकंपनं

તેના કારણમાં પતિનો વિષયી સ્વભાવ હેતુરૂપ હોય છે. એવા હેતાળ માણસોને પણ જોયા છે કે જેની અધિક ઓરતો એ મૂર્ખ ધણીના હેતાળ સ્વભાવના ભોગરૂપ બની પ્રદરજન્યપાંડુ અને ક્ષયથી મરણ પામી છે. એવા હેતાળ પતિઓ અનેક ખુન કરતા હશે !

સાધારણ રીતે પિસાબ ઘણો અને ફીકો આવે છે, કોઇ વાર લાલ અને ઓછો પણ હોય છે.

**રોગ સ્વભાવ**—સાધારણ રીતે આ દરદ ધીમે ધીમે વધે છે અને દરદ ઘણાં વર્ષો ચાલે છે. રોગી વખતસર સારા વૈદ્યના હાથમાં આવી જાય અને લાંબો વખત ઔષધોપચાર ચાલુ રહે તો દરદ પરિણામે સારૂં થઇ શકે ખરૂં.

**રોગનિર્ણય**—પાંડુરોગનો નિર્ણય કરવો એ જો કે ઘણુંજ સહેલું છે, પણ ઘણે સ્થળે તેનાં કારણો નક્કી કરવાનું કામ વધારે અઘરૂં થઇ પ્રથમ તો ક્ષય, ઉપદંશ કે આલ્બ્યુમિન ( ઓજ ) સંબંધી દરદ દરદીના શરીરમાં છે કે નહિ તેનો તપાસ કરવો અને તેનાં લક્ષણરૂપે પાંડુરોગ થયો ન હોય પણ પોતાની મેળે થયો છે એમ લાગે તે પછી તેને ક્લોરોસીસ અને લ્યુકીમીઆ નામની પાંડુરોગની બીજી જાતોથી જુદો પાડવાની જરૂર પડે છે. ક્લોરોસીસ રોગમાં લોહીનાં પ્લેઝમ નામનાં કણોમાં કોઇ જાતનો ફેરફાર થતો નથી અને તેથી ચામડીનો રંગ પીળાશ પડતો દેખાય છે. વળી એ દરદમાં પાંડુરોગની પેઠે ક્ષીણતા અને સોજો પણ આવતાં નથી, લ્યુકીમીઆ રોગમાં રક્ત, બરોળ, ( પ્લીહ ) અને રસગ્રંથીની પરિક્ષા કરીને રોગનો નિર્ણય કરવો જોઇએ. આ બાબતમાં કોઇ વિદ્વાન ડાકટરની સલ્લાહ લઇને પ્રથમ રોગ નિર્ણય કરાવ્યા પછી વૈદ્યોએ ચિકિત્સા શરૂ કરવી એ વધારે યોગ્ય છે.

---

कृष्णरुक्षारुणशिरानखविण्मूत्रनेत्रताशोफाना हास्यवैरस्य विट्शोषाः पार्श्व-मूर्धरुक् ॥ पित्ताद्धारित पिताभ सिरादित्वंज्वरस्तमः ॥ तत् स्वेदमूर्च्छाः शीतेच्छा दौर्गंध्यं कटुकवक्रता वर्चोभेदोऽम्लकोदाहः ॥ कफाच्छुक्ल शिरादिता तंद्रालवण वक्त्रत्वं रोमहर्ष स्वरक्षया कत्सश्वछार्दिश्चामिश्रेयान् मिश्रलिङ्गोऽति दुःसहः ॥ १ ॥

**ચિકિત્સા**—૧. આ રોગની ચિકિત્સા કરતા વૈદ્યે બહુ સાવધાન રહેવાની જરૂર છે. કારણુ કે ઘણીવાર યુવાન છોકરા, છોકરીઓને આ રોગ એક પ્રકારની જીવલેણુ કુટેવ ( હસ્ત મૈથુન )માંથી જન્મે છે. માટે તે તરફ લક્ષ્ય રાખીને પછી ચિકિત્સા શરૂ કરવી પાચનશક્તિને લગતાં દરદો અને મંદાગ્નિના ઉપાયો કરવા.

૨. અંત્ર પૌષ્ટિક ( બીટર ટૅાનીક ) દવાઓ ઘણું સારૂં કામ કરે છે. કરીઆતું, સુદર્શન ચૂર્ણુ, વિગેરે દવાઓ ઉત્તમ છે.

૩. અજીર્ણુ અને કબજીઆત માટે ક્ષાર ( સોડા કે સાજીખાર ) અને તિક્ત પૌષ્ટિક ( સુદર્શન, કરીઆતું, કડુ, કલંબો, કડાછાલ. વિગેરે. ) દવાઓ રેવંચીની[1] સાથે આપવી; તેમજ હમેશાં રાત્રીએ એકાદ દસ્ત સાફ લાવનારી દવા લોહ સાથે આપવી. દરદીના ખોરાક અને પથ્ય તરફ હમેશાં ધ્યાન રાખવું. થોડો પચવામાં હલકો પુષ્ટિ કરનાર ખોરાક દરદીને વારંવાર આપતા રહેવું. કેટલાકને શરીરને માલેસ કરવાથી ચાંપવાથી, અને વીજળી ફેરવવાથી લાભ થાય છે.

૪. દુધ આ દરદમાં ઘણો સારો ખોરાક છે. દુધ ગરમ કરી અંદર થોડું ગોળ, ઘી, અને મધ ઉમેરીને પીવાથી પણુ ઠીક પડે છે.

૫. લોહર પાંડુરોગની દવા[2] તરીકે કોઈ પણુ લોહવાળી બનાવટ આપવી એ સર્વોત્તમ ચિકિત્સા છે. પરંતુ લોહ વાપરવાની પદ્ધતિમાં જુદા જુદા ડાક્ટરોનો જુદો જુદો મત છે. એ બધી જાતનો વિચાર કરતાં એમ જણાય છે કે જુદા જુદા દરદીઓને જુદી જુદી અવસ્થામાં જુદી જુદી માત્રાનાં અને જુદાં જુદાં રૂપમાં લોહ લાભ કરે છે.

કોઇ કોઇ દરદીને હોજમાં એક સાથે કે કોઇ પ્રયોગનાં રૂપમાં ઘણીવાર પચતું નથી અથવા માફક આવતું નથી. ટુંકાંમાં વૈદ્યે એટલું ધ્યાનમાં રાખવું કે દરદીની જીભ મેલી હોય; પાચનશક્તિ મંદ હોય,

---

૧ રેવંચીનીના ગોળની માત્રા ઘણીજ થોડી આપવી, કેમકે તે તીક્ષ્ણુ ઝેર છે.

૨. પાંડુરોગમાં લોહ આપવાની બાતતમાં પણુ આયુર્વેદ અને એલોપથી એકજ મત ધરાવે છે.

તથા ઝાડો કબજ હોય તો લોહ આપવું નહિ. આવે વખતે કડવી વનસ્પતિજન્ય દવાઓ આપવી. મૃદુ જુલાબ, સાદી ખટાશ, અને દીપન દવાઓ આપવી, અને જ્યારે ઉપર બતાવેલાં લક્ષણો દબાઇ જાય ત્યારે લોહ શરૂ કરવું. ઘણું કરીને લોહથીજ ઝાડો કબજ થાય છે. માટે તેની સાથે એળીઆ જેવી મૃદુ વિરેચક દવાઓ આપતા રહેવું અથવા એક વખત લોહ અને એક વખત મૃદુ વિરેચન આપવું.

કેટલાક વિદ્વાન્ ડાકટરોનું વળી એવું માનવું છે કે લોહ નાની માત્રામાં કબજીઆત કરે છે. પણ મોટી[1] માત્રામાં આપવાથી આંતરડાની સ્ફુ જેવી ગતિ વધારીને દસ્ત સાફ લાવે છે.

૬. કેટલાક ટિંક્ચર ફેરી પરક્લોરાઇડ આ રોગની ઉત્તમ દવા છે, એવું માને છે. તે સિવાય લોહનો સલ્ફેટ (હીરાકશી), કાર્બોનેટ (મંડુર), સાઇટ્રેટ વિગેરે ભિન્ન ભિન્ન બનાવટો ભિન્ન ભિન્ન ડાકટરો વાપરે છે; બ્રિટિશ ફાર્માકોપીઆનું કંપાઉન્ડ આયર્ન મિક્ષ્ચર ઉત્તમ દવા મનાય છે.

૭. ક્વીનાઇન અને સ્ટ્રીકીનીઆ (ઝેરકોચલાં) સાથે વાપરવાથી લોહ અશક્તિને દૂર કરી તરત શક્તિ આપે છે, એવું મનાય છે.

૮. દેશી ઉપાયોમાં પાંડુરોગના દરદીને શરૂઆતમાં કલ્યાણઘૃત, પંચગવ્યઘૃત કે તિક્તઘૃત આપવું. જરૂર પડે અને બની શકે તો ઉલટી કરાવવી. પછી દરદીને ગાયનાં કે ભેંસનાં દૂધમાં ગોમૂત્ર નાખીને પાવું. દૂધ શે. ૦ાા અને ગોમૂત્ર ઔંસ ૧. આ પ્રયોગ પંદર દિવસ કરવો. અથવા પીપર નાખીને ઉકાળેલું દૂધ પાવું.

૯. ત્રિફલાનું ચૂર્ણ ગોમૂત્રમાં પલાળીને સુકવી મૂકેલું તો. ૦ા દૂધ સાથે પીવા આપવું અથવા હરડેનું ચૂર્ણ ગોમૂત્રમાં ડોઇને સાત દિવસ

---

૧ ચરક, સુશ્રુત વિગેરે આયુર્વેદના પ્રાચીન ગ્રંથોમાં લોહની મોટી માત્રાઓ લખી છે.

૨ આ ઔષધશાળામાં હરડેના ચૂર્ણને લોઢાના વાસણમાં નાખીને તેમાં દરરોજ સાંજે સુકાઇ જાય એટલું ગોમૂત્ર નાખવામાં આવે છે. એ રીતે ૭-૮-૧૦ દિવસ કરી તેને સારી રીતે ખરલમાં ઘુંટીને ગોળીઓ વાળી લેવામાં આવે છે. ' શીવાગુટી ' એવું નામ રાખી ઘણાં દરદોમાં વપરાય છે.

પાવું, એવીજ રીતે દારૂડીનાં મૂળ, દેવદાર, સુંઠ, કાળું નસોતર, લાલ-નસોતરનાં મૂળ પણ દરેક જુદાં જુદાં ગોમૂત્રમાં ઉકાળીને આપવાં અ-થવા તે દરેક મૂળ જુદાં જુદાં દૂધમાં ઉકાળીને તે દૂધ દરદીને પાવું.

૧૦ વત્સકાદિચુર્ણ—ઇંદ્રજવ, ઇન્દ્રવારુણીનાં મૂળ, કઠ, કડુ, દેવદાર અને મોથ એ સરખે ભાગે લેવાં. મુર્વા (મોરવેલ)ના બે ભાગ લેવા અને અતિવિષા ઇંદ્રજવ કરતાં અડધી લેવી. બધી દવાનું ચૂર્ણ કરી તેમાંથી યોગ્ય માત્રામાં ગરમ પાણી સાથે પીવું. ઉપરથી મધ ચાટવું. એથી પાંડુ, કમળો, તાવ, અરૂચિ, ગોળા, પેટ ચઢવું, આમવાત, રક્ત-પિત્ત, ખાંસી અને શ્વાસ મટે છે.

૧૧ નવાયસચૂર્ણ[1]–ત્રિફલા તો. ૩, ત્રિકટુ તો. ૩, મોથ તો. ૧, ચિત્રો તો. ૧, વાવડીંગ તો. ૧, લોહભસ્મ તો. ૯ મેળવીને તેમાંથી યોગ્યમાત્રા ઘી અને મધ સાથે અથવા છાશ સાથે અથવા ગરમ પાણી સાથે પીવાથી હૃદયનાં દરદો, પાંડુ, કમળો, કુષ્ઠ, સોજા અને પ્રમેહમાં લાભ થાય છે.

૧૨. ત્રિકટુકાદિવટી–ત્રિકટુ તો. ૩, કાળા તલ તો. ૧, લોહ-ભસ્મ તો. ૧, માક્ષિકભસ્મ[2] તો. ૫ મેળવી મધમાં ગોળી વાળવી. તે દરરોજ ગોળી એક છાશ સાથે આપવી.

૧૩. વાસાદિકવાથ[3]–અરડુસાનાં પાન તો. ૧, ગળો તો. ૧, ત્રિફલા તો. ૩, કડુ તો. ૧, કરીઆતુ તો. ૧, લીમડાની અંતરછાલ તો. ૧ સર્વે દવા ખાંડીને તેનાં પડીકાં ચાર કરવાં. દરરોજ પડીકું એક ઉકાળીને તેમાં જરા મધ નાખીને પીવું. આ સિવાય પાંડુરોગમાં

---

૧. આ ચૂર્ણ ઘણા ગ્રંથોમાં છે. વૃદ્ધત્રયીના ત્રણે ગ્રંથોમાં જુદે જુદે રૂપે આનો ઉતારો છે. મેં પોતે ઘણીવાર વાપર્યું છે અને વાપરૂ છું. વાપરવા જેવું છે.

૨ માક્ષિકભસ્મ લોહનો ઓકસાઇડ અને કાર્બોનેટને મળતું હશે, એવું લાગે છે.

૩. આ કવાથ મેં આ ઔષધશાળામાં ઘણીવાર ઘણા દરદીઓ ઉ-પર અજમાવ્યો છે. જામનગર રસશાળામાં અને બીજી પ્રતિષ્ઠિત ફાર્મસી-ઓમાં પણ બનાવે છે. વૈદ્યોમાં જાણીતો છે.

સોજાનાં દરદની ચિકિત્સા કરવી. ગોમૂત્રમાં ગુગળ; ગોળ સાથે હરડે, એક બે માસ ખાવાથી લાભ માલુમ પડે છે.

આ સિવાય પ્રદર, ક્ષય, પિસાબનું દરદ કે ઉપદંશ જણાય તો, તેની ચિકિત્સા કરવી.

કેટલાક ડાકટરો અને ઇંગ્રેજી વૈદક શાસ્ત્ર પાંડુરોગમાં સોમલ આપવાની ભલામણ કરે છે. પરંતુ વૃદ્ધત્રયી કે જેના ઉપર ઉંટવૈદાંનો આરોપ મુકી મોટી મશ્કરીઓ કરવામાં આવે છે, તેમાં પાંડુરોગમાં કોઇ પણ ઝેર આપવાની ભલામણ કરવામાં નથી આવી.

**સૂચના.**—પાંડુરોગમાં લોહ આપતાં પહેલાં વૈદ્યે એક વાત ધ્યાનમાં રાખવાની છે. ઘણીવાર ઘણા દરદીઓના મનમાં એવો ખ્યાલ ભરાઇ બેઠેલો હોય છે કે, એકાદ શીશી ઓષધ પીધું એટલે આપણો રોગ જવો જોઇએ. માટે પાંડુરોગની ચિકિત્સા કરતાં પહેલાંજ વૈદ્યે દરદીને પુછી ખાત્રી કરવી કે તે બરાબર પુરા બે ત્રણ માસ દવા કરશે કે કેમ ? જો એ દરદી પુરી મુદત દવા લેવા કબુલ ન કરે તો વૈદ્યને એવી ચિકિત્સામાંથી અપયશ સિવાય કાંઇજ મળે નહિ. એવો અનુભવ મને પણ ઘણીવાર થયો છે. જો દરદી પુરી મુદત દવા કરવાની હા પાડે તો પછી તેને કાર્બોનેટ ઓફ્ આયર્ન અથવા રીડયુસ્ડ આયર્ન–મંડુર ભસ્મ કે લોહભસ્મ સિવાય બીજી દવા આપવાની જરૂર પડશે નહિ. ઘણીવાર એવું પણ જોવામાં આવે છે કે ઔષધશાળાની અંદરનાં આતુરગ્રહ ( વૉર્ડ ) માં દરદીને જે ચિકિત્સાક્રમ ફાયદો કરે છે, તેજ ચિકિત્સાક્રમ ઘર આગળ તેવો લાભ કરતો નથી. એનું બીજું કાંઇજ કારણ નથી પણ દરદી પોતાના ઘર આગળ આહાર–વિહાર આદિમાં અનિયંત્રિત હોવાથી સ્વેચ્છા પ્રમાણે વર્તે છે. પાંડુરોગની દવા કરતાં નીચે મુજબ નિયમ પાળવાની જરૂર છે. શરૂઆતમાં ૧૦–૧૨ દિવસ કે ત્રણ અઠવાડીઆ સુધી દરદીને પથારીની અંદર સંપૂર્ણ આરામ આપવો. પછી ત્રણ ચાર અઠવાડીઆમાં ઘણોજ થોડો શ્રમ કરવાની એટલે કે ઘરમાં કે આંગણામાં ફરવાની રજા આપવી, તે સાથે હલકો પૌષ્ટિક ખોરાક આપવો અને

તે દિવસમાં ચાર વખત આપવો. શરૂઆતમાં દૂધ વિગેરે પાતળો અને પૌષ્ટિક ખોરાક મંદાગ્નિ હોય તોપણુ આપવો, પછી પચે એવા સુપ, દાળ આપવા અને તે સાથે લોહનો પ્રયોગ ચાલુ રાખવો, જરૂર પડે તો મૃદુ જુલાબ આપવો. આ ચિકિત્સાક્રમથી પાંડુરોગમાં જરૂર ફાયદો થવો જોઇએ.

**યૌવનપાંડુ—ક્લોરોસીસ.** શરીરમાંથી લોહીની લાલ કણીઓ ઓછી થઈ જવી, એવી એક જાતની સ્ત્રીઓની બીમારીને ઉપરનું નામ આપવામાં આવ્યું છે.

આ દરદમાં લોહીની લાલકણીઓની સંખ્યા કુદરતી પ્રમાણુ કરતાં અર્ધી કે એક તૃતીયાંશ જેટલી થઇ જાય છે. શરીરનાં દરેક આભ્યંતરિક યંત્રો ફીકાં પાંડુ વર્ણનાં થઈ જાય છે, અને દરેકમાંથી ચોખ્ખી રીતે લોહી ઘટી ગયું હોય એવું જણાય છે; છતાં પ્લીહ (બરોલ), રસગ્રંથીઓ, હાડકાંની અંદરની લાલમજ્જા વિગેરે વસ્તુઓમાં કોઇ જાતની વિલક્ષણુતા કે ફેરફાર જોવામાં આવતો નથી. તેમજ રક્તના રસમાં પણુ કોઇ જાતનો ફેરફાર થતો નથી. પરંતુ ઓજ (આલ્બ્યુમીન) નું પ્રમાણુ વખતે વધી કે ઘટી જતું દેખાય છે. આ સિવાય હૃદયની મોટી ધમનીઓની અંદરની શ્લેષ્મત્વચામાં ફેરફાર થાય છે. પરંતુ તે બારીકીમાં ઉતરવું એ આપણો વિષય નથી. માત્ર એટલું જાણવું જરૂરનું છે કે મોટી ધમની અને હૃદયના પડદા પાતળા થઇ જાય છે. કાંઇક ચરબી ઘટી જાય છે અને તેથી રક્તની ગતિમાં વિકાર થાય છે.

**લક્ષણુ**—આ દરદમાં રક્ત એકદમ ક્ષીણુ થયેલું જણાય છે. સાધારણુ રીતે ચૌદથી ચોવીસ વર્ષની અંદરની સ્ત્રીઓને આ દરદ થાય છે અને રોગ ધીમે ધીમે વધતો જાય છે. શરીરનો રંગ ફીક્કો અને સર્વાંગમાં નબળાઈ દેખાય છે. આંખનાં પોપચાં, વચ્ચેનો ધોળો ભાગ, હોઠ, તાળવું વિગેરે અવયવોમાં કુદરતી જે રંગ હોવો જોઇએ તે લાલી ઉડી જાય છે; અને તે દરેક સ્થળ પાંડુ (ધોળાં) દેખાય છે, પરંતુ રોગીના શરીરમાં તેની જાડાઇમાં કે સાધારણુ પુષ્ટીમાં વિશેષ

ફેરફાર દેખાતો નથી. ઘણું કરીને ક્લોરોસીસવાળું દરદી સ્થૂલ શરીરનું હોઈ શકે. કારણ કે શરીરની ચરબીમાં કોઇ જાતનો ફેરફાર થતો નથી. દરદી બાઇ જો કે શરીરમાં સ્થૂલ હોય છે છતાં પણ તે ઘણીજ નબળી જણાય છે અને તેની દરેક પેસીઓ ઢીલી પડેલી માલુમ પડે છે. બન્ને પગે ભાર લાગે છે, ચાલતાં થાક લાગે છે અને થોડા થોડામાં થાકી જાય છે. તે સાથે હૃદયમાં થડકો, માથામાં ફેર, અંધારાં તથા માથાનો દુઃખાવો થાય છે.

ગરદન ઉપરની શીરા (કાળા લોહીની નસ) ઉપર ધ્વનીયંત્ર (સ્ટેથસ્કોપ) મુકીને સાંભળવામાં આવે તો એક જાતનો સરરરૂ થતો અવાજ સંભળાય છે. હૃદયનો અવાજ સાંભળવાથી પણ એક જાતનો ધર્ષણધ્વની સંભળાય છે. આ અવાજ ઝાડ તળેનાં સુકાં પાદડાં ખખડતાં હોય તેને મળતો હોવાથી બંગાળી વૈદ્યો તેને મર્મર શબ્દ એવું નામ આપે છે. દરદી શ્વાસ ઓછા લઇ શકે છે અને પાચનશક્તિ મંદ પડી જાય છે. તે સાથે વળી ખોરાક પચવાની શરૂઆમાં તથા ખાલી પેટે હોજરીમાં અને પેટમાં એક જાતનું દરદ અને વેદના થાય છે. શરીરના દરેક અવયવમાં ઠેકાણે ઠેકાણે સ્નાયુઓ (મસલ્સ) માં શૂળ થાય છે. મતલબ કે દરદી આખું શરીર દુઃખવાની ફરીઆદ કરે છે. ક્રમે ક્રમે પાચનક્રિયાને લગતાં યંત્રમાં હોજરી, આંતરડાં વિગેરેમાં એક જાતનું ક્ષત થાય છે. તે સાથે દરદીને સખત કબજીઆતની બીમારી લાગુ પડે છે. ઉપર જણાવેલા બધા ઉપદ્રવો સાથે સ્ત્રીઓને અલ્પાર્તવ, અત્યાર્તવ, શ્વેતપ્રદર, પિડિતાર્તવ વિગેરે બીમારીઓ પણ આ દરદમાં હોય છે, પેસાબ પણ ફીકો આવે છે.

રક્તપરીક્ષા કરવામાં આવે તો તેમાં લોહીનાં લાલકણો ઓછાં દેખાય છે. કોઇ કોઇવાર લાલકણો ઓછાં નથી હોતાં પણ તેમાંથી રંગ ઉડી ગયેલો જણાય છે; તેથી લોહીનાં લાલકણો અને શ્વેતકણોનો જે પરસ્પરનો સંબંધ ૫૦૦–૧ છે તેમાં કોઇ જાતનો ફેરફાર હોતો નથી, અને તેથીજ બરોલ અને બીજા તાવથી થયેલ પાંડુ (લ્યુકીમીઆ) અને આર્તવપાંડુની વચ્ચેનો ભેદ સ્પષ્ટ ઓળખી શકાયછે.

**કારણ**—આ દરદનું ચોક્કસ કારણ નક્કી કરવામાં આવ્યું નથી. કેટલાક એને નાડીતંત્રના દરદમાં ગણે છે. તે જેમ હો તેમ હો. પરંતુ તેને જનનયંત્રની ક્રિયા અને વિકાસ સાથે ખાસ સંબંધ હોય એવું દેખાય છે. કોઇ કહે છે કે સ્ત્રીઓને યૌવનની શરૂઆતમાં કેશભૂમિ ઉપર કેશ ઉગ્યા ન હોય તેમજ સ્તનમાં સ્હેજ પણ વધારો ન થયો, હોય તે પહેલાં જે બાળાને આર્તવ આવે તેને આ રોગ ઘણે ભાગે થાય છે, પરંતુ બીજાઓના મત પ્રમાણે એવું કાંઇ નથી. એ અવસ્થા સિવાય પણ ઘણાને આ રોગ થાય છે.

**પરિણામ**—રોગ આગળ વધતાં હોજરીમાં ક્ષત પડીને અથવા ક્ષય વિગેરે ઉપદ્રવ થઇને વખતે રોગ ભયંકર રૂપ પકડીને અસાધ્ય થઇ જાય છે, વખતે આરામ થાય છે તો ફરી ફરીને ઉથલો માર્યા કરે છે.

**ઉપાય**—૧ પૌષ્ટીક ખોરાક, બળ આપનાર ઔષધ, ચોખ્ખી હવા તથા રક્ત પેદા કરે એવી લોહવાળી બનાવટો આપવી.

૨. સાઇટ્રેટ ઑફ આયર્ન વિ. ½ ક્વીનાઇનની પતરીઓ આ દરદ માટે ઉત્તમ દવા છે. એમ ડાકટરો માને છે. બ્લાડબીલ નામની બનાવટ પણ સારી મનાય છે. ટુંકામાં પાંડુરોગની ચિકિત્સા કરવી.

૩. છોકરીની મોટી ઉમર થઇ હોય અને લગ્ન ન થયાં હોય તો પરણાવી દેવાની વ્યવસ્થા કરવાનું તેના વાલીઓને કહેવું અને નાની ઉમરમાંજ બીજવરને કે મોટા વરને પરણી હોય તો એકાદ વરસ પીયરમાં રાખવી, આ સારો ઉપાય છે (જુઓ સ્ત્રી દોષ).

૪. દેશી ઉપાયોમાં જીવન ( ચ્યવનપ્રાશ ) સાથે માક્ષિકભસ્મ—ચંદ્રપ્રભા, લોહરસાયન ( ભાવ પ્રકાશ ૩ ખંડ ) વિગેરે દવાઓ આપવાથી લાભ જણાય છે. લોહથી ફાયદો ન થાય ત્યાં આર્સેનીક (સોમલ) આપવાની ડાકટરો ભલામણ કરે છે. પરંતુ તેઓને પરવાના મળેલા હોવાથી, તેઓની સલાહ પ્રમાણે તેઓને હાથેજ એ વપરાય તે વધારે સારૂં છે. દેશી વૈદ્યોએ એવા ઝેરને પડખે ચઢવું એ સલામતી ભરેલું નથી.

૫. આ દરદમાં થોડી કસરત કરાવવી એ જરૂરનું છે. હવા ફે-

રથી પણ વખતે સારૂ થાય છે. દરદીને ખુશી રાખવી, ગાયન સંભળાવવાં, બગીચામાં ફરવા લઇ જવી, ખુલી હવામાં રાખવી. તદુપરાંત કેટલીકવાર દરીઆની મુસાફરીથી-પણ આવા દરદમાં આરામ થઇ જાય છે.

**વ્રણશોષ (ટયુબરકલોસીસ)**—ઇંગ્રેજીમાં ક્ષયરોગને ટયુબરકલોસીસ કહે છે. એવું મનાય છે કે એક જાતનાં જંતુથી આ રોગ થાયછે. આ એક સર્વાંગની પીડા છે. તે સર્વ અવસ્થામાં અને ગમે તેને થાય છે. જુદે જુદે સ્થળે ટયુબરકલના જંતુઓ દાખલ થવાથી તેની જુદી જુદી અસર થાય છે. તે પ્રમાણે તેનાં નામ-રૂપ અને લક્ષણો પણ જુદાં જુદાં હોય છે. ગળાની આસપાસની ગાંઠોમાં આ જંતુ દાખલ થયા હોય તો તેને કંઠમાળ કહે છે. આંતરડામાં દાખલ થવાથી આંતરડાનો ક્ષય કહેવાય છે. બચ્ચાંઓને એક ખસની જાતનાં ગંધાતાં ચાંદાં થાય છે, જેને ઇંગ્રેજીમાં સ્ક્રોફ્યુલા કહે છે; તેપણ ટયુબરકલોસીસની જાત છે. સાધારણ રીતે આ દરદમાં સર્વાંગિકજ્વર, નબળાઇ અને જુદી જુદી યાન્ત્રિક પીડા એ એનું મુખ્ય લક્ષણ છે.

સામાન્ય રીતે ટયુબરકલોસીસ લાગુ પડે ત્યારથી દરદીનું શરીર કોમળ જણાય છે અને વખતે વખતે ચામડીમાં લોહીનો સંચાર થવાથી ચામડી લાલ અને સુંદર દેખાય છે. બધું અંગ ઠંડુ લાગે છે. યૌવન અવસ્થા ચાલી જાય છે. દરદી ઘરડા માણસ જેવો દેખાય છે અને વાતવાતમાં સ્વભાવ પણ વૃદ્ધ જેવો થઈ જાય છે. પેટ પાતળું અને સેજ ફુલેલું હોય છે. કોઇ પણ સ્નિગ્ધ ( ચરબીવાળો ) ખોરાક દરદીને ભાવતો નથી. શરીરમાં એ રોગનું ઝેર દાખલ થવા માંડે ત્યારથીજ નબળાઇ અને માંસમાં ક્ષીણતા આવે છે. તે સાથે માંસ ઢીલું થઈ જાય છે. સ્વલ્પ જ્વર આવવા માંડે છે. ઘણે ભાગે તાવ[1] રાતે વધે છે અને સવારમાં

---

૧. તાવનો ચડઉતરનો ક્રમ અને પસીનો વળવાની હકીકત જોતાં પ્રલેપકજ્વર આ હોય એવું લાગે છે. પ્રલેપક એ જ્વરના પૂર્વરૂપનો તાવ છે. ચરકના ઇન્દ્રીયસ્થાનમાં લખ્યું છે કે—

गोसर्गे वदनाद् यस्य स्वेदः प्रच्यवते भृशं ।
लेपज्वरोपतप्तस्य दुर्लभं तस्य जीवितं ॥

ઉતરે છે. તે સાથે ઘણો ચીકણો પરસેવો વળે છે. કેટલીકવાર આ ક્ષયના તાવમાં શરૂઆતમાં ટાઢ વાય છે અને તેથી વિષમજ્વર (મેલેરીઆ)નો ભ્રમ થઇ જાય છે. કોઇવાર ટાઢ આવે છે, છતાં તાવ આવતો નથી. વળી તાવ ન દેખાતાં છતાં શરીરમાં ઘણોજ ઠંડો પરસેવો વળે છે. ક્ષયરોગમાં આ રીતે જરૂર પરોઢીએ ચીકણો પરસેવો વળે છે અને દિવસે પણ દરદીને પરસેવો વળ્યા કરે છે. ઘણીવાર તાવ સવારે ૯૭ ડીગ્રી હોય છે અને પછી ધીમે ધીમે વધે છે. નવ વાગેથી ગરમી વધવાની શરૂઆત થાય છે અને સાંજે ૧૦૨—૧૦૩ સુધી વધી જાય છે. આ રીતે ક્રમે ક્રમે ગરમી વધવી, એ ટયુબરક્લોસીસનું ખાસ નિર્ણાયક લક્ષણ મનાય છે.

સ્ત્રીઓને આ દરદ શરૂ થાય છે ત્યારથી આર્તવમાં વિલક્ષણતા જણાવા લાગે છે. પહેલાં આર્તવ ઓછું દેખાય છે અને પછી એક સાથે બંધ થઇ જાય છે. ક્રમે ક્રમે રોગ વધતો જાય છે તેમ તેમ સર્વાંગ વિકારોનાં ચિન્હો અને લક્ષણો દેખાય છે. ઘણીજ નબળાઇ આવે છે, પેશીઓની શક્તિ બીલકુલ ઘટી જાય છે, શરીરમાંથી બીલકુલ લોહી ઉડી જાય છે, હૃદયની ગતિમાં વધારો થઇ જાય છે, નાડી મીનીટમાં ૧૨૦ વાર ધબકે છે અને વખતે તેથી પણ વધી જાય છે. સાથે સાથે શ્વાસ ઉતાવળો ચાલે છે. કોઇ કોઇ સ્થળે શ્વાસમાં કષ્ટ થાય છે. આ વખતે શરીરની ગરમી ૧૦૪ થી ૧૦૫ ડીગ્રી સુધી વધી જાય છે. હોજરીમાં કોઇ પણ જાતનો આહાર લઇ શકાતો નથી. તેમજ સહન થઇ શકતો નથી. કોક વાર કોઇ રીતે બંધ ન થાય એવી ઉલટી થવા માંડે છે. પણ ઘણે ભાગે ઘણા ઝાડા થાય છે. પાંડુરોગ પ્રબળ હોવાથી દરદની છેલ્લી અવસ્થામાં હાથ પગે સોજા આવે છે. પહેલાં પગની ઘુંટીથી સોજો શરૂ થઇ ધીમે ધીમે ઉપર ચઢે છે. એવી રીતે પગ અને સાથળ સુધી સોજો વધે છે. મૂત્રપિંડ (વૃક્ક)માં દરદ

ગોસગં એટલે પાછલી રાતની ગાયો છુટે તે વખતે (રાતના ૩—૪—૫ વાગવાને સુમારે) જેના ચહેરા ઉપરથી ઘણો પરસેવો વળે અને તે સાથે પ્રલેપકજ્વર આવતો હોય તો તે દરદી બચે એવી આશા રાખવી નકામી છે.

હોય તો આખા શરીરમાં સોજો થાય છે. કોકવાર કોણી, ઢગરાં, ઘુંટી વિગેરે સ્થળે પથારીનાં ભાઠાં પડે છે. કોઇ કોઇવાર ભયંકર ખાંસી થાય છે. દરદીના જ્ઞાનમાં કોઇ જાતનો વિકાર જણાતો નથી. ટુંકામાં પરિણામે દરદીની અવસ્થા શોચનીય થઇ પડે છે.

ચિકિત્સા—૧. ક્ષયરોગની ચિકિત્સા કરવી. તે સાથે જંતુનાશક વિષહર ઉપાય દરદીને હમેશાં આપતા રહેવું, જેથી ઝેરી જંતુઓ શરીરમાં વધવા પામે નહિ.

૨. જીવન (ચ્યવનપ્રાશ) એ આ રોગમાં એક સારા ખોરાક અને ઔષધનું કામ કરે છે.

૩. વસંતમાલતી[1] સાંજે મધપીપર સાથે આપવી. એથી રાતનો પસીનો ઓછો થાય છે.

૪. અભ્રક ભસ્મની કોઇ પણ બનાવટ ક્ષયરોગ માટે વખણાય છે. જેમકે દશાંગ[2] અભ્રક.

૫. સુવર્ણઘટિત ચંદ્રોદય મકરધ્વજ રસ તેનાં અનુપાન સાથે તેમજ સિતોપલાદિચૂર્ણ આપવાં. એ દવાઓથી શક્તિ આવશે, તાવ નરમ પડશે અને જંતુઓ ઉપર અસર થશે.

૬ મહાત્મા ઝંડુભટ્ટજીનો ઉપદેશ હતો કે ક્ષયરોગની કોઈ પણ બનાવટ સાથે વિડંગતંદુલ એટલે વાવડીંગનું ચૂર્ણ અને જેઠીમધનું ચૂર્ણ મધ સાથે ચાટવા આપવું. તે સાથે આગળ જણાવેલા પાંડુરોગ, આર્તવ પાંડુ અને પ્રદરના દરદને લગતા ઉપાયો પણ કામે લગાડવાથી રોગમાં કેટલેક ભાગે આરામ લાગશે.

૭ હમેશાં તાવ વધે નહિ એટલા માટે સુદર્શન ચૂર્ણ તો. ૦। પાણી તો. ૫માં પલાળીને સાંજસવાર પાવું. તેજ મુજબ કરીઆતું અ-

---

૧ પ્રસિદ્ધ બનાવટ છે અને બધા વૈદ્યો ક્ષયરોગમાં વાપરે છે. ખાપરીયું શુદ્ધ હોવું જોઇએ અને ન મળે તો જસતની ભસ્મ વાપરવી.

૨ ત્રિકટુ ૩, વાવડીંગ ૧, ત્રીફળા ૩, માક્ષિક ભસ્મ ૧, શીલાજીત (ન મળે તો) માક્ષિક ભસ્મ—૨ ભાગ વાપરવા તથા અભ્રક તો. ૧, મળીને પુરા દશ ભાગ થાય છે તેને દશાંગ અભ્રક કહે છે. રસ હૃદય.

થવા ચારૂદર્શના નામની બનાવટની ગોળી ૪—૬ દિવસમાં બે વખત મળીને આપવી.

**સ્ત્રીદોષ**+—આ નામનો રોગ ક્ષયને મળતોજ ઘણે ભાગે જોવામાં આવે છે. માટે આંહિ લખ્યો છે. શાર્ઙ્ગધર સંહિતાના રોગના નામમાં આ રોગનાં નામ સિવાય બીજે સ્થળે તેનાં સપ્રમાણ નિદાન ચિકિત્સા મારા જોવામાં આવ્યાં નથી. પરંતુ એવાં દરદીઓ દેખાય છે ખરાં અને એ ઉપરથી જ અહિંયા એ લખવાની ધૃષ્ટતા કરી છે.

શાર્ઙ્ગધર આ રોગના મુખ્ય ત્રણ વિભાગ પાડે છે:—

૧ અદક્ષપુરૂષોત્પન્ન—( બેવકુફ આદમીથી થયેલો ), ૨, સપત્ની દોષજનિત (શોક્યના દ્વેષને લીધે થયેલો), ૩ દૈવજાત (કુદરતથી થયેલ). આપણે અનુક્રમે ત્રણેનો વિચાર કરીશું.

અદક્ષપુરૂષોત્પન્નસ્ત્રીદોષ—આ રોગનું ઉત્પત્તિનું કારણ એ રોગના નામમાંજ આવી જાય છે. તે સાથે આપણા દેશની કેટલીક નઠારી રૂઢીઓ ઉપર પણ અજવાળું પડે છે. આ રોગ ઘણે ભાગે નાની ઉમરમાં પહેલા અગર બીજા પણ મોટા વરને પરણેલી ઓરતોને થતો જોવામાં આવે છે. કોઈવાર સુશિક્ષિત ઓરતને થોડી કેળવણી પામેલા આદમી સાથે પરણાવવામાં આવે છે ત્યારે પણ થાય છે; કેટલીકવાર કુલવાન ઘરની છોકરી કુળહીન ઘરમાં જવાથી પણ આ રોગ થાય છે—પરંતુ બધામાં ધણીનું બેવકુફપણું ( અદક્ષતા ) એ મુખ્ય કારણ છે. હું તો એમ માનું છું કે ઘણાખરા મોટી ઉમરના આદમીઓ ઉનું જમવાની ટેવવાળા હોય છે અને તેઓ અસાધારણ અયોગ્ય રીતે કુમળી ઉમરનાં બીજાનાં બચ્ચાંને ત્રાસ આપે છે, જે આ રોગનું મુખ્ય

---

+ स्त्री दोषाश्च त्रयस्मृता अदक्षपुरुषोत्पन्नः सपत्न विहितस्तथा दैवाज्जात स्तृतीयस्तु । शार्ङ्गधर संहिता.

૧ સરસ્વતીચંદ્રની કુમુદ અને પ્રમાદધન એ આનું સારૂં ઉદાહરણ છે. સાક્ષર શ્રીયુત્ ગોવર્ધનરામભાઇને આ રોગનું સ્મરણ થયું હોત તો. કુમુદનો પણ પ્રાણજ તેમણે લીધો હોત. આપણા દેશમાં આવા પ્રમાદધનોની ખામી નથી.

કારણ થઇ પડે છે. અશિક્ષિત આદમીઓને જ્ઞાનની કીમત હોતી નથી. તેથી જ્ઞાન ઉપર અયોગ્ય આક્ષેપો કરે છે તે સાથે પોતાના [1]અજ્ઞાનથી સ્ત્રીને ત્રાસ આપે છે. આંહિ શરીર અને મનનું હમેશનું કજોડું રહે છે, તેથી સ્ત્રીઓને એ રોગ થાય છે. હલકાં કુળનાં માણસો કુળવાનની છોકરીઓને ઘણી રીતે ત્રાસ આપે છે અને પેલી અભિમાની કોમળ બાળા પોતાના અભિમાનના તાપથીજ સતિની પેઠે બળી મરે છે.

લક્ષણ—બાળા એકાદવાર સાસરે ગયા પછીજ તેના ચહેરા ઉપર જે બાળકપણનું પ્રફુલ્લપણું હોય છે તે ઉડી જાય છે અને કરમાયેલ જેવી થઇ જાય છે. તે પડી રહે છે. ઘણીવાર નિસાસા નાખે છે. અને ધીમે ધીમે સુકાતી જાય છે. બીજીવાર સાસરે જઇને આવ્યા પછી આ જાતની ગ્લાની વધે છે. ઝીણો તાવ આવે છે. પ્રદર રહે છે. સાસરાનાં ઘરનાં માણસોનું કે સાસુનું અથવા પતિનું નામ તેની પાસે દેવામાં આવે તે વખતે બીજાથી ન સમજાય એવી ખિન્નતા તેના ચહેરાપર વિજળીની પેઠે ચમકારો મારી જાય છે. કોઈ પણ ઉપાયે તેનો ખેદ મટતો નથી અને ધીમે ધીમે અટકાવ બંધ થઇ જાય છે. શરીરમાંથી પોષણની ક્રિયા બંધ પડી જાય છે. ખાધું પચતું નથી, ઝાડા થાય છે અને કોઇવાર ખાંસી થાય છે. સુકતાન (રિકૅટસ) ની પેઠે શરીર તવાઇને, છેક નાનાં બચ્ચાં જેવું થઇ જાય છે. બાળાની ઇચ્છા બીજી છતાં તેની ઇચ્છા વિરૂદ્ધ થયું હોય અને ઇષ્ટ વસ્તુ નજીક હોય તો રોગ વધારે ભયંકર થાય છે. ઘણે ભાગે પરિણામ સારૂં આવતું નથી. મોટા વરોને પરણેલી નાની ઉમરની બાળાઓમાંથી સોએ પોણોસો ટકા આ રોગથી મરે છે. એક બે એવા એવકુફોને હું જાણું છું કે જેઓની ચાર ચાર ઓરતો આ રોગમાં મરી છે. જ્ઞાનમાં કજોડાંવાળી અને હીણ કુળમાં ગયેલી તેમજ શોકના દોષથી આ રોગના ભોગરૂપ થયેલી સ્ત્રીઓ કેટલીક વાર જીવે છે, તો તેઓને જીંદગી પર્યંત હીસ્ટીરીઆનો રોગ રહે છે, અથવા થોડો ઘણો ઉન્માદ કે હૃદયસ્પંદનું દરદ રહે છે; એટલુંજ નહિ પણ તેનાં છોકરાંઓમાં પણ આ માનસિક આઘાતનું પરિણામ જોવામાં આવે છે, અને તે કાંઇ કાંઇ જન્મની ખોડ લઇનેજ આવે છે. એક વખત એક ૫૫ વર્ષની ઉમરના ગૃહસ્થ ભરૂચથી

મારી સાથે રેલમાં બેઠેલા હતા. તેનું ત્રીજીવારનું તે લગ્ન હતું. તેની અને પહેલી બૈરીનાં પણ છોકરાંઓમાંથી એક પણ ખોડ વગરનું નહતું. શાર્ડંગધર જેને "દૈવાજજાત સ્ત્રી દોષ" કહે છે, તેનું દેખીતી રીતે કંઇ કારણ મળતું નથી. છતાં તે સ્ત્રીના અંતઃકરણમાં કાંઇક આઘાત તો હોય છે ખરોજ. આ દરદનાં ઘણાંખરાં લક્ષણો ધીમો ક્ષય, પાંડુરોગ અને આર્તવ પાંડુ ( ક્લોરોસીસ ) ને લગતાં હોય છે.

**ઉપાય.**—જે કારણ જણાઇ આવે તે બની શકે એવું હોય ત્યાંસુધી દૂર કરવાનો પ્રયત્ન કરવો. ઘણું કરીને બાળા પોતાની ગમગિનીનું ખરૂં કારણ જણાવતી નથી. માટે તેની સખીઓ મારફત કારણ જાણવા પ્રયત્ન કરવો અને પછી તેને લગતા ઉપાયો લેવા. બને તો તેને સખીઓના પરિચયમાં અને આનંદમાં રાખવા યત્ન કરવો. સાસરે જવાનો વખત બની શકે તો લંબાવવો અને સ્ત્રીની યોગ્ય ઉમર થવા દેવી. તેની સાથે સ્ત્રીની પોતાની ઇચ્છા સિવાય નાનાં બચ્ચાંઓની પેઠે ટીંગાટોળી કરીને નીશાળે મોકલવાનો વેશ ન લાવવો, એ તેને જીવાડવાનો મોટો ઉપાય છે. દરદીને હવાફેર કરાવવાની સલાહ આપવી. પૌષ્ટીક અને તરત પચે એવો ખોરાક આપવો. શરીરે તેલ ચોળાવવું. બની શકે તો ગાયન સંભળાવવાં, બાઇનાં સાસરીઆં અને ધણીને યોગ્ય સંબંધીઓ અને મિત્રો મારફત દરદીના દરદનું કારણ અને સ્થિતિથી પરોક્ષ રીતે જાણીતાં કરી દેવાં અને ધીરજ રાખવા સલાહ આપવી; જેથી એવાં માનસિક દરદોમાં અનિષ્ટ પદાર્થ દરદીની આંખથી આઘો રાખવાની જરૂર છે. તેમજ અપ્રિય ઇષ્ટ વસ્તુ પણ પાસે હોય તો ખેસવી લેવી જોઇએ. તે સાથે ક્ષયરોગ, પાંડુરોગ અને પ્રદરને લગતા પૌષ્ટીક અને લોહી વધારનારા ઉપાયો કરવા. દરદીને બહુ વાંચનની ટેવ હોય તો ઓછી કરાવવી. કોઇપણ રીતે તેની લાગણીને ધક્કો લાગે નહિ, એવી ખાસ સંભાળ રાખવી. ટુંકામાં સારી—આનંદી કંપની, આશ્વાસન, આનંદ અને શુદ્ધ તથા ઉત્તમ હવા પાણી અને ખોરાક એ આ રોગના ઉપાય છે. કોઈ સદ્‌વૈદ્ય આ રોગનાં સશાસ્ત્ર નિદાન—ચિકિત્સા લખશે તો ઘણો લાભ થશે.

**મેદો દોષ—બાલી જવું**—સ્ત્રીનું શરીર અયોગ્ય રીતે ઘાટઘુટ વગર ફુલી જાડું થઇ જાય છે, તેમાં પણ મુખ્યત્વે કરીને નિતંબ[1] અને સ્તન[2] ખાસ અયોગ્ય રીતે વધારે દેખાય, તેની સાથે વંધ્યત્વ દોષ હોય, એવા દરદને ગુજરાતી ભાષામાં બાલી જવું કહે છે. આ દરદને મેદ ચરબી સાથે વધારે સંબંધ છે, એવું મને જણાવાથી મેદો-દોષ એવું નામ મેં તેને આપ્યું છે.

ઘણું કરીને શુદ્ધ વંધ્યત્વવાળી અથવા નષ્ટગર્ભા[3] સ્ત્રીઓ તેમજ અનાર્તવવાળી ઓરતો વધારે બાલી જાય છે; સુભગા[4] સ્ત્રીઓને પ્રસવ વખતે તેમજ બાળકોને ધવરાવી ઉછેરવામાં કેટલોક ભોગ આપવો પડે છે, તેથી તેઓ બાલી જતી નથી; કેમકે તેથી તેના શરીરને હમેશાં થોડો ઘણો ઘસારો લાગે છે. પરંતુ અપ્રજા[5] સ્ત્રીને સુવાવડની કે પ્રજાને ધવરાવવાની પીડા પડતી નથી અને તેથી તેનું શરીર હમેશ વધતું જાય છે, અને ૩–૪ વર્ષમાં તો તે બાલી જાય છે; વળી વંધ્ય-ત્વ સાથે હમેશાં અનાર્તવ ઘણું કરીને હોય છે; એટલે તેને આર્તવ ઘણુંજ થોડું આવે છે. તેથી તેનું ગર્ભાશય જોઇએ તેવું સાફ થઇ શકતું નથી, અને પુરેપુરૂં લોહી નીકળતું નથી. ગર્ભાશય તથા ફૂલ-કોષ ( ઓવરી )ના ભાગમાં એ દુષ્ટ લોહીનો જમાવ થઈ રહે છે. તેથી અંતે સ્ત્રી બાલી જાય છે; શુદ્ધ વંધ્યા કે નષ્ટગર્ભા સ્ત્રી બાલી જાય છે, અને બાલી ગયેલ સ્ત્રી વંધ્યા કે નષ્ટગર્ભા રહે છે. વંધ્યત્વ તો બીજાં ઘણાં કારણોથી આવે છે; પરંતુ આર્તવ ઓછું હોવાથી વંધ્યત્વ પ્રાપ્ત થયું હોય તોજ સ્ત્રી બાલી જાય છે. અત્યાર્તવવાળી સ્ત્રીને ગર્ભ ન રહેતો હોય તો તે બાલી જતી નથી.

**કારણ**—ઉપર આપણે જોઈ ગયા કે આર્તવ ઓછું આવવું, એ બાલી જવાનું મુખ્ય કારણ છે. વળી ગરીબ અને મહેનતુ વર્ગ કરતાં શ્રીમાન્ લોકોની સ્ત્રીઓ વધારે બાલી જાય છે. બેસી રહેનારી શોખીન અને દિવસે ઉંઘનારી ( ઘણે ભાગે અધિકારીઓની ઓરતો અને શેઠીઆની સ્ત્રીઓ )

---

૧. કમરનો પાછલો ભાગ ઢાંઢું. ૨. કુચા. ૩. એકાદ પ્રજા થયા પછી ગર્ભ રહેતો ન હોય તેવી. ૪. જણતી–વીયાતી. ૫. નછોરવી સ્ત્રી.

સ્ત્રીઓ વધારે બાલી જાય છે. ફૂલકોષ (ઓવરી) ની શિથિલતા એટલે કે ફૂલકોષમાં જેટલું કામ થવું જોઇએ તેના કરતાં ઓછું થાય ત્યારે સ્ત્રી બાલી જાય છે. આર્તવ આવવાનો મુખ્ય આધાર ફૂલકોષ ઉપર છે અને તેમાં ન્યૂનતા હોય ત્યારે આર્તવ ઓછું આવે છે. તેથી સ્ત્રી બાલી જાય છે. તેમજ સુવાવડમાંથી કે કસુવાવડને લીધે ગર્ભાશયના કેટલાક રોગો રહી જાય અને તેથી આર્તવ ઓછું થાય; તેમજ જેટલી મુદત દેખાવું જોઇએ ત્યાંસુધી ન દેખાતાં વહેલું બંધ થઈ જાય ત્યારે સ્ત્રી બાલી જાય છે. તથા તેને ગર્ભાધાન થતું નથી. દરેક ઓરતને સરખી મુદત સુધી આર્તવ દેખાવુંજ જોઇએ, એવું નથી. કેટલીકને આર્તવ વહેલું બંધ થાય છે અને તે પછી તે ઘણે ભાગે બાલી જાય છે. સાધારણ રીતે ત્રીસ વર્ષ પછી સ્ત્રીઓને આર્તવ ઓછું થવા માંડે છે અને તે પછી ઘણી ખરી સ્ત્રીઓ બાલી જાય છે. પણ વંધ્યત્વ વાળી સ્ત્રીઓ ૧૫-૧૭ વર્ષની ઉમરમાંથીજ બાલી જવા માંડે છે. જન્મથીજ જેનું શરીર મેદસ્વી હોય છે તે યૌવનમાં ઘણે ભાગે બાલી જવાનો સંભવ છે.

મજબુત બાંધાની સ્ત્રીઓ પણ બાલી ગયેલ ઓરતની પેઠે જાડી દેખાય છે. માટે ખરેખરી મજબુત અને બાલી ગયેલ ઓરતની વચ્ચેનો તફાવત સમજવા માટે નીચેનું કોષ્ટક ઉપયોગી થઇ પડશે.

| બાલી ગયેલ ઓરત | મજબુત બાંધાની ઓરત |
| --- | --- |
| શરીર જાડું પણ પ્રમાણમાં પેટ, નિતંબ અને સ્ફીચ વધારે જાડાં હોય છે. | શરીર આખું, સરખું જાડું અને ઘાટવાળું હોય છે. |
| ચહેરો તથા હાથપગ પ્રમાણમાં પાતળાં હોય છે. | શરીર મજબુત હોય છે, કોઇપણ મહેનત કરતાં થાક લાગતો નથી, હાંફી જવાતું નથી. |
| શરીરમાં કમતાકાત હોય છે. કામ કરતાં હાંફી જવાય છે. | આર્તવ નિયમિત દેખાયા કરે છે અને પ્રજા નિયમસર થયા કરે છે. |
| આર્તવ ઓછું આવે છે. ઓરત નષ્ટગર્ભ અથવા વંધ્યા હોય છે. | શરીરના બધા સ્નાયુઓ પ્રફુલ્લ હોય છે. |

શરીરમાં ચરબીનો વધારો દેખાય છે.

શરીર પોચું લોચા જેવું લાગે છે.

નાડી કમકોવત અને મંદ હોય છે.

શરીરના કોઇ કોઈ ભાગમાં જાડાપણું ચડઉતર થયા કરે છે.

પેટમાં દરદ રહે છે. અજીર્ણનાં લક્ષણો જણાય છે.

માથામાં ફેર આવે છે.

શરીર મજબુત અને કઠણ હોય છે.

નાડી જોરદાર અને તેજ હોય છે.

શરીરની જાડાઇ એક સરખી અને શરીર તંદુરસ્ત હોય છે અને કોઇ પણ જાતની ફરિઆદ હોતી નથી.

**લક્ષણ.**—પેટ અને તેમાં પણ ખાસ કરીને પેડુનો ભાગ વધારે ફુલેલો બેડોળ હોય છે. તે સાથે નિતંબ પણ વધારે અયોગ્ય રીતે વધેલ હોય છે. હમેશાં બદહજમી રહે છે, દસ્ત કબજ રહે છે અને આતવ બરાબર સાફ આવતું નથી. માથામાં ચક્કર આવ્યા કરે છે, માથું ખાસ કરીને કપાળના ભાગમાં દુઃખે છે. આર્તવ આવવાના દિવસમાં ભગકંડુ અને વરાંગકંડુ ( ધાવરૂં ) નું દરદ થાય છે. ઉષ્ણવાત એટલે ઉનવાનું દરદ હોય છે. હાથપગ ઉપર વખતો વખત સોજો ચઢી આવતો હોય એવું લાગે છે. આ સોજાને રસ ઉતર્યો હોય એવું બૈરાંઓ કહે છે. ઘણીવાર સ્તન ઉપર પણ આવી જાતનો સોજો આવે છે અને ઉતરે છે. તે સાથે સ્તન ઉપર કિક્કિસ ( ગર્ભવતી સ્ત્રીઓને ખરજ આવે છે તે) ની પેઠે ખરજ આવે છે જેને બૈરાંઓ છાતીનું ધાવરૂં કહે છે. કેટલીક સ્ત્રીઓને જાડાઇ ફક્ત કમરમાંજ હોય છે. ત્યારે કેટલીકને સાથળના ભાગમાં વધારે જાડાઇ હોય છે. હાથપગના લોચા ઢીલા અને ચરબીમય દેખાય છે. આખા શરીરમાં જેમ ચરબી દેખાય છે તેમ શરીરનાં બીજાં મર્મસ્થાનોમાં પણ ચરબીનો ભરાવો થાય છે, અને તેથી મર્મસ્થાનો નબળાં પડી જાય છે, તથા પોતાનું કામ બરાબર કરી શકતાં નથી; હૃદયમાં યકૃત અથવા કાલીય ( કાળજું )માં અને ગર્ભાશય ઉપર ચરબીનો જમાવ થાય છે, હૃદય નબળું પડવાથી દરદી હાંફે છે,

અને નાડી ક્ષીણુ થાય છે, હાથ પગમાં દાહ બળે છે, તે સાથે સ્ત્રીને પ્રદરની પણુ પીડા હોય છે. આ રોગ વંધ્યત્વનું એક મુખ્ય કારણુ મનાય છે.

**ઉપાય**—૧. ઉપચાર શરૂ કરતાં પહેલાં દરદીના વર્તનમાં ફેરફાર કરવાની જરૂર છે. ખુલ્લી હવામાં ફરવું, થોડી થોડી મહેનત કરવી, આળસુ જીંદગી ન ગુજારવી, સાદો અને હલકો ખોરાક લેવો અને ભારે–મિષ્ટાન્ન અને મસાલાવાળો ખોરાક લેવાની મના કરવી; થોડું થોડું દળણું દળાવવું, એ આ દરદમાં સારો ઉપાય છે; એથી પેટના સ્નાયુઓ અને ગર્ભાશય તથા ફલકોષને સારી કસરત મળે છે. શરીર સારૂં થવા માંડે તેમ તેમ પાણી પણુ ખેંચાવવું.

૨. શક્તિ વધે તે સાથે દસ્ત હમેશાં સાફ આવે તથા આર્તવ-નિયમિત વેદના વગર સાફ આવે, એવી યોજના કરવી જોઇએ.

૩. લોહ અને એળીઆવાળી બનાવટો અને બીજા આર્તવ લાવવાના ઉપાયો કે જે આ પુસ્તકના પહેલા ભાગમાં પૃ. ૧૭૧ થી ૧૭૫ સુધી આપવામાં આવ્યા છે તે અજમાવવા, અને તે સાથે નીચેના ઉપાયો કામે લગાડવા.

૪. ચાર પાંચ દિવસને અંતરે ત્રિવૃત (નસોતર)નું ચૂર્ણુ વાલ ૪થી તોલો ૦। સુધી સાકર સાથે જુલાબ માટે આપવું.

૫. ખોરાક ઓછો અને સાદો આપવો. આર્તવ આવવાનું થાય ત્યારે ચાર પાંચ દિવસ પહેલાં સોડાબાઇકાર્બ દિવસમાં ચાર વખત પાંચ પાંચ ગ્રેનની માત્રામાં આપવો. એટલે કે ૧૨ કલાકમાં તોલો ૦। સોડા આપવો.

૬. ગુગળની કોઇ પણુ બનાવટ ખાલી જવાનાં દરદમાં સારી મનાય છે.

૭. અમૃતાદિ ગુગળ[1]—ગળો તો ૧, એલચી તો. ૨, વાવડીંગ તો. ૩, ઇંદ્રજવ તો. ૪, બહેડાંની છાલ તો. ૫, હરડેદલ તો. ૬,

---

[1] अमृतात्रुटी वेल्लवत्सकं कलिपथ्यामलकानिगुग्गुलुः ॥
क्रमवृद्धमिदंमधुद्रुतं पिटिकास्थौल्यभंगदरान् जयेत् ॥

આમળાં તો. ૭, ગુગળ તો. ૮, એ પ્રમાણમાં મેળવી ચૂર્ણ કરીને મધમાં ગોળી વાળીને દરરોજ ગોળી એક લેવી. આ દવાથી પિટીકા, શરીરનું સ્થૂળપણું અને ભગંદર મટે છે.

૮. યોગરાજગુગળ આ બનાવટ પ્રસિદ્ધ ફાર્મસીઓમાં મળે છે. અને ઘણા વૈદ્યો જાણે છે. મેં ભરૂચમાં એક સ્ત્રીને સવાશેર યોગરાજ ગુગળ ખવરાવ્યો હતો.

૯. મેં નીચેની બનાવટ મારા ઝાંડેશ્વરનાં દરદીઓમાં અજમાવી છે. અને મને સારી લાગી છે.

વિડંગાદિ[૨] ચૂર્ણ—વાવડીંગ તો. ૦।, સુંઠ તો. ૦।, ક્ષાર તો. ૦।, (જવખાર-સાજીખાર કે સોડા), લોહભસ્મ તો. ૦।, ત્રિફલ તો. ૧, ફોતરાં વગરના જવનું ચૂર્ણ તો. ૨, એ પ્રમાણે મેળવી તૈયાર કરવું. પછી તેમાંથી દરરોજ તો. ૦। દવા, અરણીના પાનનો રસ તો. ૨।। કાઢી તેમાં મધ તો. ૦।। મેળવીને તે સાથેજ પી જવી. આ પ્રયોગથી ઘણાં દરદીઓને લાભ થયો છે એવો મને અનુભવ છે.

૧૦. રાત્રે એળીઓ તો. ૧, શેકેલી હીંગ તો. ૪, ફુલાવેલ હીરાકસી તો. ૨, ગુલકંદ જોઇએ તેટલો મેળવીને ગોળી વાળવી તેમાંથી જમ્યા પછી ગો. ૧ અગર ૨ આપવી.

૧૧. **સારવાર**—ગરમ પાણીમાં રાઈ નાખી તેમાં ઓરતના પગ બોળાવવા. કમર ઉપર ગરમ પાણીનો શેક કરવો. પેઢુ ઉપર કપ મુકાવવા અગર રોટલાનો શેક કરવો. વરાંગના ઓષ્ટ ઉપર અગર સીવણી પાસે જળો મુકાવવી. જાંગ ઉપર રાઈ ચોળાવવી.

ઉપરના બધા ઉપાયો અજમાવતાં યાદ રાખવું કે આર્તવ તદન બંધ થઇ ગયેલું નહોવું જોઇએ. આર્તવ બીલકુલ બંધ થયા પછી એ ઉપાયો નકામા છે. આર્તવ દેખાતું હોય તોજ એ દવાઓ અને ઉપાયોથી લાભ થવા સંભવ છે. વળી એ ઉપાયો અજમાવતાં દરદીને

---

૨ विडंग नागरं क्षारः काललोह रजोमधु यवामलकचूर्णंच प्रयोगश्रेष्ठ उच्यते—चरक सूत्रस्थान.

વધારે પીડા થાય અને વશમું લાગે તો પછી એ ઉપચારો છોડી દેવા અને પછી સારૂં થવાની આશા પણુ છોડી દેવી.

**વંધ્યત્વ**-(વાંઝીઆપણું)—આ રોગ પુરૂષ અને સ્ત્રી બન્નેને લાગુ પડે છે. તંદુરસ્ત સ્ત્રીબીજ સાથે સ્વસ્થ શુક્રનો સંબંધ થવા છતાં ફલ ન થાય તેને વંધ્યત્વ કહેવામાં આવે છે. સ્ત્રીની ઉમર ૧૩ વર્ષથી ૪૫ વર્ષ સુધી ગર્ભાધાનને લાયક ગણાય છે. તે ઉમરમાં જો ગર્ભ ન રહે તો વંધ્યત્વ કહી શકાય છે. જો કદી ૧૩ વર્ષની અંદર અગર ૪૫ વર્ષ પછી ગર્ભ ન રહે તો તેને વંધ્યત્વનું નામ આપી શકાતું નથી.

પુરૂષોમાં બીજદોષથી તથા સ્નાયુઓની નબળાઇથી વંધ્યત્વ ઉત્પન્ન થાય છે. અને તેને માટે યોગ્ય ઉપાયો કરવા.

સ્ત્રીઓમાં અનેક કારણોથી વંધ્યત્વ પેદા થાય છે; જેમકે—

૧. બીજને પોષણ ન મળવાથી, વરાંગના કોઇપણુ માર્ગના અભાવ અગર સંકોચથી, સ્ત્રી અથવા પુરૂષે જાણી બુઝીને પ્રજોત્પત્તિ અટકાવનારા ઉપાયો લીધાથી, કોઇવાર કોઇ કારણુસર સ્ત્રીઓનું કોઇ આભ્યંતર અવયવ ગર્ભાશય, ફલકોષ, બીજવહસ્રોત વિગેરે કાપી નાખવાની ફરજ પડે અને તેથી શુક્રાર્તવ સંયોગની ક્રિયા બંધ પડે તેથી, ગર્ભાશયની અંદરની ગાંઠ, ચાંદુ, બીજહરસ્રોતની જુદી જુદી જાતની પીડાઓ, અને ફલકોષના રોગોથી પણુ સ્ત્રી વંધ્યા રહે છે. ઉપર જણાવેલા રોગોનુ વર્ણન આ પુસ્તકના પહેલા ભાગમાં આવી ગયું છે.

**ઉપાયો**:—જ્યાં બીજ પુરેપુરૂં પાકતું ન હોય અને તેજ કારણુથી વંધ્યત્વ પ્રાપ્ત થતું હોય ત્યાં જો પ્રજાત્પત્તિની આશા તો નથી, છતાં પોષણુકારણુ ખોરાક, સાધારણુ કસરત અને તંદુરસ્તી જળવાય એવા ઉપાય કરવાથી વખતે લાભ થવાનો સંભવ ખરો.

૨. વરાંગને લગતા કોઇ પણુ, અવયવનો અભાવ કે અડચણુ, સંકોચ, વિગેરે હોય તો ગર્ભ રહેવાની આશા રાખવી એ નકામી છે, પરંતુ જો આખું જનનયંત્ર બરાબર તંદુરસ્ત હોવા છતાં માત્ર સતિચ્છદ— { હાઇમેન } ની અડચણુ હોય તો શસ્ત્રોપચારથી સારૂં થવાની આશા રાખી શકાય ખરી.

૩. ઘણીવાર સ્ત્રીઓ સંવેશન વખતે વાદળી અથવા રૂ જેવો પદાર્થ ગર્ભાશયના મુખ આડો રાખે છે અને પાછળથી કાઢી લે છે. અથવા સંપ્રયોગ પછી કોઇ દવાવાળાં પાણીની પીચકારી મારે છે. કોઈ વાર પુરૂષો પણ એવા ફ્રેંચપેપર્સ જેવાં સાધનોનો ઉપયોગ કરે છે. આવાં આવાં કારણોથી જો પ્રજોત્પત્તિ થતી નથી તો તે કારણો દૂર કરવાથી ફલ પ્રાપ્ત થાય છે. સિવાય ટુંકામાં નીચેના રોગો સાથે પણ વંધ્યત્વનો સંબંધ છે. વેજાઇનીઝમસ્ ( ભા. ૧ પૃ. ૭૭ ), ગર્ભાશય ગ્રીવાનાં દરદો, વધારે અને ઓછાં ગર્ભાશયનાં સ્થલાંતર અને આનમનને લગતાં દરદો ( ભા. ૧ પ્ર. ૬ પૃ. ૧૪૨ )થી ગર્ભાશયની શ્લેષ્મ ત્વચાનાં દરદો, એન્ડોમેટ્રાઈટીસ ( ભા. ૧, પૃ. ૧૨૧ ), ફલકોષદાહ (ઓફ્રાઇટીસ્) ( ભા. ૧ પૃ. ૧૫૫ ).બસ્તીપ્રદેશની રસત્વચાનો દાહ અને એવાં દરદો, એ પણ વંધ્યત્વનાં ખાસ કારણરૂપ છે; માટે જે દરદ જણાય તેના યોગ્ય ઉપાય કરવાથી વંધ્યત્વ દુર થઈ જાય છે; વંધ્યત્વના સંબંધમાં ઇંગ્રેજીમાં મોટાં મોટાં પુસ્તકો લખાયેલાં છે. આ નાના ગ્રંથમાં આપણે તેના અણુએ અણુને પોંચી વળીએ એ બનવું અશક્ય છે, ગુજરાતી ભાષામાં ડો. વીરજી ઝીણા રાવળનું વંધ્યત્વનિવારણ નામનું પુસ્તક જેમને જીજ્ઞાસા હોય તેમણે વાંચવું. આપણી ભાષામાં વંધ્યત્વ ઉપર લખાયેલો એ સ્વતંત્ર ગ્રંથ છે.

દેશી વૈદ્યકશાસ્ત્ર પ્રમાણે આઠ શુક્રદોષ, આઠ રજોદોષ, અને વીસ પ્રકારની વ્યાપત્તિ એ ઘણે ભાગે વંધ્યત્વના કારણરૂપ મનાય છે. રસરત્નસમુચ્ચયમાં વંધ્યા સ્ત્રીઓના નવ પ્રકાર માન્યા છે.

૧. આદિવંધ્યા, ૨. વાત વંધ્યા, ૩. પિત્તવંધ્યા, ૪. કફવંધ્યા, ૫. રક્તવંધ્યા, ૬. અભિચારવંધ્યા, ૭. ગર્ભસ્ત્રાવી. ૮. મૃતવત્સા, ૯. કાકવંધ્યા. એ પ્રમાણે નવ ભેદ માન્યા છે. તે દરેકની સમજણઃ—

૧. કુદરતથીજ જેનામાં કાંઇ પણ ખામી હોય કે સ્ત્રીત્વના અંશ ઓછા હોય અને તેને લીધે પ્રજા થઇ નજ હોય તે આદિવંધ્યા.

૨. રક્તવંધ્યા નામ ઉપરથી જણાય છે કે રક્તના કોઈ પણ દરદને લીધે એટલે કે ચાંદી વિગેરે અથવા આર્તવનાં દરદને લીધે વંધ્યત્વ આવે તે.

૩. વાતવંધ્યા માટે એક ટીકાકાર કહે છે કે ગર્ભાશય વાયુના કોપવડે રૂક્ષ, શુષ્ક થઇ સંકોચાઇ જવાથી વંધ્યત્વ આવે તે.

૪. પિત્તવંધ્યા ગર્ભાશયમાં પિત્તના જોરથી ગર્ભ ન રહે તે (હું ધારૂં છું કે બૈરાંઓ જેને કોઠે ગરમી કહે છે તે દરદ હશે).

૫. કફવંધ્યા આની પહેલાંના પ્રકરણમાં મેદોદોષ અથવા બાળી જવાનું વર્ણન કર્યું છે તે.

૬. અભિચારવંધ્યા–વળગાડ જેને બૈરાંઓ કરી મેલવું, પિતૃપીડા, નામથી ઓળખે છે તે.

૭. ગર્ભસ્ત્રાવી–વખતોવખત કસુવાવડ થયા કરે છે. જુના આચાર્યો સ્ત્રંસીની વામીની નામની વ્યાપત્ કહે છે તે.

૮. મૃતવત્સા–જુના આચાર્યો જેને જાતઘ્ની કહે છે તે. બચ્ચાં મરેલ આવે અથવા આવીને લાલ બચ્ચુ થઇને મરી જાય કે સુકાઇને ૮–૯ માસે મરી જાય, આંચકી થાય, તે બધાનો આમાં સમાસ થાય છે. બૈરાં જેને રતવાનો કોઠો, ગરમીનો કોઠો, સુકતાનનો કોઠો વિગેરે નામથી ઓળખે છે. પરંતુ ખરી રીતે ઉપદંશ, પ્રમેહ, સ્તન્યદોષ અને માવજતની ખામી એજ એ દરદોનાં કારણ છે. એમ હું પોતે માનું છું. એ રોગો મટી શકે એવા છે.

૯. કાકવંધ્યા—જેને એકવાર પ્રજા થયા પછી બીજી પ્રજા નથી થતી તે. આ ગ્રંથમાં જેને નષ્ટગર્ભા કહેવામાં આવી છે. આમાં એક પ્રજા થયા પછી સ્ત્રીઓને લગતું કોઈ પણ પ્રકારનું દરદ થયું હોય છે તેજ ફરી પ્રજા ન થવામાં કારણ હોય છે.

**ઉપાય**—૧. વંધ્યત્વની ફરીઆદ સાંભળી દરદીની સ્થિતિ તપાસી દાયણ, મીડવાઇફ, નર્સ કે યોગ્ય ડાકટર પાસે દરદીના અંતઃશરીરની યોગ્ય પરીક્ષા કરાવવી. પહેલાં તો વૈદે દરદનો નિર્ણય કરવો. તે વિના વંધ્યાનો ઉપાય થઈ શકતો નથી. કારણ કે ઘણે ભાગે એમાં જન્મનીજ કાંઇ ખોડ હોય છે, એટલે એ દરદ અસાધ્ય છે. પછી જે દરદ ઔષધોપચારથી મટી શકે એવું લાગે તેના યોગ્ય ઉપાયો કરવા.

૨. સ્ત્રી પુરૂષ બન્નેની તંદુરસ્તી સુધરે એવા ઉપાયો કરવા,

પુરૂષને શુક્રશોધન અને શુક્રજનન ઓષધો આપવાં.

૩. કોઇ પણ [1]રસાયનનું સેવન કરાવવું. તે સાથે સ્નાયુઓને બળ મળે એવા ઉપાયો કરવા.

૪. આદમીને ઠંડા પાણીથી નવરાવવો, ઠંડા પાણીમાં બેસવા કહેવું.

૫. હરડેનું ચૂર્ણ તો. ૦ા રાત્રીએ સુતી વખતે દુધમાં ડોઇને પીવા આપવું.

૬. [2]કાકડાસીંગ તો. ૦ા રાત્રે દુધમાં ડોઇને પીવા આપવી, એથી સ્નાયુઓ મજબુત થાય છે. મને ઘણા દરદીઓમાં આવો અનુભવ મળ્યો છે અને હું ગરીબોને સલ્લાહ આપું છું કે તેઓએ કોઇ પણ પેટંટ દવાના પૈસા ન ખરચતાં ઉપરની એ દવાઓનો જ વિશ્વાસથી અનુભવ લેવો.

૭. શુક્રજનન [3]કષાય—વિદારિકંદ ભા. ૨, અશ્વગંધા ભા. ૨, જંગલી મગ ભા. ૧, જંગલી અડદ ભા. ૧, મેદા ( સતાવરી ) ભા. ૧, ગળો ભા. ૧, વડવાઇની સફેદ કુંપળો ભા. ૧, અને કાકડાસીંગ ભા. ૧, એ પ્રમાણે દવાઓ મેળવી ખાંડી ચૂર્ણ કરી તેના જેટલી સાકર મેળવીને દરદીને દુધમાં ડોઇને પીવા આપવી અથવા અર્ધો અર્ધ દુધ પાણીમાં ઉકાળી પાણી બળતાં તે દુધ પીવા આપવું. અજીર્ણ જણાય તો દવા બંધ કરવી.

૮. પહેલાં અજીર્ણ માલુમ પડે તો પ્રથમ તેના ઉપાયો કરવા. કડવી દવાઓ મંદાગ્નિમાટે ઘણી સારી છે. કરીઆતુ એ સૌથી ઉત્તમ ઉપાય છે. આપણી રીત પ્રમાણે અથવા પશ્ચિમી પરીક્ષાપદ્ધતિ

---

૧. મારેલી દવા સોમલ વિગેરે નહિ પણ જીંદગીને લંબાવનારી દવાઓ.

૨. कुलीरशृंग्याय: कल्कमालोड्य पयसा पिबेत् । रसक्षीरघृताशी—सूश्रुत ॥

૩. जीवक, ऋषभक—વિદારિ; काकोली, क्षीरकाकोली—અશ્વગંધા, मुद्गपर्णी—જંગલીમગ, माषपर्णी: જંગલી અડદ, मेदा—સતાવરી, वृक्षरुहा—ગળો, जटिला—વડની કુંપળ, कर्कटशृंगी—કાકડાસીંગ; इत्येमानि शुक्रजननानि भवन्ति ।

પ્રમાણે શુક્રમાં દોષ જણાય તો એક વખત દરદી ને શુક્રશોધનનો ક્વાથ આપવો.

૯. [1]**શુક્રશોધન**—કઠ, [2]એલવાલુક, કટ્‌ફળ, સમુદ્રફીણ, કદંબનો ગુંદર, શેરડીનાં મૂળ, ધોળી શેરડીનાં મૂળ, એખરો, બોલસરીની છાલ, અને વાળો. ઉપરની દશ દવાઓ સરખે વજને મેળવીને તેને અધકચરાં ખાંડીને ઉકાળો તૈયાર કરવો. તેમાંથી દરરોજ તો. રાા ક્વાથની રીત પ્રમાણે ઉકાળી દરદીને સાંજસવાર પીવા આપવો. આથી શુક્રમાં રહેલા દોષો દૂર થઇ અંદર શુક્ર જંતુઓની ઉત્પત્તિ થશે. મેં આ ઔષધશાળામાં એક વર્ષ આ બન્ને કષાયો તૈયાર કરાવી વાપર્યા હતા, પરંતુ આ ઔષધાલયમાં મને એનો ચોકસ અનુભવ મળ્યો નથી.

૧૦. જીવનીય[3] ઘૃત, ચ્યવનપ્રાશ, શિલાજતુના પ્રયોગોથી કોઇ પણ શુક્રનો દોષ દૂર થાય છે, એવું પુનર્વસુમહારાજનું કહેવું છે. તેમ જ પિત્તદોષજન્ય શુક્રદોષ જણાય તો ચરક સંહિતામાં લખેલ, બ્રાહ્મરસાયન અથવા આમલકીય રસાયન આપવાની ચરકમાં ભલામણ કરવામાં આવી છે. ચંદ્રપ્રભા નામની બનાવટના સેવનથી શુક્રદોષ મટે એમ લખે છે. હવે સ્ત્રીઓના વંધ્યત્વ માટે આયુર્વેદમાં મોટી મોટી ટીપ આપવામાં આવી છે. ઘણા હસ્તલિખિત ગ્રંથોમાં પણ એ સંબંધે ઘણું લખેલું છે, અને એ બધાનો અહિં એમને એમ ઉતારો કરી જવો એ મને ઠીક લાગતું નથી, માટે થોડાક ઉપાયો આપીશું.

૧૧. ઉપર જણાવ્યા પ્રમાણે પુરૂષપક્ષની ખામી દુર કર્યા પછી સ્ત્રીપક્ષની જે ખામી કે રોગ જણાય તે પહેલા ભાગમાં જણાવ્યા

---

૧. कुष्टैकवालुक कट्फल समुद्रफेन कदंबानिर्यासेक्षुकांडे क्षिवक्षुरक वसुको क्षीराणीति दशेमानि शुक्रशोधनानि भवन्ति ॥

૨. એલવાલુક મળતું નથી. માટે તે છોડી દેવું અથવા તેને બદલે બીજી કોઇ ચીજ લેવી.

૩. घृतं च जीवनीयं च च्यवनः प्राश एव च ।
गिरिजस्य प्रयोगश्च रेतोदोषानपोहति ॥

चरक चि. स्थान.

પ્રમાણે તપાસી દુર કરવાનો પ્રયત્ન કરવો શારીરિક ખામી સુધારી દરદીને આર્તવ વખતસર પ્રમાણસર કોઇ પણ જાતનાં દરદ વગર આવતું થાય એવા ઉપાયો ખાસ કામે લગાડવા, રજોદોષ એ સ્ત્રીઓના વંધ્યત્વનું મુખ્ય કારણ છે. બાઇને ધીરજ આપવી. અને ધીરજથી ઉપાય કરવા કહેવું. ઔષધ ચાલતાં સુધી સ્ત્રી પુરૂષને બ્રહ્મચર્ય પળાવવું. ઘણે ભાગે વંધ્યા સ્ત્રીઓના મનમાં એક એવો ખોટો ખ્યાલ હોય છે કે અતિવિષયથી ગર્ભાધાન થાય છે. પરંતુ એ મોટામાં મોટી ભુલ છે. અતિ વિષયાસક્તિ એજ વંધ્યત્વનું એક મુખ્ય કારણ છે. વંધ્યત્વ દુર થવા યોગ્ય બ્રહ્મચર્યની જરૂર છે. કેટલીક બ્હેનો વંધ્યત્વને લીધે હમેશ શોકગ્રસ્ત રહે છે, એ પણ ભુલ છે. ચરકમાં લખ્યું છે કે, "सौमनस्यं गर्भधारणानां" મન ખુશી હોવું એ ગર્ભધારણ થવામાં મુખ્ય કારણરૂપ મનાય છે.

૧૨. યોગરાજ ગુગ્ગુલુ ઘણા દિવસ સુધી પુરૂષ અને સ્ત્રી બન્નેને ખવરાવવો. પુરૂષને ઘી મધમાં ખવરાવી ઉપર દુધ પાવું; સ્ત્રીને ઘી મધમાં ખવરાવી ઉપર દુર્વાનો સ્વરસ પાવો. પછી દુધ પાવું.

૧૩. ચંદ્રપ્રભા ગુટી બન્નેને ઘણા દિવસ સુધી ખવરાવવી.

૧૪. પુરૂષને રસાયન ચૂર્ણ ઘણા દિવસ આપવું

૧૫. જયસુંદર[1] રસ રતી ૧ સાકર સાથે ખવરાવીને ઉપરથી એકવર્ણી લાલ ગાયના દુધમાં આસોંદ ચૂર્ણ તો ૦ા નાખી સ્ત્રીને પાવું.

---

૧. જુવો રસરત્નસમુચ્ચય વંધ્યત્વચિકિત્સા, જયસુંદર રસની બનાવટ-સોનું રૂપુ તામ્ર અને માક્ષીકની ભસ્મ સરખે વજને દરેક તો. ૦ા લેવી. મુળમાં વૈકૃતપદ છે તેથી વૈક્રાંત (તરમરી) ની ભસ્મ લેવાનું એક ટીકાકાર લખે છે, પારો તો. ૫, ગંધક તો. ૧૦ એ બધું એકઠું કરીને લક્ષ્મણા (હનુમાનવેલ) ના રસમાં સાત દિવસ ઘુંટવું, પછી બપોરીઆના રસમાં સાત દિવસ ઘુંટવું, મારા ધારવા પ્રમાણે પુત્રજીવકના રસમાં સાત દિવસ ઘુંટવું જોઇએ. પછી કાચકુંપીમાં ભરીને ઉપર ત્રાંબાનાં પતરાંથી મોઢું બંધ કરીને ઉપર એક આંગળનો જાડો માટીનો થર કઈ પાતળાં સોનીનાં છાણાંથી ગજપુટના ખાડામાં બાફી આપવી ઠંડુ પડયે કાઢીને ફરી લક્ષ્મણાના રસની સાત દિવસ ભાવના આપીને શીશીમાં ભરી લેવો.

૧૬. ફલધૃત એ વંધ્યત્વ નિવારણની સારી દવા મનાય છે.

૧૭. મૂળ તથા પત્ર સાથે સર્પાક્ષી ( દુર્વા ) નામની વનસ્પતિ રવીવારે લાવીને એકરંગી ગાયના દુધ સાથે કુંવારી કન્યાના હાથે વટાવીને પીવાથી ગર્ભ રહે છે. આ દવા આર્તવના દિવસ પછી ચોથે દિવસે પીવી. દુધ, ઘી, સાકર, ચોખા, ખાવા; ઉદ્વેગ, શોક, અને દિવસની નિદ્રાનો ત્યાગ કરવો.

૧૮. દેવદાલી[1] ( કુકડવેલ–કડવી કંટોલ )નું મુળ રવીપુષ્ય યોગને દિવસે લાવી પોણો તોલો ગાયના દુધ સાથે પીવું, ગર્ભ રહે છે.

૧૯. ધોળા શરપુંખાનું મુળ ઠંડા પાણી સાથે પીવાથી ગર્ભ રહે, એવું કહે છે.

સામાન્ય વંધ્યત્વનિવારણના ઉપર ઉપાયો કહેવામાં આવ્યા છે. કકવંધ્યા બાલી જવાના ઉપાયો આની પહેલાંના પ્રકરણમાં જોવા.

૨૦. અભિચારવંધ્યા માટે તંત્ર મંત્રના પ્રયોગો કરવા. નારાયણબલી, નિલોત્સર્ગ, પયોવ્રત, વિગેરે ઉપાયો કરવાથી શુભ ફળ થવાનો સંભવ છે.

૨૧. ગોપાળસંતાન નામના મંત્રનો જપ કરવાથી પુત્ર પ્રાપ્ત થાય, એવું કહે છે

૨૨. પાર્થીવપુજન કરીને અભિલાષાષ્ટક નામનાં સ્તોત્રનો પાઠ કરવાથી પુત્ર પ્રાપ્ત થાય, એમ કહે છે.

૨૩. હરીવંશ, કે રઘુવંશની કથા સાંભળવાથી અને ગૌત્રીરાત્ર ( ગોત્રાટ ) નું વ્રત પણ ફલપ્રદ છે, એવું મનાય છે. ગાયવ્રત જતી આવતી ગાય પુજીને સાંજે જમવું. માસ આખરે ગોદાન દેવું. એ વ્રતથી પણ ઇષ્ટ પ્રાપ્તી થાય, એવું મનાય છે.

૨૪. સ્રંસીની અથવા ગર્ભસ્રાવી નામની વ્યાપત્તિમાં બ્રહ્મચર્ય પળાવવું અને સ્નાયુઓ મજબુત થાય એવી દવાઓ આપવી.

---

૧. આ ઉલટીની દવા છે અને તેથી ગર્ભાશયમાં પોચીને ગર્ભાશયમાં ઉત્ક્લેશ થવાથી ગર્ભાશય યોગ્ય સ્થિતિમાં આવી ગર્ભ રહેતો હશે. અમારા દેશમાં કેટલીક સ્ત્રીઓ મીંઢોળનો કંસાર ખાય છે.

૨૫. મૃતવત્સા—છોકરાં મરેલ આવતાં હોય કે આવીને મરી જતાં હોય તો મજીઠ અને પદ્મકનું લાકડું દુધ સાથે ઘસીને પાવું. ગર્ભ હોય તે દરમીઆન દરરોજ જેઠીમધ દુધમાં ઉકાળી પાવું. દુર્વાનો રસ પાવો. રતાંજળી પાણીમાં ઘસી પાવી; એથી ઘણે ભાગે લાભ થવાનો સંભવ છે.

૨૬. ઉપદંશ કે પ્રમેહ કારણરૂપે હોય તો જયસુંદર રસ ઉપરની દવાઓ સાથે આપવો.

૨૭. **ગર્ભપાળ** રસ ગર્ભવતીને ખવરાવવો.

૨૮. બચ્ચું આવી સુકાઇને મરી જતું હોય તો સ્તન્યશુદ્ધિ અને રીકેટ્સ—બાળશોષના ઉપાય કામે લગાડવા.

૨૯ કાકવંધ્યાને જે દરદ હોય તે દુર થવાથી ફરી ગર્ભ પોતાનું કામ કરવા માંડે છે.

## પ્રકરણ ૧૦ મું.

### ગર્ભીણીનાં દરદો.

સ્ત્રીઓની લાયક ઉમર થયા પછી ગર્ભ રહેવો અને પ્રસવ થવો. એ બનવા જોગ છે, તેની સાથે એ પણ સમજવું જરૂરનું છે કે, સ્ત્રીઓના ઘણા મોટા ભાગનું મરણ પ્રમાણ પણ એ સ્થિતિમાં ઘણું વધારે આવે છે. આપણે અત્યાર સુધી જે રોગો જોઇ ગયા તે ઉપરાંત સગર્ભાવસ્થા અને સુતિકાવસ્થામાં સ્ત્રીઓને ઘણાં દરદો થાય છે. જો કે એ સંબંધમાં ઘણાઓ મારફત ઘણીવાર ઘણું લખાઇ બોલાઇ ગયું છે, એટલે અત્રે પણ લખવું એ પુનરૂક્તિ જેવું છે; છતાં પણ સ્ત્રીઓનાં દરદોમાં એ દરદનો પણ સમાવેશ થતો હોવાથી ટુંકામાં લખીશું.

સ્વાભાવિકરીતે ગર્ભીણીને સગર્ભાવસ્થામાં દરેક સ્નાયુઓમાં કાંઇને કાંઇ ઉત્તેજન થાય છે, અને તે ગર્ભનાં લક્ષણ રૂપે મનાય છે, જેને બૈરાંઓ હેળ એટલે હેવા અથવા ટેવને નામે ઓળખે છે, અને તેનો કોઇ પણ ખાસ ઉપાય કરવામાં આવતો નથી. પરંતુ કોઇવાર

આ હેળ એવું ભયંકર રૂપ ધારણ કરે છે કે, તેમાંથી ગર્ભ અથવા ગર્ભીણીનું અનિષ્ટ થાય અગર વખતે બન્નેનું અનિષ્ટ થઈ જાય, આવી સ્થિતિમાં આ હેળના ઉપાય કરવા એ જરૂરનું છે.

આપણો એક કઢંગો રિવાજ–આપણાં બૈરાંઓને એક એવો વહેમ છે કે ગર્ભીણી સ્ત્રીને કોઇ પણ દવા અપાયજ નહિ, અને ઔષધ આપવાથી નુકશાનજ થાય છે. આ વિચાર તાત્વિક દ્રષ્ટિએ તપાસતાં કઢંગો લાગે છે, કારણકે શાસ્ત્રો ગર્ભીણી માટે ઔષધોની યોજના કરે છે, અને વૈદ્યો તથા ડાકટરો કાંઇ ગાંડા નથી કે ગર્ભને નુકશાનજ કરે. માટે એવા ખોટા વિચારો મનમાંથી કાઢી નાખી જરૂર પડે ત્યારે ઉપાયોનો આશ્રય લેવો.

**વમન અને મોળ**—સાધારણ રીતે ઘણીખરી ગર્ભવતીને મોળ આવવી અને ખાસ કરીને સવારના પહોરમાં ઉલટી થવી, એ એક ગર્ભાવસ્થાનું સામાન્ય લક્ષણ મનાય છે, અને કોકજ બહેન આ દરદથી અજાણ હશે. સાધારણ ઉલટીમાં ચિકિત્સા કરવાની જરૂર પણ નથી, પણ કોઇ કોઇવાર તો ઉલટી એટલી બધી ભયંકર થાય છે, કે સ્ત્રી નબળી પડી જાય છે. તેનાથી કશું ખવાતું નથી, ગર્ભપાત થઇ જાય છે, અને રક્તસ્રાવથી બચે છે તો ભુખે મરીને તેના પ્રાણ જાય છે.

**લક્ષણ**—દરદ જોરમાં હોય છે ત્યારે પેટમાં કોઇપણ રીતે કોઇ પણ જાતનો ખોરાક પેટમાં જઇ શકતો નથી. સને ૧૯૧૬ માં મારી પાસે એક કેસ હતો જેની પાસે પાણીનું પણ નામ લેવાથી એવી સખત રીતે તે ઉબકો ખાતી હતી કે જાણે હમણાંજ તેના પ્રાણ નીકળી જશે. આવી સ્થિતિ થવાથી ધીમે ધીમે દરદીનાં આંખ અને ચહેરો બેસી જાય છે, જીભ સુકી પડી જાય છે, પેટમાં પીપડી પાસે દાબતાં દરદ થાય છે, ઉંઘ બીલકુલ આવતી નથી, ચિત્ત અસ્થિર જણાય છે, તાવ, નાડી ઉતાવડી પાતળી સૂત્ર જેવી ક્ષીણ ચાલે છે, દરદી અત્યંત લેવાઇ જાય છે, મોઢામાંથી સડેલ જેવી ગંધ આવે છે, ધીમે ધીમે જીભ કાળી સુકી પડી જાય છે, અને કોઇવાર ઉલટી સાથે લોહી પડે છે, દરદી છેવટ દીન થઇ જાય છે, અને કાંઇ પણ

ઉપાય લાગુ ન પડે તો દરદી છેવટ મૃત્યુ પામે છે. એક ડાકટર લખે છે કે ૧૧૮ માં ૪૬ સ્ત્રીઓ ઉપરના રોગથી મરણ પામી. બાકીની ૭૨ માંથી ૪૨ ને ગર્ભપાત કરાવવાથી ઉલટી બંધ થઇ અને બાકીની સ્ત્રીઓને ઉપાય કામે લાગ્યા.

ઉલટી ઘણે ભાગે બીજા કે ત્રીજા મહિનાથી શરૂ થાય છે. તે પાંચ માસમાં બંધ પડે છે. કોઇ વાર ગર્ભાધાન સાથે જ થાય છે અને નવ માસ ચાલુ રહે છે.

**ઉપાય–સૂચનાઓ:**—૧. શરૂ કરતાં પહેલાં જ તપાસ કરવો કે પરિપાકયંત્ર ( આંતરડાં ) માં કોઇ જાતની ખામી છે કે કેમ, ઘણું-કરીને આંતરડાંમાં મળ એકઠો થયેલો હોય છે. માટે દરદીનું શરીર અને પ્રકૃતિ જોઇને ડુશ–પીચકારિ–આપીને પ્રથમ મળનો નિકાલ કરવો, અથવા એરંડીયું તેલ પાઇને પેટ સાફ કરવું અથવા બીજો મૃદુ જુલાબ, ગરમાળાનો ગોળ, દ્રાક્ષ વિગેરેનો આપવો.

૨. પથ્યાપથ્ય ( ખાનપાન ) તરફ પુરતું ધ્યાન આપવું, દરદીને સવારમાં જ ઉલટી થતી હોય તો પથારીમાંથી ઉઠતા પહેલાં થોડું ગરમ દુધ અથવા દુધ સાથે જવનું પાણી મેળવીને પીવા આપવું, દુધ સાથે થોડું ચુનાનું નીતરૂં પાણી અગર પાંચથી દશ ગ્રેન સોડા મેળવ્યો હોય તો વધારે લાભ થાય છે, દુધ પહેલાં મોટા પ્રમાણુમાં શરૂ કરવું અને પછી ધીમે ધીમે ઓછું કરતાં જેટલું દરદીના પેટમાં ટકે અને ઉલટી ન થાય એટલી માત્રા રાખવી.

૩. સવારમાં થોડા ભુંજેલા ચણા ખવરાવ્યાથી પણ ઉલટી બંધ થઇ જાય છે.

૪. એક દરદીને સવારમાં ચણા ખવરાવવાથી ઉલટી બંધ થઈ હતી. દુધ કોઇના પેટમાં ન ટકે તો જે પ્રવાહી પેટમાં ટકે તેવું ગરમ ગરમ આપવું, એકદમ હીંમત છોડી દેવી નહિ. ઘણીવાર જે દરદીને નવટાંક દુધ પેટમાં ટકતું નથી તેને સખત પદાર્થ પચે છે. માટે દરદી ઇચ્છા કરે તે આપીને ખાત્રી કરી જોવી. મેં મારાં સખત ઉલટીવાળાં દરદીને શાંદેરી બોર અને પાકેલી કેરી ખવરાવી જોઇ હતી. તે તેને પેટમાં રહેતી હતી.

૫. દરદીને ઉલટી થયા પછી તરત બીજો ખોરાક આપવાથી ફરી ઉલટી થઇને નીકળીજ જવું જોઇએ. માટે દરદીને ઉપરાઉપર ખોરાક કદી આપવો નહિ પણ અમુક અંતરે જ આપવો.

૬. ખોરાક સાથે બરફ મેળવી આપવામાં આવે તો ઘણીવાર ઉલટી થતી નથી.

ઔષધોના સંબંધમાં દરેકને એક જ ઉપાય લાગુ પડે એવો નિયમ નથી. માટે ભિન્ન ભિન્ન ઔષધ વાપરી જોવાં. ઘણે ભાગે નીચેનાં ઔષધો વપરાય છે. ઇંગ્રેજી જુદા જુદા ડાકટરોના જુદા જુદા અભિપ્રાયનું મોટું લીસ્ટ આપી વાંચનારને કંટાળો આપવો, એ ઠીક નથી, તેથી થોડાં જ લખ્યાં છે.

૭. બાઇ કાર્બોનેટ ઑફ સોડા ગ્રેન-૫ થી-૧૦ અથવા
બાઇ કાર્બોનેટ ઑફ પોટાસ „ ૫ થી-૧૦.
સીલીસી. „ „ „ ૨ થી-૪.

એ ઔષધો એક ઔંસ ઠંડા પાણીમાં મેળવીને દિવસમાં બેથી ત્રણ વખત આપવું. દરેક ઔષધ જુદું જુદું વાપરી જોવું.

૮. ક્રિયોસોટ નામની દવા ટીપું ૧, પતાસાં નાખીને દિવસમાં બે કે ત્રણ વખત આપવું.

૯. ડિલ્યુટ હાઇડ્રોસ્પેનીક એસીડ ટીપાં ૫, પાણી ઔંસ ૧ માં મેળવી પાવું. કહે છે કે આ ઔષધોથી ઉલટી બંધ થાય છે; પણ ઘણીવાર નિષ્ફલ પણ જાય છે. કોઇ વાર એક જ દવાથી એક દરદી ઉપર ચોક્કસ અસર થાય છે અને કોઇ વાર અનુક્રમે બધી દવાઓ અજમાવ્યા છતાં નિષ્ફલ જાય છે.

૧૦. એક માણસનો એવો મત છે કે ડોકની પાછળ પૃષ્ઠવંશના છેડા ઉપર બરફની કોથળી મુકવી. દરવખત કલાક ૦ll મુકવી. આ પ્રયોગ દિવસમાં ત્રણવાર કરવો. વળી બીજા ડાક્ટરનો એવો અભિપ્રાય છે કે, તેણે બધા ઉપાયમાં નિષ્ફલતા મેળવ્યા પછી જે દરદીઓ ઉપર બરફની કોથળી મુકવાનો પ્રયોગ કર્યો હતો, તેને સારી રીતે આરામ થયો હતો.

૧૧. પીપડીના ભાગ ઉપર રાઇનું પ્લાસ્ટર મારવાથી પણ ફાયદો થવાની આશા રાખી શકાય.

૧૨. બરફના નાના નાના કટકા ચુસવા આપવાથી પણ ઉલટી બંધ થાય છે.

૧૩. જ્યાં સુધી ઉલટી બંધ ન થાય ત્યાં સુધી દરદીને ઉઠવા બેસવા દેવું નહિ, પણ ચિતું સુવારી રાખવું અને લાંબા શ્વાસ ભરવા કહેવું. ઘણો વખત એ પ્રમાણે કરવાથી આરામ થાય છે. કારણ કે પ્રાણરંધ્ર ( મેડયુલા ઓબ્લોંગેટા )માં શ્વાસોશ્વાસ ચલાવનાર તથા બીજા સ્નાયુઓને ચલાવી ઉલટી કરાવનાર બે કેન્દ્ર છે. હવે જ્યારે શ્વાસોશ્વાસની ક્રિયાને ઉત્તેજન મળે ત્યારે બીજા કેન્દ્રનાં કામ બંધ પડે, એ સ્વાભાવિક છે. માટે લાંબા શ્વાસ લેવાથી ઉલટી બંધ પડવાનો સંભવ છે, શ્વાસ ખેંચતી વખતે દરદીનું મોઢું બીલકુલ બંધ રખાવવું, અને કોઇ સાથે વાતચીત પણ કરવા દેવી નહિ.

૧૪. **સ્થાનિક ઉપાય**—પરંતુ કોઇ વાર ઉપરના બધા ઉપાય કામે લાગતા નથી. જ્યાં સુધી કારણ બંધ ન થાય ત્યાં સુધી કાર્ય દુર ન થાય, એવો એક સામાન્ય નિયમ છે. માટે દરદીને મોઢેથી ઔષધ આપવાની સાથે સ્થાનિક ઉપાયો પણ આપવા જોઇએ. માટે દરદીને મોર્ફીઆની સોગઠી ( દરેક સોગઠીમાં $\frac{1}{8}$ થી $\frac{1}{4}$ ગ્રેન મોર્ફીઆ હોવું જોઇએ. એવી સોગઠી બનાવીને દરદીને સાંજસવાર એક એક સોગઠી વરાંગમાં રાખવા આપવી.

૧૫. ઘણું કરીને આ અવસ્થામાં ગર્ભાશયની ગ્રીવા રક્તથી પૂર્ણ હોય છે, અને તેમાં પ્રદાહ ( દાહ ) હોય છે તથા તેના ઉપરના ભાગમાં નાનાં ક્ષત દેખાય છે. માટે સ્પેક્યુલમ નામનું યંત્ર ચડાવી જોઇ સ્ત્રીને નાઇટ્રેટ ઓફ સીલ્વરનો પ્રયોગ કરવો, એવો ડો. હેનરાબેનેટનો મત છે. ડો. એમનરોથ આ વખતે ગર્ભાશયગ્રીવા ઉપર સ્ટ્રોંગ આયોડીનનો પ્રયોગ કરવાનું લખે છે.

પરંતુ બધા કરતાં મોર્ફીયાની સોગઠી વાપરવી એ સર્વોત્તમ ઉપાય છે.

૧૬. ગર્ભાશય વાંકુ થવાથી કે નમેલું હોવાથી ઉલટી થાય છે અને તે ઘણી સખત હોય છે. જો સાધારણ પરીક્ષાથી એવું માલુમ પડે તો તરત તેને ઠેકાણે બેસારવાનો ઉપાય કરવો કે તરત ઉલટી બંધ થશે.

૧૭. જો કોઇ ઉપાયે ઉલટી બંધ નજ થાય તો પિચકારીથી ખોરાક આપવાનું ડાકટરો કહે છે. તે તેઓની સલાહ પ્રમાણે કરવું.

૧૮. છેલ્લો ઉપાય–ગર્ભપાત છેલ્લામાં છેલ્લો ઉપાય છે. દરદીને નબળાઈ વધતી જાય; ઉલટી બંધ ન થાય અને લક્ષણ ભય ભરેલાં જણાયા છતાં કુદરતી ગર્ભપાત ન થાય તો, છેવટ ગર્ભપાત કરાવવો, એજ ઉપાય છે. ગર્ભપાત કરવો જરૂરનો જણાય તો દરદીને મરવાની અણી સુધી ન આવવા દેતાં એકદમ વહેલુંજ કરવું જોઇએ; કારણ કે એ વિચાર થોડો મોડો થાય તો મા પણ મરે અને બચ્ચું પણ મરે, માટે મા જીવે એવી અવસ્થા હોય ત્યાં સુધીજ એ ઉપચાર કામે લગાડવો.

૧૯. હોમીઓપેથીકના ઉપાયમાં આઇપિકેકની ૩–૬ પાવરની ઝીણી ગોળીઓ આવે છે તે દરદીને ચુસવા આપવાથી ઉલટી બંધ થઈ જાય છે.

૨૦. **દેશી ઉપાયો.**—મોરપીંછનો ચાંદલો બાળીને મધમાં ચાટવા આપવો.

૨૧. રાદેરી બોર પાણીમાં પલાળી સવારે તે પાણી પીવા આપવું.

૨૨. ડાંગરની ધાણી (ફાંફાં) મધમાં ચાટવા આપવાં.

૨૩. સવારમાં થોડા સુકા ચણા ખાવા આપવા.

૨૪. ઘી સાથે સિંધવ વાલ ૨ ચાટવા આપવું.

૨૫. સુખડ ઘસીને પાવી.

૨૬. ડાંગરની ધાણી પાણીમાં બે કલાક આગમચ બોળી મુકવી, તેમાં બીલીનો ગર્ભ વાલ ૨ થી ૪ નાખી જરા મધ નાખીને દરદીને પાઇ દેવું. મેં વાપર્યું છે. આ ઉપરાંત બીજા જે જે ઉપાયો જે લોકો કહે તે અજમાવી જોવામાં કોઇ જાતનો વાંધો નથી.

કોઇવાર હીસ્ટીરીઆથી પણ ગર્ભવતીને ઉલટી થાય છે. એક ઓરતને ઉલટી થતી હતી, અને ઘણા ઉપાયો કર્યાં છતાં શાંત ન થઇ. તે પછી ડૉ. કુકૂહર્સ્ટ સાહેબે તે બાઇની વરાંગ પરીક્ષા કરી અને ત્યારથીજ ઉલટી બંધ થઇ ગઇ. ચિકિત્સા કે આપત પણ લક્ષ્યમાં રાખવા જેવી છે.

## ગર્ભિણીનાં પ્રાચનક્રિયાનાં દરદો.

**પાચનક્રિયાનાં દરદો**—ગર્ભવતીને થનારાં દરદોમાં ઉલટી એ મુખ્ય દરદ હોવાથી આપણે તેનાં નિદાન ચિકિત્સા પ્રથમજ જોઇ ગયા છીએ. એ ઉલટી સિવાય બીજાં પણ પાચનક્રિયાને લગતાં દરદો ગર્ભવતી સ્ત્રીઓને સાધારણ રીતે થાય છે, કારણ કે ગર્ભ રહેવાની સાથેજ શરીરના સર્વ યંત્રોમાં કાંઇ કાંઇ ઉત્તેજના થઇ આવે છે, તેથીજ એ બધાં દરદો થાય છે. આ દરદોમાં સાધારણ રીતે મંદાગ્નિ, અ. અમ્લપિત્ત (એસીડીટી) ન ઉરોવિદાહ (મંદાગ્નિને લગતુંજ દરદ છે), પેટ ચઢવું, શૂળ, અરૂચિ, દ્રોહદ અથવા અસ્વાભાવિક ખોરાકની ઇચ્છા વિગેરે ઉપદ્રવો થાય છે. તે સાથે દસ્ત કબજ રહે છે, અને જીભ મેલી રહે છે. કોઈ કોઇ સ્ત્રીઓને ઝાડા થાય છે.

**મુખ્ય ઉપાય**—સામાન્ય સૂચના સામાન્ય રીતે ઉપર જણાવેલાં પાચન ક્રિયાને લગતાં તમામ દરદોમાં દરદીનાં પથ્યાપથ્ય તરફ ખાસ લક્ષ્ય રાખી યોગ્ય ફેરફાર કરવાથી અને સાધારણ પાચન તથા તિક્ત પૌષ્ટિક ઉપચાર કરવાથી ઘણે ભાગે સારૂં થઇ જાય છે.

આપણા દેશના રીવાજો, સ્ત્રીઓના સાધારણ ખોરાક, ગર્ભવતીનો ખોરાક, તંદુરસ્તીના નિયમો તરફ બેદરકારી, વિગેરે ઘણી બાબતો આ સ્થળે સખત શબ્દોમાં ચર્ચી શકાય, પરંતુ અહિં તે અકાંડ તાંડવ માટે અવકાશ નથી. એને માટે **"સારી સંતતિ"** ભા. ૧-૨ તથા **"ધાત્રી શિક્ષા"** ભા. ૧-૨ જોવાની જ વાંચકોને વિનતિ કરી આપણે આગળ ચાલીશું.

**મંદાગ્નિ**—૧. સાદો ખોરાક, બને તો દુધ, માખણ, રોટલી, વિગેરે સ્નિગ્ધ મધુર અને થોડો આપવો. સવાર સાંજ થોડી કસરત

કરવાની આપવી. મન ખુશીમાં રાખવું. જમ્યા પછી નારંગી કે એવું બીજુ ફૂલ આપવું; ઔષધમાં કાંઇ પણ કડવાટ ફલંભાનુ ચૂર્ણ ઠંડા પાણી સાથે આપવું.

૨. સુદર્શન ચૂર્ણ તો. ૦ા રાત્રીએ ઠંડા પાણીમાં પલાળી મુકી સવારમાં પીવું. સવારે ભીજવી રાત્રીએ પીવું. એથી મંદાગ્નિ, ઝીણો તાવ, અને અશક્તિ પણ દુર થઇ જાય છે.

૩. **"અજમોદાદિ ચૂર્ણ"**[1]—વાલ ૨ થી ૪, ગોળ તથા મધ સાથે ચાટવાથી ગર્ભીણી સ્ત્રીનો અગ્નિ પ્રદિપ્ત થાય છે.

૪. કોઇવાર જમતી વખતે હિંગ્વષ્ટક ચૂર્ણ વાલ ૪, ઘીમાં ચાટવાથી પણ વાયુ દુર થાય છે અને ભુખ ઉઘડે છે.

**અ. અમ્લપિત્ત**—આ દરદનું મુખ્ય લક્ષણ ખાટા ઘચરકા આવવા એમ મનાય છે. પથ્યાપથ્યના તરફ ઉપર બતાવ્યા મુજબ લક્ષ્ય રાખી ખાસ કરીને દરદીના ખોરાકમાંથી અથાણાં, પાપડ, છાશ, કઢી, આમલી અને બીજી ખાટી તીખી ખારી વસ્તુ ઓછી કરાવી દેવી, તેમજ ઘણું મિષ્ટાન્ન ખાવાની પણ બંધી કરવી.

**સોડા** વાલ ૨ થી ૪ ઠંડા પાણી સાથે પીવા આપવો. કરીઆતુ તો. ૦ા થી તો. ૦ાા, ધાણા તો. ૦ાા–૧ અને કાળી દ્રાક્ષ તો. ૧–૨ રાત્રીએ પલાળી સવારે ચોળીને પી જવું તે મુજબ સાંજે પણ પી જવું. દસ્ત સાફ ન આવતો હોય તો દરદીને થોડું એરડીયું તેલ દુધ સાથે આપવું

**બ. અમ્લપિત્ત–ઉરોવિદાહ**—છાતીની વચ્ચે અગ્રમાંસ પીપડી પાસેથી બળતરા શરૂ થઇ ગળા સુધી આવે છે. ઘણે ભાગે કાંઇ પણ ખાધા પછી આ વિકાર શરૂ થાય છે. તે ખાધેલું પચી જતાં સુધી થયા કરે છે, કડવા અને ખાટા ઘચરકા આવે છે. કોઇવાર ઘચરકા સાથે થોડું ખાધેલું અને ખાટું પાણી બહાર નીકળી જાય છે. કોઇ કોઇ ગર્ભીણીને ઓડકાર પણ આવે છે.

---

१. अजमोदानागरं च पिपल्ली जीरकं समम् ।
तच्चूर्णं सगुडक्षौद्रं गर्भिण्या वन्हिदीपनम् ॥

અજમો, સુંઠ, પિપર, અને જીરૂં, સરખે ભાગે ખાંડીને તેનું ચૂર્ણ કરવું. તે ગોળ તથા મધ સાથે ચાટવું. યો. ૨.

**ઉપાય–ખોરાક સંબંધી સૂચના**—ઉપર જણાવેલા અમ્લપિત્તના ઉપચારો સાધારણ રીતે અજમાવવા, ખોરાકમાંથી ખાસ કરીને અમ્લ-પિત્ત (અ)માં લખેલા વર્જ્ય પદાર્થોનો ત્યાગ કરવો. તે સાથે ખાસ વિદાહિ[1] અન્નપાનનો ત્યાગ કરવો. તેમાં પણ ખાસ કરીને તુવેરની દાળ અને મગની દાળ સિવાયનું કઠોળ, તેમાં પણ અડદનો સદંતર ત્યાગ કરવો. વડાં, ભજીઆં, ચેવડો, મરચાં, લસણ, દહીં, માછલાં, મુસલમાની તરકારી, ઢોકળાં, અને દારૂનો ત્યાગ કરવો. ઘણી ચાહ કોફી પણ લેવાં નહિ.

૧. ઇંગ્રેજી દવામાં પ્રવાહી સ્વરૂપમાં રાખેલ મેગ્નેશીઆ સ્કુપલ ૨ તથા ડીલ્યુટ્ હાઇડ્રો સ્ટાનીક એસીડ ટીપાં ૩ થી ૪.

બન્ને ઔષધો એક ઔંસ ઠંડા પાણીમાં મેળવીને દિવસમાં એક વાર પીવા આપવું.

૨. સોડા રતી ૨ થી ૫ ( ગ્રેન ૪ થી ૧૦ ) એક તોલા ઠંડા પાણી સાથે આપવો.

૩. પ્રવાલ ભસ્મ રતી ૧ આંબળાના મુરબ્બા સાથે અથવા ગુલ-કંદ સાથે કે દાડમના રસ સાથે આપવી.

૪. મંજીષ્ઠાદિ વિરેચન સ્ત્રીઓનો વૈદ્ય ભા. ૧, પૃ. ૬૧, નં. ૨ વાળું આપવું.

૫. તેમાંથી નસોતર કાઢી નાખવું, અથવા ભા. ૧, પૃ. ૬૧, નં. ૩ વાળો ઉકાળો અંદરથી નસોતર બાદ કરીને આપવો.

**આધ્માન–પેટ ચઢવું**—ઘણી વાર ગર્ભીણી સ્ત્રીઓનું પેટ ચઢે છે. પેટ પોલું ઢોલ જેવું બોલે છે. કોઇ વાર તે ચઢી કાળજા સુધી આવે છે. તેની સાથે કેટલીક વાર પેટમાં ચુંક અથવા શૂળ થાય છે, અને કોઇ વાર શૂળ નથી હોતું; પરંતુ થોડું પણ ખાવાથી પેટ ચઢે છે, તે પચી રહેતાં સુધી ચઢે છે. કોઇ વાર રાત્રે પેટ ચઢે છે, તે સવાર સુધી રહે છે.

---

૧ વિદાહી એટલે તંદુરસ્ત માણસોને પણ છાતીમાં બળતરા પેદા કરીનેજ પચે એવાં.

**ઉપાય**—૧ બનતાં સુધી ગર્ભવતીને સ્નિગ્ધ ખોરાક આપવો, કઠોળ વિગેરે વાયુ કરનારા આહાર ન આપવા. દસ્તનો ખુલાસો ન હોય તો થોડું દિવેલ (એરંડીયું) દુધ સાથે આપવું.

૨. સંચળ વાલ ૧ થી ૨, એરંડીયા તેલ સાથે કે ઘી સાથે ચાટવા આપવો.

૩. અથવા લીલા નાળીએરમાં કાંણું પાડી અંદર મીઠું (નીમક) ભરી નાળીએર ઉપર કપડમાટી કરી ધુમાડા વગરના છાણાના દેવતામાં પકવવું. તે પુટપાક વાટી રાખવો. એમાંથી ૧ થી ૨ વાલ જેટલી દવા એરંડીઆ સાથે ચટાડવી. ઉપરની દવાનું નામ શૂળહર યોગ છે, અને તે આ ઔષધશાળામાં વપરાય છે. પેટ ચઢવા ઉપર તેની સારી અસર છે.

૪. કુષ્માંડક્ષાર—ભુરાં કોળાના સુકા કટકાઓને મીઠા (નીમક) સાથે એક માટલીમાં ભરી ઉપર ઢાંકણું ઢાંકી ધીમે તાપે બાળીને કોલસા કરવા. પછી ઠંડા થયે વાટીને શીશીમાં ભરવા. તેમાંથી ૧ થી ૨ વાલ દવા ઘીમાં કે એરંડીઆમાં ચાટવી એ પણ પેટ ચઢવા ઉપર સારી અસર કરે છે.

**શૂળ**—ગર્ભવતીને ઘણી વાર પેટમાં દરદ થઇ આવે છે; અને કોઇ કોઇ વખત તો ચુંક એટલી બધી પ્રબળ થાય છે કે, વખતે તેનાથી ગર્ભપાત પણ થઇ જાય છે.

**ઉપાય**—૧. અજીર્ણ થવા ન દેવું એ બહુજ જરૂરનું છે. તદુપરાંત ઉપર જણાવેલા આધ્માનના ઉપાયો અજમાવવા.

૨. કોઇ વાર શંખવટી ગોળી ૦॥ થી ૧ એક ઘી સાથે ચાટવા આપવાથી ચુંક મટે છે. પરંતુ યાદ રાખવું કે શંખવટીને હમેશાં આપવા જેવી વસ્તુ નથી. ભરૂચમાં એક ગૃહસ્થની સ્ત્રીને ગર્ભ હશે અને તેને ચુંક થતી હશે. એકાદ વખત જાહેરખબર વાંચીને શંખવટી મગાવી ખાવાથી ઠીક પડયું હશે, તેથી એક બે બાટલી લઇ દરરોજ એક બે ગોળી ખાવી શરૂ કરી, તે પછી એ સ્ત્રીને પાંચમે મહિને કસુવાવડ થઇ ગઇ. માટે શંખવટી ચુંકનો ઉપાય સમજી હમેશ ઉપયોગમાં ન લેવી.

૩. એરંડીયું તેલ તો. ાા, ચોખો દ્રાક્ષાસવ તો. ાા, ગોમૂત્ર તો. ાા, ખાટી કાંજી તો. ાા, અને જવખાર વાલ ૪, બધી વસ્તુ સાથે મેળવીને પીવાથી ચુંક મટી જાય છે.

૪. વરીઆળી અને અજમાનો અર્ક અંદર સંચળ નાખીને પીવા આપવો.

**અરૂચિ**—ગર્ભિણીને ઘણી વાર અરૂચિ થઈ આવે છે અને કશું ભાવતું નથી; એટલુંજ નહિ, ખોરાકની દરેક ચીજમાં તેને કાંઇ ને કાંઇ ગંધ આવે છે, અને જે ચીજ જુએ તે જાણે નહિ ભાવે એમજ તેને થઇ આવે છે, અને મોઢામાંથી મોળ આવે એવાં પાણી છૂટે છે.

**ઉપાય**—૧. સવારમાં થોડો સુકો ખોરાક કે એકાદ મુઠી ભુંજેલા ચણા અથવા એકાદ બીસ્કીટ કે શાલની ધાણી ભુખે પેટે આપવું અને ઉપર પાણી પીવા ન આપવું. એમ કરવાથી સ્નાયુઓની ઉસ્કેરણીને લીધે મોઢામાંથી પાણી છુટતાં હશે તે બંધ થશે, અને આમાશયના રસને થોડું કામ મળશે, તેથી તેમાં પણ ઉત્કલેશ નહિ થાય.

૨. ભોજન વખતે તાજું આદુ થોડું મીઠું ચડાવીને ખાવા આપવું, અથવા માતુલુંગ (ચીખોતરા લીંબુ)ની કળીઓ ઉપર થોડી સાકર કે જીરૂં, મીઠું અને મરી નાંખીને દરદીને ચુસવા આપવી. એથી અરૂચિ મટી જાય છે. આગળ વમનના પ્રકરણમાં જણાવેલા ઉપચારો પણ કામે લગાડી જોવા.

દાડિમાષ્ટક, કપિત્થાષ્ટક, યવાનીખાંડવ કે એકાદ વાલ હિંગષ્ટક આપવાથી પણ અરૂચિ મટે છે.

**દોહદ**—અથવા ભાવા અભાવા—ગર્ભવતી સ્ત્રીઓને જેમ અરૂચિ થાય છે તેમજ કેટલીક વસ્તુઓની ઇચ્છા પણ થાય છે. આને આપણી ભાષામાં ભાવા અભાવા કહે છે. ઘણું કરીને સ્વાદની ઇંદ્રિયોની વિકૃતિને લીધે એ વિકાર અરૂચિને અને ઉપરનાં દરદને ઘણો સંબંધ છે; કારણ કે આ દરદમાં ખાવાની વસ્તુઓ ઉપર અત્યંત અરૂચિ અને ન ખાવાલાયક અભક્ષ્ય પદાર્થો ઉપર અત્યંત રૂચિ, એ બન્ને સાથેજ થાય છે. તેની સાથે ખાવાની વસ્તુઓ ઉપરની પણ રૂચિ થાય છે, અભક્ષ્ય પદાર્થોમાં ઘણે ભાગે ખડી, ભુતડો, કાળી માટી,

અને ખાટી વસ્તુઓ ઉપરનો ભાવ ખાસ વધે છે. અરૂચિ ચોથા મહિના પછી ઘણીવાર બંધ થઇ જાય છે, પરંતુ ખડી, ભુતડો, માટી, રાખ, કોલસા, ઠીકરાં બોર, આમલી, વિગેરે વસ્તુઓ ઉપરનો સદ્ભાવ આખર સુધી ઘટતો નથી.

**ઉપાય**—સાદો અને સ્વચ્છ તથા મિત આહાર કરનારી સ્ત્રીઓને એવી અયોગ્ય ઇચ્છા થતીજ નથી; અને અયોગ્ય ઇચ્છાઓ અટકાવવા માટે તેના વર્તન ઉપર સારી દેખરેખ, સદ્બોધ, નુકશાનનું ભાન, અને ભય એ જરૂરનાં છે; સાથે અજીર્ણ ન થવા દેવાથી અને દસ્ત નિયમિત રીતે સાફ આવવાથી એવી ખરાબ ઇચ્છા થતી નથી, બનતાં સુધી એવી ટેવજ ન પડવા દેવી, એ ઘણું સારૂં છે, અને એકવાર ટેવ પડી સ્વાદ લાગ્યા પછી તે અટકાવવી એ મુસ્કેલ છે.

**અવષ્ટંભ–કબજીઆત**—ગર્ભવતી અબળાઓને ઘણે ભાગે ઝાડાની કબજીઆત હમેશાં રહે છે. ગર્ભવતી સ્ત્રીઓના ઝાડાના કેસો કરતાં કબજીઆતના કેસો વધારે જોવામાં આવે છે; અથવા વસ્તુતઃ દરેક સ્થળે કબજીઆત હોય છે; એમ કહેવામાં પણ આપણે અતિશયોક્તિ કરતા નથી.

**લક્ષણ**—શરૂઆતમાં પોતાને કબજીઆત છે એવું દરદીને માલુમ પડતું નથી; તેમજ કાંઇ અસ્વસ્થ પણ લાગવાથી સાધારણ રીતે તેને એકાદ દસ્ત હમેશાં આવ્યા કરે છે. પણ આ વિકાર ધીમે ધીમે વધે છે, પેટમાં શૂળ થાય છે, કમરમાં દુઃખે છે, કળતર થાય છે, અને જાણે જનનયંત્ર છુટીને નીચે આવતું હોય એવું જણાય છે.

ગર્ભપાત થઇ જશે, એવી બીક લાગે છે, વરાંગમાં આંગળી નાખી પરિક્ષા કરવાથી મળાશય મળથી ભરેલું જણાય છે, અને તે ઉપરથી વેદનાનું કારણ લક્ષ્યમાં આવે છે. સુવાવડનો વખત પાસે આવે ત્યારે કબજીઆત વધારે દુઃખ આપે છે. ખોટી વેણુ–પ્રસવ વેદના–થાય છે, અને તે ખરી આવી એટલે વેણુ કરતાં વધારે સખ્ત હોય છે, સાધારણ રીતે પ્રસવ વેદના હશે એમજ થાય છે. પરંતુ ઘણીવાર પીડા ભોગવ્યા છતાં ગર્ભાશય ઉપર તેની કશીજ અસર થતી નથી,

ત્યારે એ ખોટી વેણુ છે, એવું સમજાય છે. આખો મળાશય કઠણ સુકા મળથી બાઝી ગયેલો હોય છે, અને મળાશયમાં તે કાઢવાની શક્તિ હોતી નથી. વળી તે મળના ભરાવાથી પ્રસવ માર્ગમાં સંકોચ થઈ આવે છે; એટલે વેદના થાય છે અને પ્રસવ થતો નથી.

**ઉપાય**—૧. ખોરાકમાં યોગ્ય ફેરફાર કરવાથી જો આ ઉપદ્રવ દૂર થઇ શકતો હોય તો તે સર્વોત્તમ છે. ફળ ખાસ કેળાં, માખણ, દુધ, વિગેરે ખોરાક ઠીક પડે છે.

૨. પછી હરડેનો કે આંબળાંનો મુરબ્બો અગર ગુલકંદ ગરમ દુધ સાથે આપવાથી કબજીઆત દુર થાય છે.

૩. અથવા કાળી દ્રાક્ષ કે ખીસમીસ અને ગુલાબનાં ફુલ વાટીને ગરમ દુધ સાથે આપવાથી પણ ઠીક પડે છે.

૪. અથવા કાળી દ્રાક્ષ તો. ૧, સાકર તો. ૧, ગુલાબકળી નંગ ૪ વાટી ગરમ દુધ સાથે આપવી.

૫. ગરમાળાનો ગોળ અને કાળી દ્રાક્ષ બન્ને દવા એક એક તોલો રાત્રે દશ તોલા પાણીમાં ભીંજવી સવારે તેમાંથી અર્ધું પાણી બાળી ચોળી ગળીને દરદીને પીવા આપવું. આમાંનું એક પછી એક ઔષધ અનુક્રમે આપી જોવું.

**ગર્ભિણીને દસ્તની દવા આપવા વિષે સૂચના**—ગર્ભવતી[1] સ્રીને દસ્ત લાવવાની દવા આપતી વખતે વૈદ્યે ખાસ ધ્યાન રાખવું કે મોટાં આંતરડાં અને ગર્ભાશયના સ્નાયુઓ લગભગ પાસેજ છે, અને બન્નેના સ્નાયુઓને ખાસ થોડો ઘણો સંબંધ છે, અને જરૂર એકના સ્નાયુઓમાં પણ ઉત્તેજન થવાથી બીજા સ્નાયુઓમાં પણ ઉત્તેજન થવુંજ જોઇએ, અને તેથીજ ઘણા જુલાબ થવાથી ગર્ભપાત પણ ઘણીવાર થઈ જાય છે. માટે જુલાબની જે જે દવાઓ મોટાં

---

૧. આ વિચારો મેં એક ડાકટરના લખેલા પુસ્તકમાંથી લીધા છે. અને હું ધારૂં છું કે આપણા દેશી બાઇઓ ગર્ભવતીને ઔષધ આપતાં જેટલો વિચાર કરતા હશે તેના કરતાં આમાં કાંઇ ઓછો વિચાર કર્યો નથી; તો પછી આપણા દેશી વૈદ્યો ડાકટરોના સંબંધમાં દરદીઓને ખોટા વિચારો ભરાવતા હોય, એ તેઓને અન્યાય આપ્યા બરાબર છે.

આંતરડાં ઉપર ઉત્તેજનનું કામ કરે એવી કોઈ પણ દવા બંધકોષમાં આપવી નહિ; માટેજ ગર્ભવતીને સખ્ત જુલાબ આપવાની શાસ્ત્રોએ ના પાડેલી છે.

૬. ઇંગ્રેજીમાં જેને મિનરલ વૉટર કહે છે, એવી કોઇ સાદી દવા ઘણી નાની માત્રામાં સવારમાં આપવી, અને ઉપરથી ગરમ દુધ આપવાથી ઘણી જગોએ સારૂં કામ થાય છે.

૭. બીજાં પણ મૃદુ વિરેચક ઔષધો આપવાં. દુધ સાથે દિવેલ આપવું, એ સર્વોત્તમ ઉપાય છે. પેટમાં ચુંક ન આવે તો સ્વાદિષ્ટ વિરેચન ( ભાગ ૫. ૬૧ ) રાત્રીએ સુતી વખતે આપવું એ સારૂં છે.

૮. બની શકે તો બસ્તી ( ડુશ ) આપીને જુનો મળ કાઢી નાખવો, એ સારૂં છે. બસ્તીમાં કોકરવણું સાબુનું પાણી અથવા શુદ્ધ ઠંડું પાણી ૧½ દોઢ પાઇન્ટથી ૩ પાઇન્ટ ( સવાશેરનો ૧ પાઇન્ટ થાય છે ) પીચકારી વાટે આપવું, એથી સહજ રીતે તરતજ મળ શુદ્ધિ થઇ જાય છે. આથી મુખ્ય લાભ તો એ થાય છે કે પેટ ગરમ થતું નથી. જો કે એથી શુદ્ધ મળાશયમાંથી પ્રથમ મળ નીકળે છે; પરંતુ પરંપરાએ બસ્તીથી આંતરડાંની કૃમિ ગતિ ( પેચીસ ) ને ઉત્તેજન મળે છે અને આંતરડાં બળવાન થઇ પોતાનું કામ બરાબર કરે છે. આંતરડાંમાં સખ્ત ગાંઠ બાઝી ગઇ હોય તો બસ્તી આપતાં પહેલાં પાંચ તોલા એરંડીયું તેલ અને ૧૫ ગ્રેન હિંગ બન્ને વસ્તુને પાંચ તોલા પાણીમાં મેળવીને દુધીયું તૈયાર કરવું અને તે ધીરે ધીરે પીચકારી મારફત પ્રથમ અંદર જવા દેવું. એથી અંદરનો કઠણ મળ ઓગળીને ગરમ થઇ જશે અને સહેલાઇથી નીકળી આવશે. પ્રસવના થોડા દિવસ આગમચ મળ અત્યંત કઠણ થઇને આંતરડામાં ભરાઈ રહે છે. આ અરસામાં રાતે દરરોજ થોડું, એરંડીયું તેલ દુધ સાથે દરદીને પીવા આપવું એ ઘણું જરૂરનું છે.

**અતિસાર—ઝાડો—(ડાયેરીઆ)**—જો કે ઘણે ભાગે તો ગર્ભવતી. સ્ત્રીઓને કબજીઆત હોય છે. પણ કોઇ કોઇ સ્થળે ગર્ભવતી સ્ત્રીઓને ઝાડાનો મરજ પણ થતો જોવામાં આવે છે. પથ્યાપથ્યની

બરાબર સંભાળ ન રહેવાથી ઝાડાનો મરજ થાય છે. કારણ તો ગમે તે હો, પણ એક વખત ગર્ભવતીને ઝાડાનો મરજ શરૂ થયા પછી તે ઘણીવાર દુશ્ચિકિત્સ્ય (મુશ્કેલીથી મટે એવો) થઈ પડે છે. જેમકે કોઇવાર એ દરદને લીધે મોટાં આંતરડાંની ઉત્તેજના વધી જાય છે, અને તેના પ્રતિફલનરૂપે ગર્ભાશયમાં અત્યંત સંકોચ થવાથી અકાળ પ્રસવ થઈ જાય છે. માટે ઘણા પાતળા ઝાડા ગર્ભવતીને થવા માંડે તો તેની ઉપેક્ષા ન કરવી, એ જરૂર ધ્યાનમાં રાખવા જેવું છે.

**ઉપાય**—સાધારણ બીજા ઝાડાની ચિકિત્સાનાં અને ગર્ભવતીના ઝાડાની ચિકિત્સામાં ઘણો ફેર નથી. ડાકટરો 'ચૅાકમીક્ષચર તથા બીજી ગ્રાહી દવાઓ અને દીપન પાચન ઔષધે આપવાની ભલામણ કરે છે, તેમાં નીચેની દવાઓનાં નામ આપવામાં આવે છે.

૧. 'ચૅાકમિકક્ષ્ચર,' 'પલ્વીસ ક્રીટા એરોમેટિકસ' 'બિસમથ,' 'કાથાનો અર્ક,' 'ટીંકચર કાયનો,' વિગેરે દવાઓ અપાય છે. તે સારા વિદ્વાન્ ડાકટરોની સલાહ પ્રમાણે યોગ્ય માત્રામાં આપવી.

૨. ચુર્ણોદક ચુનાનું નીતરૂં પાણી–ચમચો ૧ તે દુધ શેર ૦માં મેળવી પાવું. એથી ગર્ભાશયને ક્ષોભ દુર થાય છે.

૩. દેશી ઉપચારોમાં, બાલાબલ્વ (કુણાં બીલાં) નો કલ્ક ગોળ સાથે મેળવીને ખાવા આપવો. ઉપર ગરમ કરેલું બકરીનું દુધ આપવું.

૪. 'હ્રીબેરાદિ ક્વાથ'—ગર્ભીણીના ઘણાખરા રોગોમાં આપી શકાય, અને ઝાડા ઉપર તેની સારી અસર છે, એમ મનાય છે. મરડો થતો હોય અને અંદરથી લોહી પડતું હોય તો

**ह्रीबेरारलुरक्त चंदन बलाधान्याकवत्सादनी ।**
**मुस्तोशीर यवासपर्पट विषाकाथं पिबेद्गुर्वीणी ॥**
**नानावर्ण रुजाति सारकगदे रक्तस्त्रुतौवाज्वरे ।**
**योगोऽयं मुनिभिः पुरानिगदित सूत्यामयेषूत्तमः ॥**

વાળો, અરલુની છાલ, રતાંજળી, બલા ( ખપાટનાં મુળ ), ધાણા, ગળો, મોથ, સફેતવાળો, ધમાસાનાં મુળ, પિત્તપાપડો, ( ખડસલીઓ ), અતિવિષની કળી; ઉપરની દવાઓ સરખે વજને મેળવી

તેનો ક્વાથ બનાવીને ગર્ભીણી સ્ત્રીને પાવાથી અનેક રંગ અને વેદનાવાળો ઝાડો, લોહીવાળો ઝાડો, વિગેરે રોગો મટી જાય છે.

૫. *જાંબુની છાલ અને આંબાની છાલના ઉકાળામાં શાળની ધાણીનો સાથળો નાખીને પાવું, એથી લોહી બંધ થઇ જાય છે.

૬. ગર્ભીણીને સંગ્રહણી જેવું જણાતું હોય અને જમ્યા પછી આમવાળા ઝાડા થતા હોય, તો પણ ઉપરનુંજ મિશ્રણ પીવા આપવું. ગર્ભીણી સ્ત્રીને સાતમો કે આઠમો મહિનો ચાલતો હોય તો દિવેલ અગર ગ્લીસરાઇનની [1]અનુવાસન (સીરીંજ) બસ્તી આપવી. સુંઠ અને કાચાં બીલાંનો ઉકાળો અંદર જવનો સાથવો નાખીને આપવો. દાડમનો પુટપાક પણ ચોખાના ધોવણ સાથે આપવાથી ફાયદો થાય છે.

**અર્શ**—મસા–ગર્ભીણી સ્ત્રીઓને ઘણે ભાગે અર્શનો પણ ઉપદ્રવ જોવામાં આવે છે, અને જેના શરીરમાં ખાલી (અગર્ભિણી) સ્થિતિમાં અર્શ હોય તેને તે અર્શ સગર્ભાવસ્થામાં વધારે પીડે છે. સગર્ભાવસ્થામાં અર્શની પીડા વધારે થવાનું કારણ એવું છે કે, ગર્ભીણીના મળાશયમાં સખત ઝાડો ભરાઈ રહે છે, એ વાત આગળ અવષ્ટંભના પ્રકરણમાં જણાવાઇ ગઇ છે. તે સખત મળના દબાણથી તેમજ ગર્ભાશયના દબાણને લીધે હિમરૉઇડલ ( Haemorrhoidal ) શીરાઓની અંદર રક્તનો પ્રવાહ રોકાઇ જાય છે, અને રક્તના ભરાવાથી તે શીરાઓ સખત થઇને ફુલે છે; ને છેવટ અર્શના રૂપમાં પરિણામ પામે છે. આ ઉપરથી એટલું સ્પષ્ટ સમજાય છે કે, જેટલા પ્રમાણમાં શુષ્ક મળની અટકાયતથી અર્શ થયા હોય છે; તેટલા પ્રમાણમાં તે સાધ્ય થઇ શકે છે, અને બાકીનો અસાધ્ય હમેશાં યાપ્ય રૂપમાં ( ઉપાય થાય ત્યાં સુધી ઠીક રહે તે રૂપ ) રહે છે મેં ઘણી સ્ત્રીઓને અર્શની ફરીઆદ કરતાં સાંભળી છે. ઘણે ભાગે ગર્ભવતીના અર્શ પ્રસવ પહેલાં

---

* प्रवाहिकायांगर्भिण्याः शस्तंसामे सशोणिते ।
आम्रजंबु त्वचः क्वाथे लेहयेल्लाजशक्तुकं ॥

૧ નવમા મહિનામાં અનુવાસન બસ્તી અને તેલ પીચુ ( પોતું ) આપવાની ચરક સંહિતામાં સલામણ છે. પણ મેં એક બે સ્ત્રીઓને આઠમા માસમાં પણ સીરીંજ આપી છે, અને તેથી તેને ઘણો લાભ થયો છે.

નિર્મુળ થવા મુસ્કેલ છે. અવષ્ટંભ જેમ અર્શનું કેટલેક અંશે કારણ છે, તેમજ તેની ચિકિત્સામાં પણ અર્શની ચિકિત્સા આવી જાય છે. ટુંકામાં, ઉપર પ્રમાણે, ગર્ભવતીના અર્શની ચિકિત્સા અને નિદાન બન્ને આવી ગયાં, તોપણ કેટલાક સાદા અર્શોઘ્ન ઉપાય આંહિ આપવા એ અનુચિત નહિ જણાય.

**ઉપાય—ખોરાક સંબંધી સુચના**-દરદીને નરમ, સુંવાળો, અને સ્નિગ્ધ ખોરાક હમેશાં આપવો. દસ્ત ખુલાસીને આવે એવી સંભાળ રાખવી. બને તો હમેશાં પાકેલાં કેળાં ઘી અને મધ અગર સાકર મેળવીને ખોરાકમાં દરદીને આપવાં.

મઠની નરમ દાળ આપવી, એનાથી નરમ દસ્ત વગર અડચણે આવ્યા કરશે અને અર્શમાં ઘણી પીડા નહિ થાય.

૧. સ્વાદિષ્ટ વિરેચન ચૂર્ણ રાત્રીએ સુતી વખતે આપવું.

૨. અથવા હીમજને સાત દિવસ ગૌમુત્રમાં પલાળ્યા પછી તડકે સુકવી દિવેલમાં તળી સૈન્ધવ ચઢાવીને રાત્રીએ ૩ થા ૪ ખાવા આપવી, એથી સવારમાં સારો દસ્ત આવશે.

૩. આશરે એકાદ રૂપિઆભાર કરંજનાં પાનનો રસ દરદીને પાવાથી અગર કરંજનાં કુણાં પાનનું ચૂર્ણ વાલ ૪ થી તો. ૦। પાણી સાથે પાવાથી અર્શની પીડા નરમ પડશે.

૪. અર્શમાં દાહ થતો હોય તો અફીણવાળો મલમ ચોપડવાની ડાક્ટરો ભલામણ કરે છે.

૫. અર્શની સાથે આમણ બહાર નીકળે તો ધીમે ધીમે તેને જરા શેક આપીને પાછી અંદર બેસાડવાની યોજના કરવી.

૬. સરગવાના તેલનું પોતું અર્શની જગોએ મુકીને લંગોટી મારવી સગર્ભાવસ્થામાં થયેલા અર્શનું ઝુમખું કોઇવાર હમેશને માટે રહી જાય છે, અને તે દુઝે છે. ગર્ભવતીને કદી પણ એળીઓ આપવો નહિ તેમજ સખત જુલાબ પણ આપવો નહિ તથા અર્શના ઉપર સગર્ભાવસ્થામાં શસ્ત્રોપચાર પણ કરવો ન હ.

**પ્રસેક—લાલાસ્રાવ**-ગર્ભીણીને વખતો વખત મોઢામાં લાળ-થુંક આવ્યા કરે છે. આ ઉપદ્રવ ગર્ભકાળના પ્રથમ ભાગમાંજ ઘણે

ભાગે થાય છે. પણ કોઇ કોઇ વાર તે સમસ્ત ગર્ભકાળજ પર્યંત પહોંચે છે, અને આવે વખતે તે અત્યંત કષ્ટ સાધ્ય, ઉપદ્રવરૂપ થઈ પડે છે. વળી જ્યાં સુધી પ્રસવ થતો નથી, ત્યાં સુધી આ વિકાર કોઇ રીતે બંધ પડતો નથી. કોઇ કોઇ વાર તો ૨-૪ કલાકમાં ૨-૩ શેર જેટલી લાળ મોઢામાંથી નીકળે છે, અને રોગીને મોઢા પાસે જ પાલું મુકીને બેસી રહેવું પડે છે, તથા આ રીતે મહિનાઓ ઉપર મહિનાઓ સુધી રાત્રી દિવસ ઉપર પ્રમાણે કષ્ટ ભોગવીને છેવટ તે બાઇ એકદમ ક્ષીણ થઇ જાય છે. જો કે સદ્‌ભાગ્યે આવો બનાવ વિરલ જ બને છે, એ ઘણું સારૂં છે.

**કારણ**—દરદનું કારણ માત્ર સ્નાતનું ઉત્તેજન છે, એ સિવાય બીજું કાંઇ જ નથી. આ દરદના ઉપર કોઇ પણ જાતના ઔષધ પ્રયોગની ખાસ અસર થતી નથી. આ દરદમાં લાળ ઉત્પન્ન કરનારી ગાંઠો સુજી આવતી નથી પણ માત્ર દુઃખે છે, અવાળું પણ સુજતાં નથી.

**ઉપાય**—૧. ઉપદ્રવ એની મેળે શાંત થઇ જાય તો ઘણું સારૂં, પણ કદી એમ ન થાય તો પ્રસેક વધતો જાય તો શરીરની બીજી કોઇ રસવાહી ગાંઠોની ક્રિયા વધારી દેવી, એવું કેટલાક ડાક્ટરોનું કહેવું છે. દાખલા તરીકે, ક્ષારવાળો જુલાબ આપવાથી આંતરડામાં રસોત્સ્રજન થવા માંડે એટલે મોઢાની લાળ ઓછી થઇ જાય છે.

૨. સ્થાનિક ઉપચારોમાં ફટકડીનું પાણી, બાવળની છાલનો ઉકાળો, પંચવલ્કલનો ક્વાથ, વિગેરેના કોગળા કરાવવાથી ગાંઠોમાંનો રસ ઓછો થઇ લાળ ઓછી થઈ જશે.

૩. કેટલાક બરફ ચુસવા આપવાનું કહે છે. પરંતુ એ બાબતનો મને અનુભવ નથી. કોઇ વળી બહાર વીજળીનો પ્રયોગ કરવાની સલાહ આપે છે. એ બાબતમાં જે જાણતા હોય તેની સલાહ લેવી.

૪. ગડૂચ્યાદિ ક્વાથનું હીમ દિવસમાં બે વખત પીવા આપવું.

૫. ડૉ. સર ભાલચંદ્ર અફીણ રતી ૦૧ ભાંગરાના રસ સાથે આપવાની ભલામણ કરે છે. નાની માત્રામાં બેલાડોના અને એટ્રોપીન વાપરવાની કેટલાક ભલામણ કરે છે.

૬. બને તો નીચેનો પ્રયોગ અજમાવી જોવો—

અથેડાનો ક્ષાર વાલ ૪ પાણી ઔંસ ૧, અગર ખાખરાની રાખનું નીતરૂં પાણી ઔંસ ૧ અને સરસવનું તેલ ઔંસ ૧ મેળવીને દરદીને મોઢામાં કોગળો ભરાવવો, આખું મોઢું ભરાઈ જતાં સુધી, તેમજ આંખમાં પાણી આવતાં સુધી કોગળો મોઢામાં રખાવવો. પછી તે કાઢી નાખીને સાદા પાણીના કે પંચવલ્કલના ક્વાથના કોગળા કરવા. આ પ્રયોગ બે ત્રણ દિવસ ચાલુ રાખવો, એથી ઘણે ભાગે પ્રસેક બંધ પડી જશે, પરંતુ ડાક્ટરોનો એવો મત છે કે, આ સંબંધમાં કાંઇ પણ ઔષધ ઉપર વિશ્વાસ રાખવા જેવું નથી.

**દંતશૂળ—દાઢ દુ:ખવી અથવા દાંતનું દરદ**—ઘણુંકરીને ગર્ભવતીને ગર્ભની શરૂઆતમાં દાંતમાં દરદ થાય છે. આ દરદ નાડી તંત્રની નબળાઇથી શુધ્ધ દાંતમાં થાય છે. તેને ઇંગ્રજીમાં ન્યુરેલ્જીઆ કહે છે. એને બંગાળીઓ સ્નાયુશૂળ એવું નામ આપે છે; વાજબી નથી પણ તેને વાતશૂળ અથવા ચસકા એવું નામ આપવું, એ વધારે બંધ બેસતું છે. તે ઘણીવાર હોય છે. કોઇવાર દાંત ખવાઇ જતો હોય છે, તેમજ કોઇકવાર અવાળું ફુલી ગયાં હોય છે. માટે દરદી આવે કે તરતજ તેના દાંતની પરિક્ષા કરવી, એ પહેલું જરૂરનું છે, અને દાઢ કે દાંતનો ચવાટ ન હોય તો ન્યુરેલજીઆ છે, એમ નક્કી સમજવું, અને ન્યુરેલજીઆ છે, એમ જણાય તે પછીજ દવાની યોજના કરવી. ૧. ક્વીનાઇન, ફેનાસીટીન, એન્ટીપાયરીન, અથવા છેલ્લી બે દવામાંની ગમે તે એક સાથે કિવનાઇન આપવાથી વિશેષ લાભ થાય છે. દાંત ખવાઇ ગયો હોય તો ક્રિયોસોટ, ક્લોરોફોર્મ, કેમ્ફર, અફીણનો અર્ક, અકલકરાનો અર્ક, વિગેરે દવાઓ દાંતમાં લગાડવી, એમ ડાક્ટરો કહે છે.

૨. ગરમ પાણીના કોગળા કરાવવા અથવા ગરમ પાણીથી લમણાના ભાગ ઉપર શેક કરવો, એથી દરદ ઓછું થાય છે.

૩. ઝેરકચોલું ઘસીને જાડું અને લમણાના ભાગ ઉપર બહાર ચોપડવું

૪. મરી વાલ ૨, સીંધવ વાલ ૪, તલનું તેલ તો. ૨॥, પાણી તો ૨॥, મેળવીને. કોગળો ભરાવવો

૫. અગર રાઇનું તેલ અને પાણીનો કોગળો ભરાવવો એથી તરત આરામ પડે, એવો અનુભવ છે.

૬. કરંજના લીલા લાકડાનું દાતણ કરાવવું.

૭. વજ અને આંબળાં દાંતે ઘસવાં.

૮. દરદીને પૌષ્ટિક ખોરાક આપવો, ગળપણ, અથાણું અને સુકો ખોરાક બંધ કરવો, એ ઉપાયોથી ઘણે ભાગે સારૂં થઇ જાય છે.

**દાંત પાડવા સંબંધી સૂચના**—સગર્ભાવસ્થામાં દાત હાલતો હોય કે સડો હોય. પણ કદી પાડવો નહિ, કારણ કે દાંત પાડવાથી ઘણીવાર ગર્ભપાત થાય છે. તેમ દાંત પાડયા છતાં વેદના મટતી નથી; એટલે લસણ ખાવા છતાં રોગ ન મટે એવું બને છે. દાંત પાડવાથી તેની વેદનાને લીધે ગર્ભપાત થાય છે, એમ માનવા કરતાં દાંત પાડવા પહેલાં ભોગવેલી વેદનાને લીધે દરદી નબળું પડી ગયેલ હોવાથી દાંત પાડતાં ગર્ભપાત થાય છે, એમ માનવું એ વધારે વ્યાજબી છે. માટે દાંત પાડવાની જરૂર જણાય તો વહેલો પાડવો એ સારૂં છે, એમ બીજાઓનો મત છે. દાંત પાડવાના સંબંધમાં મને પોતાને કોઇ જાતનો અનુભવ નથી. છતાં એટલી સલાહ તો હું આપું છું કે ગમે તેવી જરૂર હોય અને મોટામાં મોટા સરજનની ભલામણ હોય, છતાં ઉપરનો દાંત કે દાઢ પાડવાનું સાહસ કોઇએ ન કરાવવું, કારણ કે મારી પાસે કંપાઉન્ડરમાંથી ડાકટર થયેલા સર્જનોએ (?) એ ઉપલી દાઢો પાડવાથી મોઢાનો લકવો થયેલા ત્રણ દરદીઓ આ ઔષધશાળામાં આવી ગયા છે, અને સુશ્રુત કે જેની મોટા ડાકટર સાહેબો મશ્કરી કરે છે તે ઉપરની દાઢ તેમજ દાંત પાડવાનું ના કહે છે. માટે આપણે તેનું વચન માનવું એ વધારે સારૂં છે.

દાંતના દરદીને કાંજી, રાબ વિગેરે ખોરાક ઉનો ઉનો આપવો. ચાવીને ખાવો પડે એવો ખોરાક દાંતમાં ભરાઇ રહેવાથી દરદ વધારે થાય છે. બને તો પીવા માટે પણ નવસેકું પાણી આપવું, એ વધારે સારૂં છે.

**શ્વાસકાસ**—ગર્ભવતીને શ્વાસ યંત્રનાં કોઇ પણ અંશમાં કોઇ પણ જાતનો પ્રદાહ હોવા છતાં પણ એક જાતની અત્યંત કષ્ટહર ખાંસી થાય છે. આ ખાંસીનો અવાજ કુકડીઆ ખાંસી ( હુપીંગ કોફ )ને ઘણો મળતો આવે છે. છાતી ઉપર શ્રવણયંત્ર (સ્ટોથસ્કોપ) મુકવાથી કોઇ પણ અંદરના ભાગમાંથી અસ્વાભાવિક અવાજ સંભળાતો નથી. નાડી અને ગરમી પણ સ્વાભાવિકજ હોય છે. ખાંસીમાંથી જરા પણ કફ નીકળતો નથી. સુકીજ ખાંસી આવે છે, અને એક વાર ખાંસી શરૂ થયા પછી તે એકદમ બંધ પણ થતી નથી. આવે વખતે દ્રાવણ એટલે કફને ઓગાળી પાતળો કરીને કાઢનાર દ્રવ્યો-મીઠું, ટંકણખાર, કે પોટાસ ક્લૉરસ, જેવી દવા આપવાથી પણ લાભ જણાતો નથી. પણ 'બ્રોમાઇડ ઑફ પોટાશ' જેવી આક્ષેપક ને શાંત કરનારી દવાઓ આપવાથી કાંઇક અંશે શાંતિ થાય છે ખરી. તે પણ આપી જોવાનું ડાક્ટરો કહે છે. ઉપર જણાવેલ ખાંસીની સાથે કોઈ કોઇવાર તમક શ્વાસની પેઠે શ્વાસ લેવામાં પણ દરદીને મુશ્કેલી પડે છે. ઘણે ભાગે સ્નાયુઓનાં ઉત્તેજન સિવાય બીજું કોઇ આ શ્વાસ અને ખાંસીનું કારણ હોય એવું જણાતું નથી, અને તેથીજ બીજાં સ્નાયુઓનાં ઉત્તેજનને લગતાં દરદોની પેઠે ગર્ભકાળની શરૂઆતમાંજ આ દરદ થાય છે અને ચાર પાંચ માસે બંધ પડી જાય છે. પાછી[1] પ્રસવ કાળ પાસે આવતી વખતે પણ એક પ્રકારની ખાંસી અને શ્વાસ થાય છે, અને તે ઉરોદરપટલ ( ડાયાફ્રામ ) એટલે છાતી અને પેટની વચ્ચેના પડદા ઉપર ગર્ભાશયનો બોજો પડવાથી થાય છે.

**ઉપાય**—૧. ઇંગ્રેજી ઉપાયોમાં 'સાઇરપ હાઇપોફાસ્ફેટ ઑફ લાઇમ' ચમચી એક અને પાણી ઔંસ ½ મેળવીને દરદીને દિવસમાં બે વાર પીવા આપવું.

---

૧ જુના વૈદ્યોમાં આ ગર્ભકાળના શેષ ભાગની ખાંસીનો અવાજ પારખવાની ઘણી સારી શક્તિ હતી. કહે છે કે ચંડુ ભટ્ટજીના પિતા વિઠ્ઠલભટ્ટજીએ એક સ્ત્રીને ખાંસીના અવાજ ઉપરથી પ્રસવનો ચોક્કસ વખત કહી આપ્યો હતો.

૨. પોટાશ બ્રોમાઇડ યોગ્ય માત્રામાં આપવાનું તો હું આગળ જણાવીજ ગયો છું. બીજી પણ દવાઓ ડાક્ટરોની સલાહ પ્રમાણે આપવી.

૩. દેશી ઉપચારો—ચણીઓરડીનાં પાન જરા ઘીમાં શેકી તેની અંદર ચોથા ભાગનું સિંધવ મેળવીને મધમાં ચાટવા આપવું.

૪. અરડુસીનાં પાનનો રસ જરા મધ નાખી પીવા આપવો.

૫. મોટી હરડેના ચૂર્ણને અરડુસીનાં પાનના રસની સાત ભાવના આપીને સુકવેલ ચૂર્ણ મધ સાથે ચાટવા આપવું.

૬. આખાં બહેડાંના ફળો ઉપર છાણ લપેટી છાણાના અંગારામાં બાફી તે બહેડાની છાલના ચૂર્ણ સાથે બમણી દ્રાક્ષ મેળવી, ગોળીઓ ચણીબોર જેવડી બનાવવી, તે મોઢામાં રાખવા આપવી, આ દવાની ગર્ભવતીની ખાંસી ઉપર સારી અસર છે.

૭. 'એલાદિ ગોળી'[1] ૧ થી–૨ દરદીને ખાવા આપવી.

૮. સિતોપલાદિ ચુર્ણ'[2] તો ૦। અને વસંતમાલતિ નં. ૩ વાલ ૦॥ થી–૧ મધ, ઘી સાથે ચાટવા આપવું.

૯. 'લવંગાદિ ગોળી'[3]–દરદીને મોઢામાં રાખવા આપવી.

૧૦. દરદીને ઉનું ઉનું દુધ જરા અંદર ઘી અને હળદર નાખીને પીવા આપવું.

**હૃદયસ્પંદ ( પાલપિટેશન )**—આ દરદનાં લક્ષણ આગળ

---

૧ **એલાદિ**—એલચીનાં બીનું ચુર્ણ તો. ૦॥, તમાલપત્રનું ચુર્ણ તો. ૦॥, તજનું ચુર્ણ તો. ૦॥, પીપર તો. ૨, સાકર તો. ૪, જેઠીમધનું ચુર્ણ તો. ૪, ખજુરની પેસી તો. ૪, ખીસમીસ દ્રાક્ષ તો. ૪, આ બધી દવાને સારી રીતે મેળવી જરૂર જેટલું મધ નાખીને મોટા બોર જેવી ગોળીઓ વાળવી.

च. चि. अ. १६

૨ **સિતોપલાદિ**—સાકર તો. ૧૬, વંશરોચન તો. ૮, પીપર તો. ૪, તજ તો. ૨, એલચી તો. ૧, એ પ્રમાણે મેળવેલ ચૂર્ણને સિતોપલાદિ કહે છે. પ્રખ્યાત બનાવટ છે.

૩ **લવંગાદિ**—લવીંગ તો. ૧, મરી તો. ૧, બેહેડાંની છાલ તો. ૧, કાથો તો. ૩, મેળવીને બાવળની છાલના કવાથમાં સાત દિવસ ઘુંટવું, પછી તેની ગોળી વાળવી.

પૃ ૪૭ માં આવી ગયાં છે. સગર્ભાવસ્થામાં એ દરદ ખાસ બે કારણોથી થાય છે.

૧. પ્રથમ તો, મનોવહસ્રોત—લાગણીવાળા તંતુઓ—કે જેને ઇંગ્રેજીમાં ‘ સિમ્પેથેટીક સીસ્ટમ ’ એવા નામથી ઓળખવામાં આવે છે, તેની ક્રિયામાં કોઇ પણ વિકાર થવાથી, એટલે કે લાગણીઓ ઉશ્કેરાવાથી, દબાવાથી કે મુંઝાવાથી એ દરદ થાય છે.

૨. અને બીજું હૃદયના ઉપર ગર્ભાશયનું દબાણ પહોંચવાથી પણ એ દરદ થઈ આવે છે.

**સુચના**—૧. પ્રથમ જણાવેલાં કારણથી જો હૃદયનું ધબકવું થયું હોય તો તંદુરસ્તીના નિયમો તરફ વધારે લક્ષ્ય રાખવું, અને ઇંગ્રેજી વિદ્યાના નિયમો પ્રમાણે જાણનાર માણસો મારફત પોટાશ બ્રોમાઇડ વિગેરે દવાઓ આપવી. ડિજીટેલીસ, ઝેરકોચલાં, વિગેરે હૃદયને બળ આપનારી દવાઓ પણ ડાકટરોની સલાહ પ્રમાણે આપવી.

૨. દેશી ઉપચારોમાં દેવદાર અને સુંઠ સુખડની પેઠે ઘસીને તેનું પાણી જરા મધ નાખીને પીવા આપવું.

૩. વસંત માલતિ નં. ૩, મધ તથા ઘી અને સોનાના વર્ક સાથે ચાટવા આપવું.

૪. યોગરાજ ગુગળ વાલ ૨ એરંડીઆ તેલ સાથે ચાટવા આપવો.

૫. લોહવાળી બનાવટ અને લોહ રસાયન (ભા. પ્ર. ઉતરખંડ રસાયન)ની ગોળી દરરોજ ૧ થી ૨ દુધ સાથે આપવી.

૬. દસ્ત સાફ ન આવતો હોય તો દરદીને દસ્ત સાફ આવે એવી યોજના કરવી. બને તો સગર્ભાવસ્થામાં દુધ અને એરંડીઆ તેલ સિવાય જુલાબ માટે બીજી દવાઓ વાપરવી નહિ. જરૂર પડે તો કાળી દ્રાક્ષ કે ગરમાળાનો ગોળ વાપરવો.

**પાંડુ** ( એનીમીઆ )—આ રોગ વિષે અગાઉ હૃદયનાં દરદો પછી પૃષ્ટ ૫૮ અને તે પછીના પૃષ્ટોમાં કેટલુંક લખાઇ ગયું છે, સાધારણ રીતે ઘણું કરીને દરેક ગર્ભવતીને ફીકાશ તો આવેજ છે. રઘુવંશમાં પણ મહાકવિ કાળીદાસ લખે છે કે **मुखेन सालक्ष्यत लोध्रपांडुना तनुप्रकाशेन विचेयतारका प्रभातकल्पाशशिनेवशर्वरी**—ઝાંખા અને ફીકા ચંદ્ર-

માવાળી કૃષ્ણપક્ષની સવાર થવા આવેલી રાત જેવી તે શીકા મોઢાથી શોભતી હતી. એ પ્રમાણે ગર્ભવતી સુદક્ષિણાનું વર્ણન છે. આ પાંડુતાના વિકારથી ગર્ભવતીના શરીરની અંદરથી રક્તકણિકાઓ કેટલીકવાર એટલી બધી ઓછી થઇ જાય છે કે, તેને એક વ્યાધી ગણવો જોઇએ. કોઈ કોઇ સ્થળે તો આ પાંડુતા એટલીબધી વધી જાય છે કે, દરદીના પ્રાણ સોત લઈ લે છે. એક ચિકિત્સકે પાંચ દરદીઓની હકીકત લખી છે, તેમાં જણાવ્યું છે કે, બહુ સારી રીતે પરિક્ષા કરવા છતાં પણ માત્ર પાંડુતા સિવાય બીજું કાંઇ પણ દરદ એ દરદીઓમાં જોવામાં આવ્યું નહોતું, અને પરિણામે પાંચે દરદીઓ મૃત્યુને વશ થયાં હતાં.

ઉપાય—૧. આવા ભયંકર પાંડુતાનાં દરદમાં ઘણે ભાગે કુદરતી રીતે પોતાની મેળેજ ગર્ભપાત થઈ જાય છે. પણ કદી તેમ ન બને તો દરદીને બચાવવાની ખાતર તેનો ગર્ભ નષ્ટ કરવો જોઇએ, એ એનો ઉપાય છે.

૨. બીજાં સ્થળોમાં સાધારણ રીતે તંદુરસ્તીના નિયમો તરફ ધ્યાન આપવું જોઇએ. દરદીને હલકો અને તરત પચી જાય એવો ખોરાક આપવો જોઇએ. દસ્ત સાફ આવવાની તજવીજ રાખવી જોઇએ. બની શકે ત્યાં સુધી શુદ્ધ હવા દરદીને મળ્યા કરે, એવો બંદોબસ્ત કરવો જોઇએ. એજ ચિકિત્સાનું મુખ્ય અંગ છે.

૩. ઔષધ આપવાની જરૂર જણાય ત્યારે કોઈ પણ લોહની બનાવટ આપવામાં આવે તો વધારે ફાયદો થવાનો સંભવ છે. પણ કેટલાક વૈદ્યો લોહ આપવાથી ગર્ભપાત થવાનો ભય રાખીને લોહવાળી બનાવટો આપતા નથી. આ ભ્રાન્તિ ઉત્પન્ન થવાનું કારણ લોહમાં અટકાવ લાવવાની શક્તિ છે, એ હોવું જોઇએ, પણ લોહ આપવાથી પાચનશક્તિમાં કોઈ જાતની અડચણ ન જણાય, ઝાડો કબજ ન થાય, અને પેટમાં દરદ ન થાય, તો પછી ગર્ભપાત થશે. એવો વહેમ રાખવાનું કોઇ કારણ નથી.

૪. ડાકટરો શુદ્ધ ફાસ્ફરસ્ અથવા ફોસ્ફાઇટ ઓફઝીંક આપવાથી લાભ થાય, એવું જણાય છે,

૫. દેશી ઉપાયોમાં—વાસાદિક્વાથ, અને પાંડુરોગમાં જણાવેલા ઉપાયો કામે લગાડવા. તેમજ પંચહૃદ્રોગમાં જણાવેલા ઉપાયો કામે લગાડવા.

**શોથ તથા ઉદર**—સોજા અને ઉદર-ઉપર જણાવેલાં પાંડુના દરદમાં જેમ લોહીનાં રક્તનાં કણો ઓછાં થઇ જાય છે, તેમ બીજી તરફથી લોહીમાં જલીય અંશ એટલે પાણીનો ભાગ વધી જાય છે, અને તેથી રોગીની અવસ્થા વધારે ખરાબ થાય છે. એ સાથે દરદીના શરીરની અંદરના કેટલાક તંતુમય કોષમાં પાણી જામી જાય છે, અને તેથી હાથ, પગ, મોઢું અને ગ્રીવાના ભાગમાં સોજો આવે છે. કોઇ વાર પેટમાં અને છાતીમાં પણ પાણી ભરાઇ ઉદરરોગ થઇ જાય છે. આ અત્યંત ભયાનક અવસ્થા છે. ઘણું કરીને સાતમા માસથી આઠમા મહિનામાં પેટમાં જ ગર્ભ મરણ પામીને માતાનું પણ તે સાથે મરણ થાય છે. અથવા ગર્ભપાત થઇને પણ મરણ થાય છે. મેં એવા ત્રણ કેસો જોયા છે. ત્રણે સ્ત્રીઓ મરેલું બચ્ચું આવી મરણ પામી હતી. પણ કદાચ પ્રસવ પહેલાં મરણ ન થાય તો પણ સાંભળવા પ્રમાણે પ્રસવ પછી બહારનો સોજો ઓછો થઇ જવાની સાથે બળાત્કારે સ્થાન પરિવર્તન થવાથી ફેફસામાં કે મગજમાં સોજો થઇ દરદી એકાએક મરણ પામે છે.

**સામાન્ય હેળનો સોજો**—ગર્ભાવસ્થામાં રક્તવાહિનીઓ ઉપરનાં ગર્ભાશયનાં દબાણને લીધે પગ ઉપર સોજો આવે છે, અથવા પિસાબમાં આલ્બ્યુમન નામનો પદાર્થ જવાથી ગર્ભવતીને ચહેરા ઉપર જે સોજો આવે છે, તે ઉપર જણાવેલા પાંડુના સોજા કરતાં બીલકુલ ભિન્ન છે, અને એટલો બધો ભયંકર પણ નથી. તે સોજો પ્રસવ પછી એની મેળેજ શાંત થઇ જાય છે,

**ઉપાય**—૧. કારણનો તપાસ કરીને તેના ઉપાય કરવા. સોજો ઓછો કરવા બને તો ચંદ્રપ્રભા, એલાદિચૂર્ણ, વિગેરે મૂત્રલ દવાઓ આપવી, તેમજ લવણવાળા જુલાબ ( સેલાઇન્ મીક્ષ્ચર ) આપતા રહેવું તથા બની શકે ત્યાં સુધી દરદીને પથારીમાંજ પડી રહેવાની સૂચના આપવી.

૨. 'શોથહર લોહ[1]'—ત્રીફલાના પાણી સાથે વાલ ૧ આપવું. અથવા ચિત્રકમૂળ બાદ કરેલું નવાયસલોહ યોગમાત્રામાં દરદીને આપવું. ત્રિફલા ભા. ૩, ત્રીકટુ ભા. ૩, મોથ ભા. ૧, વાવડીંગ ભા. ૧, લોહ ભા. ૮, મેળવીને તેમાંથી વાલ ૧ થી ૨ મધ ઘી સાથે આપવું.

૩. પગ ઉપર સાટોડીનો રસ અથવા અરણીનો રસ કે ધંતુરાનાં પાનનો રસ ચોપડવો.

**લાલામેહ ( અલ્બ્યુમીનુરીઆ )**—ગર્ભવતી સ્ત્રીઓને કોઇ કોઇવાર પિસાબની અંદર એક જાતનો લોહીની અંદરનો પોષણકારક પદાર્થ જાય છે, જેને ઇંગ્રેજીમાં આલ્બ્યુમીન કહે છે. ગર્ભીણી સ્ત્રીઓને 'બ્રાઇટસ ડીસીઝ' એટલે વૃક્કરોગનું કોઈ દરદ, જેને સંસ્કૃતવૈદાંમાં વિશ જાતના પ્રમેહના પેટામાં ગણવામાં આવે છે, તે હોય અને તેની સાથે આલ્બ્યુમન જવા માંડે એ જેટલું ભયંકર છે, એટલું કેવળ સગર્ભાવસ્થાને લીધેજ આલબ્યુમન જાય, એ એટલું ભયંકર નથી; કારણ કે પ્રસવ પછી ઘણી જગોએ આલ્બ્યુમન એની મેળેજ જતું બંધ પડી જાય છે. જ્યારે બીજા હાથ ઉપર પ્રસવકાળ દરમીઆન અથવા કોઇ પણ વખતે આલ્બ્યુમન અનેક પ્રકારના ભયંકર ઉપદ્રવો ( પક્ષાઘાત, માથાનાં દરદો, સ્થાનિક કે સર્વાંગિક, ભ્રમ, માથું દુઃખવું, લાળ વિગેરે) પેદા કરે છે, અને આંચકી ( એકલેમ્પસ્યા )નું તો એ એક મુખ્ય કારણ મનાય છે.

**કારણ**—આ દરદનું ખરૂં કારણ હજુ સુધી મુકરર થયું નથી, તેમાં ઘણા મતભેદ છે. માટે એ વિષયમાં આપણે અત્યારે ઉતરવાની જરૂર નથી. પણ એટલું સમજવાની જરૂર છે કે, દરદ જુનું હોય તો પ્રસવ પછી એમાંથી હમેશનું બ્રાઇટસ ડીસીઝનું દરદ થવાનો સંભવ ખરો. વળી એ દરદ જુનું હોય કે નવું હોય, પણ એની સાથે નાડી તંત્રની અનેક તરેહની વિકૃતિ દેખાય છે. ઘણું કરીને આ દરદનું ભાવિફલ ચિંતા ઉપજાવનારૂં આવે છે.

---

૧. શોથહર લોહ—સુંઠ ભા. ૧, મરી ભા. ૧. પીપર ભા. ૧, જવખાર ભા. ૧, લોહ ભા. ૪.

**રક્તલાલામેહથી થતો ગર્ભશ્રાવ**—પિસાબમાં જતું આલ્બ્યુમન ગર્ભીણીના શરીરને તો ઘણી રીતે નુકશાન કરે છે, પણ તે સાથે ગર્ભના બંધારણ ઉપર પણ તેની અસર થાય છે, કારણ કે ઘણીવાર એ દરદથી ગર્ભશ્રાવ થઇ જાય છે. ડૉ. ટેનરસાહેબ લખે છે કે, આલ્બ્યુમીનુરીઆવાળી સાત ઓરતોમાંથી. ૩–૪ ને ગર્ભશ્રાવ થતાં જોયો છે.

**લક્ષણ**—હાથ, પગ, મોઢું, વિગેરે ફુલી ઉઠે છે, તેમાં પણ આંખોનાં ઉપરનાં પોપચાં ઉપર સર્વથી પહેલો સોજો આવે છે; અને એ સોજો દેખાય ત્યારથી વૈદ્યને સંદેહ થવો જોઇએ, તથા જેમ બને તેમ જલદી ગર્ભીણીના પિસાબની પરિક્ષા કરવી જોઇએ. કોઇ કોઈ વાર બધું શરીર ફુલી ઉઠે છે. મેં એવી બે સ્ત્રીઓ જોઇ હતી. અને બન્ને અંતે મરણ પામી હતી. બન્નેને આઠમો મહિનો બેસતાં મરેલું છોકરૂં આવ્યું હતું.

**પેસાબની સ્થિતિ**—જો કે કેટલેક સ્થળે આ દરદમાં પિસાબમાં પણ અનેક જાતની વિલક્ષણતા જોવામાં આવે છે, છતાં ઘણે ભાગે આ દરદમાં પિસાબ ઘણો ઓછો આવે છે અને લાલ ઘેરા રંગનો હોય છે. તેનું વિશિષ્ટ[1] ગુરૂત્વ. ૩૭–૪૭ થી ૫૦ સુધી હોય છે. પિસાબની પરિક્ષા કરાવતાં તેમાંથી આલ્બ્યુમન મળી આવે છે; તથા સુક્ષ્મદર્શક યંત્રમાં પરિક્ષા કરતાં તેમાંથી રક્તકણીકાઓ તેમજ મૂત્રનળીનાં છાલીઆં ( ટયુબરકાસ્ટસ ) દેખાય છે.

**ઉપાય**—ઉપાય કરતી વખતે બ્રાઇટસ ડીસીઝ (વૃક્કરોગ)ના ઉદ્દેશો. ધ્યાનમાં રાખીને કામ કરવું જોઇએ.

૧. પિસાબ ઓછો થવાથી શરીરમાં જે કાંઇ અસાર પદાર્થ એકઠો થયો હોય તેને બહાર કાઢવાની વ્યવસ્થા કરવી. પિસાબની પરિક્ષા જો કે બહુ કઠિન નથી, તોપણ એ કામના ખાસ ડાક્ટર પાસે પરિક્ષા કરાવવી, એ વધારે સારૂં છે.

૨. ફરી એવો પદાર્થ શરીરમાં એકઠો ન થાય એવી વ્યવસ્થા કરવી જોઇએ.

---

૧. પિસાબનું વિશિષ્ટ ગુરૂત્વ ( Specific Gravity ) લેવાનું યંત્ર યુરીનોમીટર તૈયાર આવે છે. એ પારો ભરેલી નળી છે તે પર આંકડા હોય છે.

૩. તે સાથે વૃક્ક (કીડની)નો પ્રદાહ જેથી મટે એવા ઉપાયોની યોજના કરવી જોઇએ.

ઘણે ભાગે શરીરમાંથી યુરીકએસીડ, યુરીઆ, વિગેરે પદાર્થો સાધારણ રીતે બધા કરતાં વધારે પિસાબ મારફતે નીકળે છે, પરસેવો, મળ, વિગેરે મારફત પણ જો કે એ પદાર્થો થોડા ઘણા પ્રમાણમાં નીકળે છે, તોપણ જ્યારે જરૂર હોય ત્યારે ઉપાયોદ્વારા વધારે પણ કાઢી શકાય છે.[1] પિસાબ વધારવામાં કેટલોક વખત લાગે છે; પરંતુ પસીનો અને પાતળા ઝાડા લાવવા એ કામ વધારે સહેલું છે. વળી ઝેર એકઠું થઇ પિસાબનો અકુદરતી વધારો ન થાય, અને તેમાંથી બળાતકારે યુરીઆ બહાર પડવા ન માંડે, એટલામાટે પસીનો લાવવાના અને પાતળા ઝાડા કરવાના ઉપાયો કરવા જોઇએ. પસીનો લાવવા માટે સ્વેદલ ઔષધો ન આપતાં ગરમ પાણીથી સ્પંજીંગ ( Sponging ) અથવા વેપર બાથ (Vapour Bath ) નો ઉપયોગ કરવો, એ સર્વોત્તમ ઉપાય છે.

સ્પંજીંગ ( બાષ્પસ્વેદ )—તેની રીત એવી છે કે દરદીથી સહન થઈ શકે એટલાં ગરમ પાણીમાં એક કપડું ભીંજાવી તરત નીચોવી કાઢી ઉતાવળે હાથે દરદીના શરીર ઉપર તે ગરમાગરમ કપડાથી ઘર્ષણ કરવું. વચ્ચે વચ્ચે કપડાંને પાણીમાં ભીંજવી ગરમ કરતાં રહેવું. એક આદમીએ એવા કપડાના કકડા બોળી નીચોવી આપતા રહેવું. બીજાએ શરીરે ઘસતા રહેવું. આ રીતે ત્રણ ચાર માણસોએ મળીને ૧૦–૧૫ મિનિટ સુધી રોગીના શરીર ઉપર સારી રીતે ઘર્ષણ કરવું. પરંતુ એ વખતે એટલું ખાસ ધ્યાન રાખવું કે, દરદીને ઠંડી ન લાગી જાય. ૧૦–૧૫ મીનીટ પછી કોરાં સ્વચ્છ કપડાથી કે ટુવાલથી દરદીનું શરીર

---

૧. બ્રાઈટસડીસીઝ એટલે કિડનીનાં દરદોમાં વધારે પિસાબ લાવવાથી છણાઇને વધારે ક્ષત (જખમ) થઇ આવી દરદ અસાધ્ય થાય છે, માટે વધારે પિસાબ નજ આપવો એ સારૂં છે. ભરૂચના એક દરદીને એક અનાડીએ પિસાબનો જુલાબ આપીને આ દરદમાં એ દરદીને રીબાવીને માર્યાની હકીકત હું જાણું છું મારી પાસે એ કેસ આખર વખતે આવ્યો હતો, કે જ્યારે કાંઇજ થઇ શકે એવું નહોતું.

કોરૂં કરી નાખીને તેને ગરમ કપડાંથી ડોક સુધી ઢાંકી દેવું. આમ કર્યા પછી ઘણું કરીને દરદીને થોડીવારમાં જ ઘણો પસીનો છુટવા માંડશે.

**વેપર બાથ**—( બાષ્પ સ્વેદ )—વેપર બાથની બે રીત છે. ૧. પહેલી રીત એવી છે કે, ૧૫–૨૦ બંધબુચ બાટલીઓ લઇને તેની અંદર અત્યંત ગરમ પાણી ભરવું. પાણી ભરતાં બાટલી ફાટી ન જાય, એ ધ્યાનમાં રાખવું. પછી સારી રીતે બાટલીઓનાં બુચ બંધ કરવાં, અને ખાત્રી કરી લેવી કે કોઇ રીતે બાટલીનો બુચ ઉઘડી ન જાય. તેમજ બીજી રીતે પણ બાટલીનું પાણી બહાર ન આવી શકે. પછી દરેક બાટલી ઉપર એક એક ભીનું કપડું સારી રીતે લપેટી દેવું. આખી બાટલી બરાબર ભીનાં કપડાંથી ઢંકાઇ જવી જોઇએ. આમ કરવાથી બાટલીની અંદરનાં પાણીની ગરમીથી બહારનાં ભીનાં વસ્ત્રોની અંદરનું પાણી વરાળ રૂપમાં પરિણામ પામશે. ત્યાર પછી તે બાટલીઓ અનુક્રમે હારબંધ દરદીના શરીરની ચારે બાજુએ સારી રીતે ગોઠવી દેવી. બન્ને પગ પહોળા કરીને તેની વચ્ચે એક હાર ગોઠવવી, હાથ અને પાંસળીઓની વચ્ચે હાથપગનાં તળાંમાં, કોઠાના ભાગમાં, અને આખા શરીર ઉપર યોગ્યતા પ્રમાણે બાટલીઓની હાર ગોઠવી દેવી. બાટલીમાંની કોઇ પણ બાટલી દરદીના શરીરથી એક ઇંચ પણ દુર ન રહેવી જોઇએ, એ ખાસ ધ્યાનમાં રાખવું. ત્યાર પછી બે લાંબાં ઓસીકાં દરદીની બન્ને બાજુએ ઉભાં મુકીને તેના ઉપર એક ધાબળો કે ગરમ વસ્ત્ર દરદીના શરીર ઉપર ઓઢાડી દેવું. વસ્ત્રના બન્ને છેડા બાલોસીઆની નીચે દબાવી દેવા. ટુંકામાં ધાબળો દરદીના ગળાં સુધીના શરીર ઉપર એવી રીતે ગોઠવી દેવો કે બહારનો ઠંડો પવન ધાબળાની અંદર થઇને બીલકુલ દરદીના શરીરને લાગે નહિ. આમ થવાથી બાટલીઓની અંદરની ગરમીથી ઉત્પન્ન થએલ વરાળ દરદીના આખા શરીર ઉપર લાગીને તેની ચામડીની અંદરની સ્વેદ ગ્રંથીઓ ( સ્વેદવહસ્રો તો–મુખ ) ને ઉત્તેજીત કરીને પસીનો લાવવાની ક્રિયા શરૂ કરશે, વચ્ચે વચ્ચે ધાબળાની નીચે હાથ નાખી દરદીના શરીરને અડી જોવું કે, તેને પસીનો થવા માંડયો છે કે નહિ. પહેલાં બાટલીની વરાળ રોગીનાં શરીરને લાગશે, ત્યારે શરીરે થોડા થોડા પસીનો

થયો હોય એવું જણાશે. પરંતુ જ્યારે ખરેખરો પસીનો છુટશે ત્યારે પ્રથમ થોડો થોડો હોવા છતાં થોડીજવારમાં ઘણો થઈ જશે, અને દરદીનું શરીર નાહેલાના જેવું ભીનું થઈ જશે, ૧૫ મીનીટથી અરધા કલાક સુધી આ રીતે બાટલીઓ રાખી શકાય છે. ઘણીવાર એકજવાર ઉપર પ્રમાણે પ્રયોગ કરવાથી જોઇએ એટલો પરસેવો વળતો નથી, તેથી ત્રણચાર કલાક પછી ફરી પ્રયોગ કરવો.

૨. નાડી સ્વેદની બીજી રીત એવી છે કે, એક મોટી કીટલીના નાળચા સાથે ૭–૮ ફીટ લાંબી રબરની નળી જોડી દેવી, અને તેનો બીજો છેડો દરદીના બીછાનામાં લાવવો. કીટલીની અંદર પાણી ભરીને દેવતા ઉપર રાખવી. બની શકે ત્યાંસુધી દેવતા ઘરની બહાર કરવો. એ વધારે સારૂં છે, કેમકે પહેલાં તો દેવતા અંદર રાખવાથી ઘરની અંદરની હવા કારબોલીક એસીડ ગ્યાસ નામની ઝેરી હવાથી ભરાઈ જવાનો સંભવ છે; અને તે સાથે થોડો કાર્બન્ મોનોકસાઇડ પણ તેમાંથી છુટો પડે છે. વળી બીજી અડચણ એ છે કે, ગફલતને લીધે કદાચ કિટલી અગર સગડી ઉંધાં વળી જાય; એક અનર્થ મટાડતાં બીજો મોટો અનર્થ ઉભો થાય. માટે દેવતાને ઘરના ઉમરાની બહારજ રાખવો એ સારૂં છે.

હવે ઉપર પ્રમાણે વ્યવસ્થા કર્યા પછી; એક ધાબળો લઇને કે બીજું મોટું ચોફાળ જેવું લુગડું લઇને બે માણસોએ બન્ને હાથમાં રોગીની ઉપર પગથી માથા સુધી ઢાંકીને એવી રીતે રાખવું કે જાણે એક મચ્છરદાની અંદર દરદી સુતેલું હોય. દરદીનું મોઢું જરૂર મચ્છરદાનીની બહાર રાખવુ, બાકી ધાબળાની બધી બાજુઓ પથારી તળે દબાવી દેવી. તેના એક ખુણામાંથી ઉપરની નળીનો પથારીમાં પ્રવેશ કરાવવો ધ્યાન રાખવું કે, નળી દરદીના શરીરથી સારી રીતે દુર હોવી જોઇએ. કીટલીમાં ઘણું પાણી ન ભરી દેવું. કીટલીમાં પાણી ભરતી વખતે ધ્યાન રાખવું કે, તે નળીથી ઓછામાં ઓછું એક ઇંચ તો નીચે હોવુંજ જોઇએ; કારણ કે વધારે પાણી ભરવાથી જ્યારે પાણી ઉકળીને ફુટવા માંડે ત્યારે ઉકળીને નળીમાં ભરાઇ જાય અને પછી

વરાળની સાથે નળીના મોઢામાંથી છાંટા રૂપે બહાર નીકળીને વખતે દરદીને દઝાડી મારે. માટે એમ ન થાય તે સારૂ પાણી ઓછું ભરવું, અને માત્ર વરાળજ દરદીના શરીર ઉપર આવવા દેવી. આ રીતે ૧૫ થી ૩૦ મીનીટ સુધી ગરમી લગાડવાથી દરદીના શરીર ઉપર પરસેવાના મોતીઆ બાઝવા માંડે છે, અને આખા શરીર ઉપર સારી રીતે મોતીઆ બાઝે કે તરતજ નળી પથારીમાંથી બહાર લઇ લેવી. અને દરદીને ગરમ કપડાંમાં લપેટી દેવું તથા વચ્ચે વચ્ચે તેના શરીર ઉપરથી પરસેવો લુછી લેવો. તે સાથે એટલું સંભાળવું કે એને ઠંડો પવન લાગે નહિ.

ઉપર પ્રમાણે દરદીને પરસેવો આપવાથી તેના શરીરમાં એકઠાં થયેલ યુરીક એસીડ, યુરીઆ. વિગેરે મલ પરસેવા માટે બ્હાર નીકળી જશે. પરંતુ તે પછી વૈદ્યે સંભાળવાનું એ આવે છે કે, દરદીના શરીરમાં ફરી એ જાતનો નવો કચરો એકઠો થાય નહિ. આને માટે પિસાબનું પ્રમાણ વધારવું જોઇએ એ જરૂરનું છે. આ સ્થળે અનેક સારા સારા વૈદ્યોને પણ ભ્રાંત સંસ્કારોને વશ થઇને કામ કરતાં જોઇએ છીએ તો તેઓ અનેક સ્થળે ઘણો પિસાબ લાવનારી દવાઓ આપીનેજ સંતોષ માનતા જણાય છે. પરંતુ ઔષધો ઘણીવાર રોગીની અવસ્થા જોતાં ઉપયોગી હોતાં નથી. આવા રોગીઓમાં કેવળ ઔષધો ઉપરજ ધ્યાન રાખીને ચાલવું (પ્રીસ્ક્રીપ્સન બુક ઉપરથીજ વૈદું કરવું) એ ફાવે એવું નથી. દરદીને વધારે પાણી પીવાની ભલામણ કરવી.

૩. સ્પીરીટ ઇથર નાઇટ્રસ, સ્કોપેરીઅમ, વિગેર ઉત્તેજક ઔષધો આપવાં એ ઉચિત નથી, પણ સોડિઆઇ, બેનઝોઇન, લીથીઆઈ, સાઇટ્રેટ, વિગેરે સક્ષાર વિરેચન (સેલાઇન ડાયુરેટીક) ઔષધો આપવાથી વધારે ઉપકાર થાય છે.

૪. ઉપરના ઉપચારો સાથે કિડની (વૃક્ક) ઉપર રાઇનું પ્લાસ્તર કે પોટીસ અથવા ગરમ પાણીનો શેક કે કપિંગ (ગ્લાસ મુકવાની ક્રિયા) કરવું એ જરૂરનું છે. ગ્લાસ દરેક પડખે બરડાના છેડા ઉપર ઓછામાં ઓછી અરધી કલાક રાખવો જોઇએ, અને દર ત્રણ કલાક પછી ફરી બીજો નવો ગ્લાસ મુકવો જોઇએ.

**પથ્ય**—કિડની એટલે વૃક્કના પ્રદાહમાં કે તેનાં જેવાં બીજાં દરદોમાં પણ કોઇ પણ જાતનો માંસનો ખોરાક ખાવો એ બીલકુલ સારૂં નથી. માટે આવાં દરદોમાં દરદી ગમે તેવું નબળું હોય તોપણ મત્સ્ય (માછલી) કે માંસ તો આપવુંજ નહિ. પરંતુ દુધ એ આ દરદમાં એક ઉત્તમ પથ્ય છે. જો દરદીની પાચનશક્તિ ક્ષીણ હોય તો નીચેનો ઉપાય અજમાવવો, જેથી ભુખ લાગશે અને દુધ પચશે.

સોડાબાઇકાર્બ ગ્રેન ૧૦. સોડા બેન્‌ઝોઇડ ગ્રેન ૧૫
કેફીનસાઇટ્રેટ ગ્રેન–૧ થી–૨ ટિં. ડીજીટેલીસ ટીપાં-૫
ચોખ્ખું પાણી ઔંસ–½
મેળવીને એક વખતે પાવું.

સોડાબાઇકાર્બ મિશ્રણ દર ત્રણ કલાકને અંતરે આપવું અને તે આપ્યા પછી દરદીને ભુખ જેવું લાગે તો થોડું દુધ આપવું અને જેમ દરદીને ભુખ વધતી જાય તેમ તેમ દુધની માત્રા વધારતાં જવું. પરંતુ દરદી ભુખ રાખીને ખાય, એ તરફ પણ લક્ષ્ય રાખવું. એટલે કે એક પ્યાલો દુધની ભુખ હોય તો અર્ધો પ્યાલો આપવો. પાછો કલાક પછી બીજો અર્ધો પ્યાલો આપવો, એ રીતે એક શેર (રૂ. ૮૦ ભાર)થી દોઢશેર બશેર દુધ આખા દિવસમાં દરદીના પેટમાં જાય તો ઘણું સારૂં. રૂચિ પેદા થવા સારૂં દરદીની મરજીમાં આવે તો મગ, મસુર, કે તુવરની દાળનું ઓસામણ પણ વધારીને આપવું. થોડો નરમ ભાત પણ આપવો, દસ્ત સાફ આવે એવી સંભાળ રાખવી. જો દસ્ત સાફ ન આવે તો ભુખ પણ મંદ પડી જશે અને પાચનશક્તિ પણ ઘટી જશે. દસ્ત સાફ લાવવા માટે દરદીને નિર્ઝરોદક (મીનરલ વૉટર) આપતા રહેવું. દ્રાક્ષાસવ જેવાં પ્રવાહી પીણાંઓથી દસ્ત આવે છે. પરંતુ કિડનીના દરદોમાં આલ્કોહલવાળા પદાર્થો ન આપવા, એ સારૂં છે. જવની રાબ અથવા જવ બાફીને તેનાં પાણીમાં દુધ મેળવીને બનાવેલી કાંજી દરદીને પોષણ તથા લાભ કરે છે.

દેશી ઉપાયોમાં–સંશમની ગોળી નંબર ૩ જો આખા દિવસમાં ૩૦ ગોળી ત્રણ વખત થઇને આપવી.

## આ દરદમાં અકાલ પ્રસવ કરાવવો કે કેમ ?

આ દરદમાં અકાલ પ્રસવ કરાવવો કે કેમ, એ સંબંધમાં ઘણુ મતભેદ છે; પરંતુ હમણુંના ઘણા પંડીતોનો મત એવો છે કે વેદના પોતાની મેળે ઉપડી ન આવી હોય તો અકાલપ્રસવ કરવવાની કાંઇ જરૂર નથી.

કદાચ આલ્બ્યુમીનુરીઆને લીધે આંચકી ઉપડી આવી હોય તો પણ તે લોકોના મત પ્રમાણે તો પ્રસવ નજ કરાવવો જોઇએ. પરંતુ આંચકીમાંથી એની મેળેજ વેદના ઉપડી આવે અને ગર્ભાશયનુ મુખ ખુલ્લું થવાનો આરંભ થાય, લોહી દેખાવા માંડે, તો પછી ગર્ભાશયની ઉત્તેજન ક્રિયામાં મદદ કરી તરત પ્રસવ કરાવવો એ વધારે સારૂં છે. ડૉ. પ્લેફેર સાહેબ કહે છે કે; (આ મત વધારે બંધ બેસતો છે) જો કોઇ સ્થળે આલબ્યુમીનુરીઆનું દરદ ચિકિત્સા કરવા છતાં શાંત ન થાય, અને ઉત્તરોત્તર વધતું જાય અને તેના છેલ્લા ભાગમાં દરદીને માથું દુઃખવા માંડે, ચકર આવે, તથા જોવાની શક્તિ ઓછી થવા માંડે, તે પછી થોડા વખતમાં દરદીને આંચકી આવશે એમ નક્કી સમજવું અને એ પ્રસંગ આવે તે પહેલાં ગર્ભીણીને અકાલ પ્રસવ કરાવવાની યુક્તિ કરાવવી.

**મધુમેહ—(ડાયાબીટીસ.) પિસાબમાં સાકર જવી**—સ્વાભાવિક રીતે સગર્ભાવસ્થાના છેલ્લા ભાગમાં તેમજ જેટલા વખતસુધી બચ્ચું ધાવે છે તેટલા વખતસુધી યુવતિના પિસાબમાં કેટલુંક સાકરનું પ્રમાણુ ગયા કરે છે. અહિં 'મધુમેહ' શબ્દમાં આ સ્વાભાવિક અવસ્થા કહેવાનો ઉદ્દેશ નથી, એવું સમજવાની પણુ ભુલ ન કરવી. પરંતુ સ્ત્રીને પહેલાં મધુમેહનો વિકાર હોય અને પછી ગર્ભાધાન થાય, તો તેને અનેક તરેહની વિપત્તિઓનું ભય રહે છે; જોકે એવી સ્ત્રીઓને સારે ભાગ્યે ગર્ભ રહેવાનો સંભવજ ઓછો છે, છતાં કોક દાખલામાં એ ગર્ભ રહે તો એ ઘણી ચિંતાના કારણુરૂપ થઇ પડે છે. કોઇવાર છોડ થઇ જઈ ગર્ભ સુકાઈ જાય છે. ગર્ભ અને પ્રસુતિ બન્ને બચે છે. કોઇવાર ગર્ભની સાથે પ્રસુતિનું મોત થાય છે. આ સંબંધમાં

આપણે એટલું બધું ઓછું જાણીએ છીએ કે, સાકરના સંબંધમાં ચોકસ નિર્ણય કરી શકાયજ નહિ. ત્યારે એટલુંજ માત્ર કહી શકાય કે, મધુ મેદવાળા દરદીના પિસાબમાં ખોરાકનો સાર (પોષણકારક તત્વ) ઘણા પ્રમાણમાં નીકળી જવાને લીધે સ્વાભાવિક રીતેજ સ્ત્રી નબળી પડેલી હોયજ, તેમાં ગર્ભ રહે એટલે પેટમાં રહેલા સંતાનનું પોષણ કરવાનું કામ પણ વધે. આથી પહેલાંની નબળાઇમાં વધારો થાય, એ દેખીતું છે. માટે જ્યારથી જણાય કે પિસાબમાં ઘણી સાકર જાય છે અને ગર્ભવતી નબળી થતી જાય છે ત્યારથી તેના ચાંપતા ઉપાયો લઇ અટકાવવાનો પ્રયત્ન કરવો, અને ન બને તો ગર્ભિણીના જીવને બચાવવા માટે જેમ બને તેમ વહેલો પ્રસવ કરાવવો, એ જરૂરનું છે.

**ઉપાય:**—૧. ઘણે ભાગે દરદ મટે એવું નથી. તેમાં વળી સગર્ભાવસ્થામાં તો ઉપાય ઘણા મુશ્કેલ છે. બને તો ઉપર જણાવેલો પ્રસવ કરાવવાનો ઉપાય પહેલાં અજમાવવો. દરદીને પોષણ મળે અને સાકર જતી ઓછી થાય એવા ઉપાયો કરવા જોઇએ. કેટલાકના મત પ્રમાણે આટાનાં તત્વો નજ અપાય, એવું નક્કી થઇ ગયું છે; પરંતુ પોષણને ખાતર જરૂર પડે તો તે પણ આપવાને અડચણ નથી. જવનો આટો બનાવીને તેની જુદી જુદી બનાવટો આપવી. કડોળનું પાણી આપવું. દુધ સારી રીતે ખાવા આપવું. બળદને કે ઘોડાને ચણા ખવરાવવા અને પછી તેના છાણમાંથી તે દાણા ધોઇ નાંખીને તેનો આટો રોટલી વિગેરે રૂપમાં બનાવીને આપવાથી કોઇ જાતની અડચણ નથી.

૨. હરડેનું ચૂર્ણ હંમેશાં દરદીને ફાકવા આપવું,

૩. શુદ્ધ શિલાજીત મળે તો દરદીને ઘણો લાભ થવા સંભવ છે. તે ન મળી શકે તો ચંદ્રપ્રભા નામની દેશી બનાવટમાંથી શિલાજીતને બદલે કેટલાક વૈદ્યો એક ક્ષાર (સુરોખાર) નાખે છે. તે બાદ કરી માક્ષિક ભસ્મ તો. ૮ નાખીને ખાસ તૈયાર કરેલી ચંદ્રપ્રભા ગુટી આપવી.

૩. સંશમની[1] નં. ૨ દરરોજ સાંજ સવાર ગોળી ૮ આપવી.

૪. લીમડાના કે કોઠીના ઝાડના ફુલનો ક્વાથ દરદીને આપવો.

**મનોવિકાર**—નબળા મનની સ્ત્રીઓને જ્ઞાનતંતુઓ ઉપરની જુદી જુદી અસરથી અનેક જાતના વિકારો સગર્ભાવસ્થામાં થાય છે. તેમાં માથાનો દુઃખાવો અને તેને લીધે સ્વભાવની ઉગ્રતા, ચિંતાતુર સ્વભાવ, પ્રસવનો ભય, ( આ દરદ ઘણે ભાગે પલોઠી બૈરીઓને થાય છે. ) વિગેરે વિકારો ઘણીવાર જોવામાં આવે છે. વળી કોઇ કોઇ વાર તો એ ઉપદ્રવો એટલા બધા જોરમાં હોય છે કે તેને એક જાતનો ઉન્માદ પણ કહી શકાય. આ જાતના ઉન્માદનું વર્ણન આગલા પ્રકરણોમાં થઈ ગયું છે. જુઓ. પૃ. ૨૪.

**નિદ્રાનાશ**—ઉપર જણાવેલાં દરદોની સાથે, નબળા બાંધાની સ્ત્રીઓને સગર્ભાવસ્થામાં ઘણીવાર ઉંઘ ઉડી જાય છે અને તેથી તે પીડાય છે. રાત્રી ઉપર રાત્રીઓ સુધી ઉઘાડી આંખેજ વાણાં વાય છે. અને તેથી ક્રમે ક્રમે દરદીનો મીજાજ ખરાબ થઇ જાય છે. પાચનક્રિયા બગડે છે તથા શરીરને પણ થાક લાગે છે.

**ઉપાય**—૧. આ દરદમાં રાત્રીએ જેમ બને તેમ સારી ઉંઘ આવે એમ તજવીજ કરવી. અંગ્રેજી વૈદ્યોમાં ક્લોરલ હાઇડ્રેટ જેવી દવા એને માટે બીજી એકે પણ મનાતી નથી. બને તો નીચેનું મિશ્રણ આપવું:—

| | | | |
|---|---|---|---|
| ૨. ક્લોરલ હાઇડ્રેટ–ગ્રેન | ૧૫ | સીરપ ઓરેન્સ્યાઇ–ડ્રામ | ૨ |
| પોટાશ બ્રોમાઇડ–ગ્રેન | ૧૫ | શુદ્ધ જળ.........ઔંસ | ૧ |
| સ્પીરીટ ક્લોરોફૉર્મ–ટીપાં | ૧૫ | | |

એ પ્રમાણે મેળવીને એકજ ડોઝમાં સુતી વખતે પાવું.

૩. દેશી ઉપચારોમાં 'એલાદિ ગોળી' ૧ થી ૨ દુધ સાથે રાત્રે આપવી.

૪. પીપરીમૂળ અને ગોળની ગોળી સુતી વખતે આપવી.

---

૧. જામનગર રસશાળાની મૂળ બનાવટ છે અને બીજા વૈદ્યો પણ બનાવીને વાપરે છે. તેના ત્રણ નં. ૧–૨–૩. છે.

૫. પગનાં તળીયાંમાં તેલ ઘસાવવું, કપાળે અફીણનો કસુંબો તથા કેસર ચંદનની પેઠે ચોપડવું, રાત્રે માથું ચાંપવું, સુગંધી વસ્તુઓ સુંઘવી, સુતી વખતે ગાયન સાંભળવું, ઇશ્વરનું સ્મરણ કરવું, માળા ફેરવવી; ઇત્યાદિ ઉપાયોથી દરદીને ઉંઘ આવી જશે. રાત્રે એકલું ભેંસનું દુધ ઠંડુ પીવાથી પણ કોઇ વાર ઉંઘ આવી જાય છે.

**સ્નાયુ શૂળ**—કેટલીક જાતનાં સ્નાયુશૂળ થાય છે. ગર્ભિણીનું ઘણીવાર માથું દુખવા આવે છે, તેમજ ગર્ભાશયને સ્તનની સાથે ઘાડો સંબંધ હોવાથી કોઇ કોઇવાર સ્તન ( breast )માં પણ વેદના ઉપડી આવે છે. તે સાથે છાતીના પાંજરામાં પણ કોઇક જગોએ અત્યંત પીડા થઇ આવે છે, જેને અંગ્રેજી વૈદકમાં Intercostal Neuralgia કહે છે, અને એક વખત તો તે 'પ્લુરસી એટલે ફેફસાના પડનો વરમ' હશે, એવો વૈદને વહેમ પડી જાય, એટલો બધો તે દરદનો દેખાવ હોય છે. પરંતુ પ્લુરસી દરદની સોયો ભોંકાયા જેવી વેદના **(તોદ)** અથવા શરીરની ગરમીનો વધારો આ પાર્શ્વશૂળમાં બીલકુલ હોતાં નથી.

કોઇ કોઇ ગર્ભાશયમાં પણ આવી જાતનું શૂળ નીકળે છે અને જાણે ચુંક આવતી હોય એવું થાય છે. એ ચુંક બહુધા પ્રસવવેદના (વેણુ)ને મળતી હોય છે. આ વેણુ કોઇ કોઇવાર ગર્ભિણીને પ્રથમથી શરૂ થઇ પ્રસવ થતાં સુધી રહે છે. આવીજ રીતે બસ્તીનાં હાડકાંઓમાં, કમરમાં અને જાંગના પાછલા ભાગમાં—થાપામાં—પણ ગર્ભિણીને ઘણીવાર દરદ થયા કરે છે. કાનમાં અને બીજા પ્રદેશમાં પણ ચસકા આવે છે. ઉપરનાં બધાં દરદો લાગણીવાળા તંતુઓ ( મનોવહસ્રોત—sympathetic Nerves )ની જુદી જુદી હીલચાલને લીધે થાય છે.

**ઉપાય**—૧. જે ભાગમાં દરદ થઇ આવે ત્યાં ધંતુરાના પાનની ચેપલી કરીને ગરમ કરીને મુકવી.

૨. વજ, આંબળાં, કઠ, સુંઠ, તે સર્વે ઘસીનેગરમ કરીને ચોપડવાં.

૩. ઝેરકોચલાંને છાશમાં પથરા ઉપર ઘસીને તેનો ઘસારો ચોપડવાથી પણ ચસકા નરમ પડે છે.

૪. બહુજ થોડા ભાગમાં વેદના હોય તો વછનાગ જરા ઘસીને ચોપડવો.

એટલું યાદ રાખવું કે ઝેરકોચલાં તથા વછનાગ એ મોટાં ઝેર છે. તેમાં પણ વછનાગને પેઢુ કે નાભીની આસપાસ અથવા વરાંગ પાસે નજ ચોપડવો, કારણ કે તેથી ગર્ભપાત થવાનો ભય રહે છે.

૫. અંગ્રેજી ઉપાયોમાં, બેલાડોના, ક્લોરોફૉર્મ. મેન્થોલ લીનીમેન્ટ વગેરે ચોપડવાની ડાક્ટરો ભલામણ કરે છે.

૬. દરદ ઘણું હોય તો મોર્ફીઆની પીચકારી ચામડીમાં મારવી, એવો પણ તેઓનો મત છે.

૭. ખાવાની દવાઓમાં—સંશમની નં. ૩ જો ગોળી ૧૫ થી ૩૦ દરરોજ આપવી. ઉપર દુધ પાવું.

૮. એલાદિ ગોળી, જીવન, મેધ્યરસાયન, વગેરે દવાઓ આપવી.

૯. ગળોનું ચૂર્ણ કરીને તેમાં ગોળ, ઘી તથા મધ મેળવીને ચાટવાથી પણ શૂળ દબાય છે.

૧૦. દેવદાર અને સુંઠ જરા પાણીમાં ઘસીને પાવાથી પણ લાભ થાય.

૧૧. સુદર્શન ચૂર્ણ ( લઘુ અથવા મહા ) રાત્રીએ પાણીમાં પલાળી સવારે પાવું.

૧૨. અથવા ક્વીનાઇન ગ્રેન ૫ દુધ સાથે આપવાથી દરદ નરમ પડશે.

તન્દુરસ્તીના નિયમો બરાબર પાળવા તથા શક્તિ આવે એવા ઉપાય કરવાથી ચસકા નરમ પડે છે.

**પક્ષાઘાત**—ગર્ભિણીને થતાં નાડીયંત્રનાં દરદોમાં કોઇ કોઇ અંગનો પક્ષાઘાત ( લકવો ), એ પણ ધ્યાન ખેંચે એવું દરદ છે. ગર્ભિણીને બધી જાતના પક્ષાઘાત થઇ શકે છે. અર્ધાંગ, અર્દિત (અડદીઓ વા—facial paralysis ), કંપવા, તેમજ આંખ કાન નાક કે સ્વાદનાં યંત્રો ( જીભ—ગળું વગેરે )માં પણ પક્ષાઘાતની અસર જણાય છે. ઘણાક કેસોમાં પક્ષાઘાતની સાથે પેસાબમાં આલ્બ્યુમન નામનો પદાર્થ જતો જણાય છે. એક ડાક્ટરે પક્ષાઘાતવાળી ૧૯ સ્ત્રીઓનો પેસાબ તપાસ્યો હતો અને તે બધામાં આલ્બ્યુમન મળી આવ્યું હતું. બીજા એક ડાક્ટરે ૧૪ સ્ત્રીઓનો પેસાબ તપાસ્યો, તેમાંથી ૫ સ્ત્રીઓના

પેસાબમાં આલ્બ્યુમન મળ્યું. ગર્ભ વખતનો પક્ષાઘાત ગણું કરીને પ્રસવ પછી એની મેળે બંધ પડી જાય છે અને ઘણું કરીને સર્વ સ્થળે આ પક્ષાઘાત કોઇ અસ્થાયી કારણથીજ થયેલો હોય છે, એ વાત સ્પષ્ટ રીતે જણાય છે. પરન્તુ બધી જગાએ એવુંજ શુભ પરિણામ આવે એવી આશા રાખવી નહિ.

પક્ષઘાત ગમે તે કારણથી ઉત્પન્ન થઓ હોય, પરંતુ દરેક વખતે રોગીના પેસાબની અવસ્થા ઉપર વિશેષ લક્ષ રાખવાની જરૂર છે. પેસાબની પરીક્ષા કરાવતાં આલ્બ્યુમન મળી આવે તો બીલકુલ વિ-લંબ ન કરતાં તરત યોગ્ય ઉપાય કરવાનો આરંભ કરવો. ઉપાય કરવા છતાં પણ પેસાબમાંથી આલ્બ્યુમન ઓછું ન થાય અથવા ક્રમે ક્રમે વધતું જાય તો પછી બીલકુલ વાર લગાડયા વિના દરદીને પ્રસવ કરા-વવો, એજ મુખ્ય કર્ત્તવ્ય છે. જે સ્થળે ગર્ભજ આલ્બ્યુમીન્યુરીઆનું કારણ હશે તે સ્થળે ગર્ભનો નાશ થવાની સાથેજ પેસાબમાંથી આ-લ્બ્યુમન ઓછું થઈ જશે અને રોગી બચી જશે. પણ પ્રસવ થયા છતાં એ પક્ષાઘાત ન મટે તો પછી તેની ચિકિત્સા બીજા સામાન્ય પક્ષાઘાતની પેઠેજ કરવી.

ગરમ પાણીમાં ઘણીજ થોડી માત્રા ( dose ) માં સ્ટ્રીકનીન અને સોમલ ( આર્સેનિક ) મેળવીને તેનાથી દરદીને સ્નાન કરાવવું, તેમજ વીજળીના પ્રયોગો કરાવવા, એથી ઘણીવાર સારો લાભ થાય છે.

કેટલેક સ્થળે પક્ષઘાતની ઉત્પત્તિનું કારણ પેસાબ સંબંધી હર-કત હોતી નથી, એ વાત અગાઉ કહેવાઇ ગઇ છે. પરન્તુ દુઃખની વાત એ છે કે, બહુ થોડીજ જગાએ એ વાતનો તાત્વિક નિર્ણય કરી શકાય છે. મગજની અંદર રક્તસ્રાવ થઇને અર્ધાંગપક્ષાઘાત ( હેમી પ્લીજીયા ) ઘણીવાર થઇ જાય છે. કોઇ સ્થળે મગજમાં લોહીનો વ-ધારો ભરાવો થઇને પણ પક્ષાઘાત થાય છે. પરન્તુ આવા પ્રસંગો ક્વચિતજ બને છે. કેટલેક સ્થળે વળી પક્ષાઘાત કેવળ જ્ઞાન તંતુઓની ક્રિયાઓના વિકારથીજ થઇ આવે છે. ડા. ટર્નેયર (Dr. Tarnier.) એક દરદની એવી વાત લખે છે કે, " એક દરદીને પાંડુરોગ સિવાય

બીજું કોઇ પણ પક્ષાઘાતનું કારણ તેના શરીરમાં જણાતું નહોતું. કોઈ કોઇવાર તંતુઓ ( મનોવહ સ્રોત ) કોપાયમાન થઇને પણ પક્ષાઘાત થઇ આવે છે, જેમકે, ઘણીવાર હીસ્ટીરીઆના પરિણામરૂપે (Histerical) તે હોય છે.

જુદા જુદા પક્ષાઘાતના બધા પ્રકારો કરતાં અર્ધાંગ પક્ષાઘાત ઘણા કેસોમાં આલ્બ્યુમીન્યુરીઆ સિવાય થાય છે. ગર્ભિણીનાં ગર્ભાશયના દબાણને લીધે તેમજ ગર્ભાશયના કોઈ પણ વિકારના પરિણામરૂપે અર્ધાંગવાયુ થાય છે. ઘણીવાર પરીક્ષા કરીને નક્કી કરવામાં આવ્યું છે કે, જ્યાં પેસાબમાં આલ્બ્યુમન હોય ત્યાં યુરીઆ હોય. તોપણ પક્ષાઘાત હોવા છતાં દરદીના સંબંધમાં કોઇ જાતનો ભય રાખવાનું કારણ નથી. પ્રસવોત્તર–પ્રસવ પછી–એ દરદ એની મેળે શાંત થઇ જાય છે. આવા કેસોમાં ઉતાવળ કરીને ગર્ભનો નાશ ન કરવો, એટલુંજ યુક્તિભર્યું ગણાય છે. પ્રસવ પછી પક્ષાઘાત શાંત થવા માટે આ અવસ્થામાં સાધારણ ચિકિત્સા કરવી જોઇએ, કારણ કે સારે ભાગ્યે આવા કેસોમાં પ્રસવ પછી એની મેળેજ એ દરદ શાંત પડી જાય છે, તેને કોઇ ઉપાયની જરૂર નથી. કોઇ કોઈવાર એક બાજુની નીચેની શાખા–ઘણું કરીને ડાબી બાજુની–ગર્ભના મસ્તકના દબાણને લીધે કાંઇક અંશમાં પક્ષાઘાતથી પકડાયેલી હોય છે અને પ્રસવ પછી ઉપરનું દબાણ દુર થાય છે, છતાં પણ પણ એ પક્ષાઘાતને સારો થતાં કેટલાક દિવસો કે અઠવાડીયાં લાગે છે. પક્ષાઘાતની ચિકિત્સા સારા ડાકટરની સલાહ પ્રમાણે કારણ અનુસાર કરવી.

**ઉપાય**—૧. દેશી દવાઓમાં ‘ એકાંગવીરરસ ’ રાસ્નાદિકવાથ, વગેરે દવાઓ ખાવા અપાય છે.

૨. શરીરે નારાયણ તેલ ચોળાવવું, વિષગર્ભતેલ ચોળાવવું. પ્રસારિણી તેલ, અને બીજાં પણ તેલ ઘૃતનો ઉપયોગ કરવાથી વધારે લાભ થવાનો સંભવ છે. પેસાબને લગતું દરદ હોય તો એના પણ ઉપાયો કરવા.

**કોરીઆ**—ઘણી ગર્ભિણીને કોરીઆ થઇ આવે છે. જે સ્ત્રીઓનું શરીર નબળું હોય છે તેમાંની ઘણી ખરીને પ્રથમના ગર્ભ વખતે

ઉપરનું દરદ થઇ આવે છે. કોઇ કોઈવાર, જે સ્ત્રીને તેની કુમારી અવસ્થામાં પ્રથમ કોરીઆનો રોગ થયો હોય છે, તેને ગર્ભાવસ્થામાં મનની ઉશ્કેરણીનું કારણ મળતાં આ દરદ ઉપડી આવે છે. ગર્ભવખતમાં રતીની અસ્વાભાવિક અવસ્થાને લીધે પણ એ દરદ થઈ આવે છે. ગર્ભિણીને કોરીઆનું દરદ થાય એ વધારે ભયંકર ગણાય છે. ડૉ. બોર્નસ (Dr. Bornes) નામના વિદ્વાને ૫૮ સ્ત્રીઓનું વર્ણન એકઠું કર્યું છે. તેમાં ૧૭નું મૃત્યુ થયું છે, એટલે ૩૨ સ્ત્રીએ એકનું મૃત્યુ થાય છે. ગર્ભકાળ સિવાયની બીજી અવસ્થામાં એ દરદમાં એટલું બધું મૃત્યુનું ભય નથી, અસગર્ભાવસ્થા કરતાં સગર્ભાવસ્થામાં થયેલા કોરીઆના દરદથી ગર્ભિણીને કોઇનેકોઇ મનોવિકાર થઇ આવે છે, અને તેજ ગર્ભસ્રાવ અથવા અકાળ પ્રસવનું કારણભૂત થાય છે. આવી રીતે કોરીઆથી ઘણે ઠેકાણે ગર્ભનો નાશ થાય છે.

**ઉપાય**—૧. લાયકર આર્સેનિક (પ્રવાહી સોમલ), પોટાશ બ્રોમાઇડ, અને લોહ એ આ રોગની સારી દવા ગણાય છે.

૨. દેશી ઉપાયોમાં મેધ્યરસાયન, જીવન, વગેરે દવાઓ સારી છે.

૩. વાતહર તેલનો ઉપયોગ પણ ઉપયોગી છે.

૪. ઘણા કેસમાં દરદીના હાથ પગ વગેરે અવયવો જરા પણ વીસામા સિવાય ચાલ્યા કરે છે, અને તેને લીધે થાક લાગવાથી તેમજ ઉંઘ ન આવવાથી નબળાઇ વધી દરદીનું મરણ થવાનો ભય રહે છે. માટે જ્યાં ઉપાય કરવા છતાં આવા બનાવનો સંભવ જણાય ત્યાં પ્રસવ કરાવવા સિવાય બીજો કોઇ ઉપાય નથી. ઘણું કરીને પ્રસવ કરાવ્યા પછી તરતજ રોગ પોતાની મેળે શાંત થઇ જાય છે. પરન્તુ ફરી બીજીવાર ગર્ભ રહેતી વખતે પાછું એજ દરદ થવાનો ભય રહે છે. આ વાત ધ્યાનમાં રાખીને તન્દુરસ્તી જળવાઇ રહે એવા ઉપાયોની પ્રથમથીજ યોજના કરવી.

૫. સાદો સારો અને પૌષ્ટિક ખોરાક આપવો; દરદીના મનને ઉશ્કેરાવા ન દેવું. આવું દરદ કે હિસ્ટીરીઆવાળી સ્ત્રી તેને ન બતાવવી. તેમજ તેને પોતાના જૂના દરદનું સ્મરણ પણ આવવા ન દેવું.

**સોમરોગ—શ્વેત પ્રદર** (લ્યુકોરીઆ)—સગર્ભાવસ્થામાં અને વિશેષ કરીને ગર્ભાવસ્થાના છેલ્લા છેલ્લા ભાગમાં ગર્ભિણી સ્ત્રીઓના વરાંગમાંથી એક પ્રકારનો શ્વેત પદાર્થનો સ્રાવ થયા કરે છે. આ સ્રાવ વધારે પ્રમાણમાં થતો દેખીને ઘણી સ્ત્રીઓ ગભરાય છે. પરન્તુ જો વિશેષ અગવડ ન પડતી હોય અથવા કષ્ટ ન થતું હોય તો તેનો કોઇ પણ ઉપાય કરવાની જરૂર નથી. પણ ઘણો સ્રાવ થવાથી બાહ્ય જનનેન્દ્રિયમાં ઉત્તેજના ( Iritation–ઇરીટેશન ) અથવા પ્રદાહ ( Inflamation ) થઇ આવે છે. બાહ્ય અને આભ્યંતર ( અંદર ) ભગોષ્ટ ઉપર સોજો ચડી આવે છે, અથવા ધોળા રંગનાં નાનાં ક્ષત ( ધારાં ) પડી આવે છે અને તેથી આખા ઓષ્ઠ ઉપર સોજો તેમજ વેદના થાય છે. ઉપદંશ ન હોવા છતાં માત્ર ઉપરના પ્રવાહીના સ્પર્શથી થયેલી ઉત્તેજનાને લીધેજ ભગોષ્ઠ ઉપર અને વરાંગમાં ગાંઠો (Cordyloma) ઘાલે છે, એ પણ જોવામાં આવ્યું છે. આ ગાંઠો ઉપર મોરથુથુ કે 'સીલવર નાઇટ્રેટ 'નો પ્રયોગ કરવા છતાં કોઇ જાતનું ફળ દેખાતું નથી. પરન્તુ પ્રસવ પછી એ ગાંઠો એની મેળે બેસી જાય છે.

ગર્ભકાળમાં આખા જનનયંત્રમાં રક્તનો ભરાવો વિશેષ રહે છે, અને ઘણે ભાગે, ઉપર જણાવેલ શ્વેત પ્રદરનું તેજ કારણ છે, અને ત્યારે પ્રદરના સામાન્ય ઉપચારોથી આરામ થવાની આશા રાખવી નહિ.

જો સ્રાવ ઘણો થાય છે તો આખો વરાંગ માર્ગ, ગર્ભાશયની ગ્રીવાના બહારના ભાગ પર્યંત, નાનાં નાનાં ક્ષતથી ભરાઇ જાય છે.

**ઉપાય**—૧. દરદીને આરામ આપવો. બહુ ચલનવલન કરવા ન દેવું, જેથી છણાઇને વધારે ચાંદાં ન પડે.

૨. દસ્ત સાફ આવે એવી તજવીજ કરવી.

૩. દેશી ઉપાયોમાં સંશમની નં. જો સાંજ સવાર પંદર પંદર ગોળી દૂધ સાથે આપવી.

૪. આસોપાલવની છાલ તો. ૧, દૂધ શેર ૦ાા, પાણી શેર ૦ાા, ત્રણેને સાથે ઉકાળીને પાણી બળતાં દૂધ રહે તે ગાળીને જરા સાકર નાખીને પાવું.

૫. પાકેલાં કેળાં, મધ અને આંબળાનું ચૂર્ણ ખોરાકમાં રોટલી સાથે ખાવા આપવાં.

૬. સીતોપલાદિ ચૂર્ણ તો. ૦। મધ તથા ઘી સાથે ચાટવા આપવું.

૭. ધોવાની દવાઓમાં—જરૂર જણાય તો ડાક્ટરી સલાહ લેવી અને તેમની સલાહ પ્રમાણે સીલ્વર નાઇટ્રેટનું પ્રવાહી બહુ સંભાળથી વાપરવું, અથવા કારબોલિક એસીડનું નરમ પ્રવાહી સંભાળીને વાપરવું, એવો કેટલાકનો મત છે.

૮. બહાર કરવાના દેશી ઉપાયોમાં—ત્રિફલાનો ક્વાથ, બાવળનાં મૂળની છાલનો ઉકાળો, લીંબડાનાં પંચાંગ (બધાં અંગ)નો ઉકાળો, એમાંની કોઇ પણ દવા બહાર ધોવા લગાડવાને વાપરવી. પરન્તુ વિદ્વાનો કહે છે કે, એવું કાંઇજ કરવાની જરૂર નથી. માત્ર દસ્ત સાફ આવે એટલીજ સંભાળ રાખવી, અને પાચનશક્તિ બરાબર જળવાઈ રહે એવો પ્રયત્ન કરવો; તથા થોડો બોરીક એસીડ સાધારણ ગરમ પાણીમાં મેળવીને તે પાણીના ધીમા પ્રવાહથી (ધારથી) વરાંગપ્રદેશ ધીમે ધીમે ધોવો.

૯. સલ્ફોકારબોનેટ ઑફ ઝિંક. ... ... ગ્રેન ૪

ચોખ્ખુ પાણી.... ... ... ... ઔંસ ૧

બન્ને મેળવીને તે દવા થોડા ગરમ પાણીમાં મીલાવીને તે પાણી પણ ધોવાના કામમાં વાપરી શકાય છે. ધોવાનું પાણી કોકરવણું હોવું જોઇએ, અને ધોવાનું કામ રોજ એકજ વાર કરવું, એ વાત ખાસ ધ્યાનમાં રાખવી.

**ભગકંડુ**—પ્રરાઇટીસ–ઘણું કરીને ગર્ભવતીને ઉપર જણાવેલા શ્વેત પ્રદરની સાથે કે તે વિના પણ ભગના ઉપર સહન ન થાય એવી કંડુ (ખરજ–ચેળ) ઉપડી આવે છે. ઘણું કરીને ગર્ભવતીને થયેલી આવી ખરજમાં કોઇ ઉપાય બહુ કામે લાગતો નથી. તોપણ સાધારણ ઉપાયો કરી જોવા. જુવો સ્ત્રીઓનો વૈદ્ય–પ્રથમ ભાગ, ૧ પૃષ્ઠ ૬૧ થી ૬૭.

૧. ક્લોરોફૉર્મ ડ્રામ ૧ } બન્ને મેળવીને ચોપડવું.
બદામનું તેલ ડ્રામ ૬ }

૨. ગર્ભિણીની આ કંડુ કેટલીક વાર આખા શરીરમાં ફેલાય છે, અને વાળાલોચની પેઠે શરીરે લોચ ચાલે છે. આવે વખતે સ્નાયુઓનું ઉત્તેજન બંધ થવા માટે પોટાશ બ્રોમાઇડ ગ્રેન ૧૫ દીવસમાં ત્રણ વાર આપવો, એમ ડાકટરો જણાવે છે.

૩. બીજી મેધ્ય દવાઓ—મેધ્યરસાયન, શંખાવળી, વગેરે આપવાથી તથા શરીરે માખણ ચોપડવાથી શરીરની ચેળ નરમ પડે છે.

**ગર્ભાશયની સ્થાનચ્યુતિ** (કમળ ખસી જવું)—ગર્ભકાળમાં ઘણી વાર ગર્ભાશય સ્થાનભ્રષ્ટ થાય છે અને તેથી તેને અનેક તરેહનાં કષ્ટ ભોગવવાં પડે છે. કેટલીક વાર તેમાં ગર્ભનો પણ નાશ થઇ જાય છે.

ગર્ભાશયનું અધઃસ્ખલન એટલે નીચે લચી આવી જવું. જો કે આવો બનાવ ક્વચિતજ બને છે અને જ્યાં દેખાય છે ત્યાં એમ સમજવું કે ગર્ભાશય ગર્ભાધાન (conception) થયા પહેલાંજ કાંઇ અંશે ખસેલું હોય છેજ. ગર્ભની શરૂઆતમાં ગર્ભાશય જેટલું ભારે હોય છે એટલું ધીમે ધીમે તે નીચે ઉતરતું આવે છે, અને છેવટ વરાંગમાંથી સંપૂર્ણ બહાર નીકળી પડે છે. ઘણે સ્થળે એટલે ઘણી સ્ત્રીઓને આ દોષ પોતાની મેળેજ શમી જાય છે, કારણકે ગર્ભાશય જેમ જેમ વધતું જાય તેમ તેમ તેનો ઉપરનો ભાગ ચોથા માસથી પાંચમા મહીનામાં બસ્તીગવ્હરની સીમા ઓળંગીને ઉપર વધે છે. તે પછી જેમ જેમ તે ઉપર વધે છે તેમ તેમ ગર્ભાશય પાછું પોતાની મેળે ઉંચું ચડી જાય છે. પછી જો ગર્ભાશય બસ્તિસીમાની ઉપર ન જાય (ગર્ભાશય ઘણું નીચું આવી ગયું હોય ત્યારેજ એમ બને છે) તો તે વખતે ખરેખરી મુસ્કેલી ઉભી થાય છે. આવે વખતે બસ્તિગવ્હરની હાડકાંની બનેલી કઠણ દીવાલોની અંદર બંધાઇ રહીને ગર્ભાશય વધે છે, અને તેથી તે દબાય છે. આ વખતે તેના દબાણથી મળ અને મૂત્રના રસ્તાઓ રોકાય છે, અને તેથી ગર્ભિણી એકી વખતે અનેક વેદનાથી પીડિત થાય છે. આવે વખતે ઘણું કરીને ગર્ભપાત થાય છે. જો કોઇ પણ રીતે જરા પણ નીચું આવેલું ગર્ભાશય પહે-

હેથીજ જાણવામાં આવે તો અત્યંત સાવધાનપણે તેની ચિકિત્સા કરવી, એ જરૂરનું છે.

**ઉપાય**—૧. દરદીને ઉભી રહેવા કે બેસવા દેવી નહિ. બનતાં સુધી પથારીમાં સુવાડી રાખવી. ઝાડે જતાં જોર ન કરવું પડે માટે રોજ પાતળો દસ્ત આવે એવી દવા આપતા રહેવું. જો ખાંસી હોય તો તેનો તુરત ઉપાય કરવો.

૨. ગર્ભના છઠ્ઠા માસ સુધી દરદીને 'હોજીસ પેસરી' નામની કડીઓ આવે છે તે પહેરાવી રાખવી અને એમ કરીને ગર્ભાશયને બરાબર પોતાના સ્થાન ઉપર રાખવાનો પ્રયત્ન કરવો. છઠ્ઠા માસ પછી ગર્ભાશય વધારે નીચે ઉતરતું નથી.

૩. પ્રસવ પછી સુવાવડીને ઘણા દીવસો સુધી ઉઠવા બેસવા દેવી નહિ. પથારીમાંજ સુવાડી રાખવી અને બની શકે એટલા તન્દુરસ્તી સાચવવાના ઉપાયો કરવા. આમ કરવાથી કુદરતી નિયમ પ્રમાણે ગર્ભાશયનો સંકોચ થશે, તે તેના સ્થાનમાં જશે, અને સ્થાનભ્રષ્ટપણું દુર થશે. શરીરમાં શક્તિ આવી ગયા પછી ફરી તુરતમાં સ્થાનચ્યુતિ થશે નહિ.

**ગર્ભાશયનું પશ્ચાદ્વિવર્તન**—પાછળ નમી જવું–Retroversion–આ દરદના સંબંધમાં થોડું પહેલા ભાગમાં લખાઇ ગયું છે. સગર્ભાવસ્થામાં એ શું પીડાઓ કરે છે, તે જાણવા માટે તેનું અત્રે સિંહાવલોકન જરૂરનું છે. ગર્ભાશય સ્વાભાવિક રીતે બસ્તીના પોલાણની અક્ષરેખાનુસાર રહે છે, એટલે કે તેનો ઉપરનો ગોળ ભાગ સામો પ્યુબીક સંધિ તરફ સહેજ નમેલો હોય છે અને તેની ગ્રીવા વરાંગપથની પાછલી એટલે નીચેની દીવાલ સાથે લાગેલી હોય છે. ગર્ભાશયની આ અવસ્થામાં ગર્ભ રહેવાથી તે વધતાં વધતાં આના પાસેજ બસ્તીના પોલાણથી ઉપર સુધી વધી શકે, એ દેખીતું છે. પરન્તુ જો એથી ઉલટી અવસ્થા હોય એટલે કે ગર્ભાશયનો ઉપરનો ગોળ ભાગ પાછળ તરફ નમી આવ્યો હોય તો સગર્ભાવસ્થામાં ઘોર આપત્તિ ઉભી થાય છે.

**લક્ષણ**—શરૂવાતમાં દરદીને પેસાબમાં હરકત થાય છે. મૂત્રનળી ઉપર ગર્ભાશયના મુખનું દબાણુ થવાથી મૂત્ર એક ધારે નીકળી શકતું નથી. જેટલું નીકળે છે તેની અપેક્ષાએ થોડું ઘણું મૂત્રાશયમાં હમેશાં એકઠું થઇને છેવટ મૂત્રાશય અત્યંત ભરાઇ જાય છે, અને મૂત્રાશય અત્યંત ફૂલી જવાથી મૂત્રાશયની અંદરની પેશીઓ લાગણીથી શૂન્ય થઇ જાય છે તેથી પછી દરદીને પેસાબ કરવાની ઇચ્છા પણુ થતી નથી, અને ઇચ્છા કરવાથી પેસાબ થતો પણુ નથી. આ અવસ્થામાં વચ્ચે વચ્ચે ખાસ કરીને હાલતાં ચાલતાં એની મેળે કેટલુંક મૂત્ર બહાર નીકળી પડે છે, અને દરદી એમ ધારે છે કે પોતાને પેસાબ જોઇએ એવો થયો છે. તેમાં બીજું એ પણુ કારણુ છે કે, દરદીને ઇચ્છા થતી નથી. શરૂવાતમાં પેડુનો ભાગ ફૂલતો જાય છે તેના તરફ દરદીનું લક્ષ જતું નથી. કેટલીક વાર મૂત્રનળી એવી રીતે બંધ થાય છે કે, શરૂવાતમાં પેસાબ થતો નથી તેથી દરદીને હાથેપગે સોજા પણુ આવે છે. આવી રીતે પેસાબના કષ્ટ સાથે ક્રમે ક્રમે ઝાડાના સંબંધમાં પણુ ગોડમાલ ઉભી થાય છે. ગર્ભાશયનો વધેલો ગોળ ભાગ સરલાંત્રની ઉપર દબાય છે અને તેથી ઝાડો નીકળી શકતો નથી. એમાં વળી જો ગર્ભાશયનો ગોળ ભાગ ( ફન્ડસ ) વધીને સરલાંત્રના નીચલા ભાગ ઉપર પડે છે તો ઝાડાની કબજીયત સાથે પેટમાં ચૂક આંકડી આવવી શરૂ થાય છે. કારણુકે આ તરફ હવે ગર્ભાશયને આગળ વધવાની જગા ન મળવાથી બસ્તીની દીવાલમાં તે દબાય છે, અને તેથી પેડુના ભાગમાં ચૂંક, ભરાવો, વગેરે કષ્ટ થાય છે. એમ કરતાં જો ગર્ભાશય બળાત્કારે પાછળ તરફ સરે તો ઉપરના કષ્ટમાં પણુ વધારો થાય છે, અને વેદના સોગણી વધે છે.

**રોગનિર્ણય.**—આ અવસ્થાનો નિર્ણય કરવો કઠણુ નથી. વરાંગ પરીક્ષા ( Vaginal examination ) કરવાથી આંગળીને એક ગોળ સુંવાળી સ્થિતિસ્થાપક ગાંઠ જેવું લાગે છે અને તે બસ્તીગહ્વરના પાછળ નીચેના ભાગમાં થઇને વરાંગ પ્રણાલીની નીચેની દિવાલને નીચેથી ધક્કો આપી રાખતું હોય એમ જણાય છે. આ ગોળ

ગાંઠ તે બીજું કાંઇ નહી પણ પાછળ નમેલ ગર્ભાશયનો ગોળ ભાગ જ ( ફન્ડસ ) છે. હવે આ વખતે એ ગોળ ગાંઠની પાસેથી સામે ઉપરના ભાગમાં આંગળી સેરવવાથી પ્યુબીક સંધિના પાછલા ભાગમાં ગર્ભાશયની ગ્રીવાનું દબાણ મૂત્રનળી ઉપર થયેલું જણાશે. કોઇ કોઇ સ્થળે ગર્ભાશયની ગ્રીવા એટલી બધી નીચે ઉતરી આવે છે, અને ગર્ભાશયની ગ્રીવા એટલી બધી ઉંચી ચાલી જાય છે કે, આંગળીથી તેને સ્પર્શ સરખો પણ થઇ શકતો નથી, તેમજ પેટ ઉપર હાથ મુકવાથી ગર્ભાશયનો તલભાગ એટલે ગોળ ભાગ હાથને લાગતો નથી. બે હાથે બરાબર સાવધાનીથી પરીક્ષા કરતાં ગર્ભાશયની શિથિલ અને સંકુચિત અવસ્થાનો આપણે અનુભવ કરી શકીએ છીએ. બીજા કોઇ પીંડમાં એમ થતું નથી, તેમજ તેમ તે પીંડ ઉપર બીજાં પણ કેટલાંક ગર્ભનાં લક્ષણો માલમ પડે છે.

**છેલ્લું ફળ**—આ દરદનો અનુક્રમ અને છેલ્લું ફળ અનેક રીતે આવતું દેખાય છે. કોકવાર ગર્ભાશય કેટલાક દિવસો સુધી બસ્તિના પોલા ભાગમાં બંધાયેલું રહી પાછળથી પોતાની મેળેજ ઉપર પેટમાં ચડી જાય છે અને તેની સાથેજ ઝાડા પેસાબની અડચણ, ચૂંક, વગેરે બધી વેદનાઓ પણ દુર થઇ જાય છે. પરંતુ પોતાની મેળે આવું શુભ પરિણામ આવવું એ કોઇ વિરલ કેસમાં જ બને છે. વળી જો વખત જોઇને વેળાસર વૈદ્ય ગર્ભાશયને પોતાને ઠેકાણે બેસાડવાની પેરવી ન કરે તો પારણામે ગર્ભસ્રાવ કે તેથી પણ કોઈ વિષમ પ્રકારની પીડા પેદા થાય છે. હમણાં જ મેં ઝાડેશ્વરમા એક સ્ત્રીને મરતાં બચેલી જોઇ છે. ચાર દિવસ કષ્ટ પામ્યા પછી મરેલું છોકરૂં આવ્યું હતું. સુવાવડ પછી દરદના ઉપચાર માટે એ બાઇ પૂછવા આવી હતી. ઘણે ભાગે, આ દરદના પરિણામે નીચેની પીડાઓ થવાનો વધારે સંભવ છે.

૧. મૂત્રનળી ગર્ભાશયની ગ્રીવા મારફત રોકાયલી હોવાથી મૂત્રનો ત્યાગ થઇ શકતો નથી. વળી એથીં આગળ વધીને મુત્રાશય ઘણું ભરાઇ જઇને ફાટી જાય તો આખા પેટના પડદાનો વરમ (પેરીટો નાઇટીસ )થઇ આવે છે, અથવા ભરાઈ રહેલો પેસાબ જાતે પાકીને મુત્રાશયમાંજ વરમ પેદા કરે છે. યુરીઆ, યુરિક એસીડ, વગેરે વગેરે

કચરો લોહી સાથે મળીને ‘યુરિમિઆ’ નામનો રોગ પેદા કરે છે.

૨. બીજા હાથ ઉપર ગર્ભાશય બસ્તીની અંદર દબાતાં દબાતાં તેનો પોતાનોજ પ્રદાહ પેદા થઈ જાય છે અને તે પ્રદાહ વધતાં વધતાં ગર્ભાશયની દીવાલો પાકી જાય અને કદાચ ગર્ભિણીના પ્રાણ ન નીકળી જાય તોપણ ગર્ભાશયની અંદરનો પદાર્થ સરલાંત્ર વરાંગ માર્ગની દીવાલને ભેદીને અંદરથી ધીમે ધીમે ઘણે દિવસે બહાર પડે છે. માટે કહેવું જોઇએ કે પહેલેથી જો એવા દરદની ઉપેક્ષા કરવામાં ન આવી હોય અથવા કુચિકિત્સા* કરવામાં આવી ન હોય તો આવું ભયંકર પરિણામ આવવાનો ભય રહે નહી, માટે જેમ બને તેમ વેળાસર ઉપાય કરવો એ સારૂં છે.

**ઉપાય**—૧. ગર્ભાશય સ્થાનચ્યુત છે, એ વાત નક્કી થયા પછી જેમ બને તેમ તેના ઉપાયો જલદી લેવા; કારણ કે જેટલા દિવસો જાય છે તેમાં ગર્ભાશયનું કદ વધતું જાય છે અને એટલી મુશ્કેલી પણ વધતી જવાની. આ દરદમાં ગર્ભાશયના નીચે આવી ગયેલા ઉપરના ભાગને સેક્રમ (સેક્રોવર્ટીબલ પ્રોમેન્ટરી) નામના કરોડના છેલ્લા હાડકાના ટેકરાવાળા ભાગની ઉપર લઇ જવું, એજ મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ; એટલા માટે પ્રથમ તો દરદીને પેસાબ કરાવીને તેનું મૂત્રા-

---

* આપણા દેશની સ્ત્રીઓ ઘણીજ ઘણીવાલી હોય છે, અને તેથી ખોટી શરમમાંજ રહે છે. મને એવું કહેનારી બેનો મળી છે કે મરી જવાશે તો વહેલું વહેલું પણ મારે એવા ઉપાય કરાવવા નથી અને કોઇને દરદ બતાવવું નથી. તમારી દવાથી મટે એવું હોય તો દવા આપો. એમ ન કરતાં સારે ભાગ્યે અત્યારે આપણા દેશમાં સારી મીડવાઇફો ભલે થોડી અને મોંઘી પણ છે, મીશનરીઓનાં સ્ત્રીઓનાં દવાખાનાંઓ પણ છે, તો તેનો આશ્રય લેવો જોઈએ, અથવા સારા વૈદ્યો કે ડોક્ટરો એ આપણા ભાઇઓ કે પુત્ર છે, એવું ગણીને તેના હાથથી ઉપચાર કરવામાં શરમ ન રાખવી. પરંતુ જેને અત્યારે દાયણ કહેવામાં આવે છે અને જે વર્ગ એ ધંધો કરે છે તે તદ્દન મૂર્ખ હોય છે તેથી તેમને હાથે કુચિકિત્સાજ થાય છે. પણ દુર્ભાગ્યે આપણી બહેનોને એ મૂર્ખ વર્ગની સૂયાણીઓનો ઘણો વિશ્વાસ હોય છે અને તેઆને હાથે ઘણીવાર કુચિકિત્સાજ થયાનો સંભવ છે. વાંચો “ધાત્રી શિક્ષા”.

શય નાનું કરી દેવું જોઇએ. આ અવસ્થામાં મૂત્રનળી ગર્ભાશયની ગ્રીવાથી અત્યંત ખેંચાએલી હોય છે, અને તેથી હોવી જોઇએ તેના કરતાં ઘણી લાંબી થઈ ગએલી હોય છે. માટે સ્ત્રીઓને પેસાબ લાવવા માટે વપરાતી સળીને બદલે પુરૂષોને માટે વપરાતી સળી ( ઇલેસ્ટીક કેથીટર ) વાપરવી એ સારૂં છે, અને કદી એ સળી પણ મૂત્રનળીમાં ન જાય તો પછી તરતજ વિદ્વાન જિતહસ્ત ડાકટરની સલાહ પ્રમાણે પ્યુબિક સંધિથી ૧–૨ ઇંચ ઉપર પેટની દિવાલમાં એસ્પીરેટર મારફત છિદ્ર પાડી નળી મૂકીને પેસાબ કાઢી લેવરાવવો. એવી રીતે પેટમાં નળી મૂકીને પેસાબ કાઢી લેવારાવવાથી કોઇ જાતનું નુકશાન થતું નથી. ઘણાઓએ એ પ્રમાણે કર્યું છે અને ઘણી સ્ત્રીઓના પ્રાણ બચ્યા છે. પરંતુ ઘણાજ થોડા કેસોમાં એવી રીતે પેસાબ કાઢવાનો વખત આવે છે.

૨. **ગર્ભાશયને સ્વસ્થાને લાવવાના પ્રકાર**—ઉપર જણાવ્યા પ્રમાણે મૂત્રાશય ખાલી થયા પછી તેમજ પીચકારીથી આંતરડાં ધોઇ નાંખ્યા પછી ગર્ભાશયને સેરવવાનો પ્રયત્ન કરવો જોઇએ. જો સ્થાનચ્યુતિ ઘણા વખતની ન હોય, પણ થતું દરદ હોય તો બળપૂર્વક તાણાતાણ કરીને ગર્ભાશયને સેરવવાની મહેનત કરવાની જરૂર નથી, પણ વરાંગપથમાં પાણીથી ભરેલી એક કોટચુક બેગ ( Coutchouc bag ) રાખવી એ સર્વોત્તમ ઉપાય છે. આ કોથળી દેખાવમાં તુંબડી જેવી હોય છે, અર્થાત ઉપરથી મોટી અને નીચેથી સાંકડી હોય છે. આ સાંકડા ભાગની સાથે એક રબરનો નળ લગાડેલો હોય છે. પીચકારી મારફત એ નળમાં થઇને થેલીને મોટી કરી શકાય છે. પ્રથમ જેટલું જળ દરદી સહન કરી શકે એટલું જળ થેલીમાં જવા દેવું. પછી એટલા જળનું દબાણ સહન થઇ શકે એટલે વળી થોડું વધારે પાણી અંદર જવા દેવું. એ પ્રમાણે ક્રમે ક્રમે થેલી જેટલી મોટી થતી જાય તેના દબાણથી ગર્ભાશય પણ તે પ્રમાણે ઉપર સરતું જાય છે. દરદીને પેસાબ કરવાની ઇચ્છા થાય તે વખતે થોડીવાર માટે એકદમ બધું જળ બહાર કાઢીને પાછું તરતજ એકદમ થેલી ભરી દેવી જોઇએ. ડૉ. પ્લેફેર સાહેબ કહે છે કે, આમ કરવાથી ઘણીવાર

૨૪ કલાકમાંજ ગર્ભાશય પોતાના સ્થાનપર આવી ગયાના ઘણા દાખલાઓ જોવામાં આવ્યા છે. બની શકે તો સર્વથી પહેલાં આ ઉપાય કરી જોવો, એ ઉત્તમ છે. જો પાણીનું દબાણ નિષ્ફળ જાય તો પછી નીચેના ઉપાયથી ગર્ભાશયને સ્વસ્થાને લાવવાનો પ્રયત્ન કરવો.

૩. દરદીને બીછાનામાં જરાક ડાબે પડખે ઉંધું સુવારવું. પેટ નીચે એક તકીઓ રખાવી નિતંબ પ્રદેશ (કુલો) બીછાનાની કોર ઉપર ઉંચો રખાવવો. બંને ઘુંટણ વળાવી દેવાં (જુવો ચિત્ર ૫ મું, "ધાત્રીશિક્ષા" વૉલ્યુમ ૧ લું). ઉપર પ્રમાણે દરદીને બરાબર સુવાડયા પછી ચિકિત્સાનો આરંભ કરતાં પહેલાં ક્લોરોફૉર્મ આપીને તેને સંપૂર્ણ અચેતન કરવાની જરૂર છે. જો ક્લોરોફૉર્મ ન આપ્યું હોય તો ઇચ્છા પ્રમાણે હસ્તપ્રવેશ થઇ જોઈતું કામ થઈ શકશે નહિ. વિશેષમાં વળી ક્લોરોફૉર્મ આપ્યું હોય તો બધા તંતુઓ ઢીલા થવાથી ચિકિત્સા કરવામાં વધારે સરલતા પ્રાપ્ત થાય છે. આટલી ક્રિયા સિદ્ધ થયા પછી કામ કરનારે પોતાના ડાબા હાથની એક કે બે આંગળીઓ દરદીના ગુદદ્વારમાં ઘાલવી. જો ક્લોરોફૉર્મનું કામ સંપૂર્ણ થયું હશે તો બહુ સાવધાનપણે આખો હાથ પણ ધીમે ધીમે ઘાલી શકાશે અને તે મારફત ગર્ભાશયના પાછલા ગોળ ભાગને આસ્તે આસ્તે સેક્રોવર્ટીબલ ઉચ્ચતા-બરડાનાં છેલ્લાં હાડકાને લગતી ઉંચાઇના ઉપર લઇ જઈ શકાશે. આની સાથે જ વરાંગ માર્ગમાં જમણા હાથની આંગળી નાખીને તે મારફત ગર્ભાશયની ગ્રીવાને નીચે તાણી લાવવી પડશે. ગર્ભાશયના તલપ્રદેશને એટલે ગોળ ભાગને ઉપર સેરવતી વખતે એમાંથી ગમે તે એક બાજુએ જરાક પાસાંમાં (સેક્રોઈલ્યાક સંધિ તરફ) નમાવી લેવો પડશે, કારણ કે નહિ તો તે સેક્રોવર્ટિબલ ઉચ્ચતા પાસે ભરાઇ રહીને આગળ સરશે નહિ. એમ ન બની શકે તો કેવળ વરાંગમાંજ હાથ નાખીને ગર્ભાશયને ફેરવવાની પણ ચેષ્ટા થઈ શકે છે. પહેલાં હાથની મુઠી વાળીને તે મારફત વરાંગની દીવાલના પાછલા ભાગમાં રહેલી ગાંઠ ઉપર ઉપરના ભાગ તરફ દબાણ કરવું, તેથી તે ગાંઠ એટલે ગર્ભાશયનો ગોળ ભાગ ઉપર સરી જશે. ઉપર પ્રમાણે ગર્ભાશય સ્વસ્થાને પોહોંચ્યા પછી એક મોટી હોજ્જ્સ પેસરી (બંગડી)

પહેરાવી મુકવી, જેથી તે પાછું સરી ન જાય, અને દરદીને કેટલાક દિવસો સુધી પથારીમાં આરામ આપવો, તથા કોઇ પણ અડચણ વગર મળમૂત્ર આવ્યા કરે, તેનું લક્ષમાં રાખવું. એકવાર ગર્ભાશય સારી રીતે પોતાને સ્થળે બેઠું હશે તો તે ફરીને એકદમ ખસી જશે નહિ.

**ગર્ભાશય ઠેકાણે ન આવે તો શું કરવું ?**—ઉપર જણાવેલા ઉપાયો બરાબર અજમાવ્યા છતાં ગર્ભાશય ઉપર સેરવી શકાય નહી, તો પછી ગર્ભ નાશ કરવો, એજ દરદીને બચાવવાનો ઉપાય છે, બીજો કોઇ રસ્તો નથી. આ સ્થળે પ્રથમ ગર્ભજળત્વચા ભેદીને અંદરનું પ્રવાહી[1] ( લાઇકર એમોનિયાઇ ) બહાર કાઢી નાખવું. ગર્ભજળ નીકળી જવાથી ગર્ભાશય ઘણું જ નાનું થઇ જશે, એટલે પહેલાં કરતાં સેરવવામાં સહેલું પડશે. તેમજ તેની અંદરનું જળ ઓછું થવાથી આસપાસના અવયવો ઉપરનું તેનું દબાણ પણ ઓછું થશે. આગળ કહેવાઇ ગયું છે કે, કોઇ કોઇ સ્થળે ગર્ભાશયની ગ્રીવા એટલી બધી ઉંચે વહી જાય છે કે આંગળીએ તેનો સ્પર્શ સરખો થઇ શકતો નથી. જો આમ બન્યું હોય તો એરપીરેટર મારફત ગર્ભાશય ખાલી કરાવવું. આ કામ સર્જનોનું છે. વૈદોનું નથી. વરાંગમાંથી કે સરલાંગમાંથી ઉપરનો નળ દાખલ કરી શકાય છે. ગર્ભાશયની દીવાલમાં એક સૂક્ષ્મ છિદ્ર કરવામાં કાંઇ વિશેષ હાનિ થતી નથી; છતાં તે નષ્ટ કરતાં દરદીને એમનું એમ પડી રહેવા દેવાથી વધારે હાનિ થવાનો સંભવ છે. ગર્ભાશય નાનું થાય એટલે તેને સ્વસ્થાને બેસાડીને પછી અંતર્ગત પદાર્થને એટલે ગર્ભને બહાર કાઢી નાખવો–ગર્ભાપાત કરાવવો.

ગર્ભિણીના સંબંધમાં ગર્ભને લીધે જ થનારા રોગોનું વર્ણન ઉપર કરવામાં આવ્યું. હવે ગર્ભિણીના બીજા કેટલાક રોગો એવા છે કે ગર્ભકાળ સિવાય પણ લાગુ પડી શકે; તેમજ બીજાં તન્દુરસ્ત મનુષ્યોને પણ લાગુ પડી શકે. જો એજ રોગો સગર્ભાવસ્થામાં થાય તો સંતાનને અથવા સંતાન અને માતા બંનેને ભયજનક છે. હવે પછીના પ્રકરણમાં તેનું વર્ણન પણ ટુંકામાં કરવામાં આવશે. આંહી સુધીનું

---

૧. ડસીઓ.

ગર્ભિણીના રોગોનું ઉપલું વર્ણન 'યોગમાધવ' નામના પુસ્તક ઉપરથી ડૉ. સર ભાલચંદ્રે પોતાના પુસ્તકમાં એક ટીપ આપી છે તે ઉપરથી લેવામાં આવેલ છે. તે ટીપ નીચે મુજબ છેઃ—

**शूलातिसारो वमथुर्हल्लासो बद्धविद्कता । उरोविदाह स्वयथुर्मुखे पादेच मूर्छिनरुक् ॥ कचिन्मूर्छा श्वासरोधः श्वासोऽस्रष्टीवनं तथा । कासाऽर्शांसि स्वप्ननाशः दंतशूलश्च कामला ॥ अंगसादः प्रसेकश्च हृत्कुक्षस्तथैवच । धनुस्तंभः पक्षवधो भ्रंशो गर्भाशयस्य च ॥ एकांगरोग: ( કોરીઆ ) शूलश्च गर्भस्पंदसमुद्भव: । इत्येते व्याधयः स्त्रीणां गर्भिणीनां भवंति ये । यथोक्तैस्तान् मृदुसुखैरातिक्ष्णैरौषधैर्जयेत् ॥**

**ગર્ભિણીને તથા ગર્ભને નુકસાન કરનારા રોગો.**

૧. વસંત રોગ—શીતળા. ( સ્મૉલ પૉક્સ ).
૨. ઓરી.
૩. સંતત જ્વરના પ્રકારો ( કન્ટીન્યૂડ ફીવર્સ. )
૪. ન્યૂમોનિઆ ( કર્કટક સન્નિપાત ).
૫. ક્ષયરોગ.
૬. હૃદ્રોગ.
૭. ઉપદંશ.
૮. અપસ્માર.
૯. નેત્રરોગ.
૧૦. ફલકોષગ્રંથી.
૧૧. એક્યુટ યલ્લો એટ્રોફી ઑફ ધી લીવર ( હારિદ્રક ).
૧૨. ગર્ભાશય ઉપરનું દુષ્ટ ક્ષત ( કેન્સર ઑફ ધી યુટેરસ ).

**શીતળા** ( સ્મૉલ પૉક્સ )—આ દરદ આપણા દેશમાં ઘણું જાણીતું છે. બંગાલામાં તેને વસંતરોગ કહે છે. એ રોગ ગર્ભવતી સ્ત્રીઓના પક્ષમાં ઘણું ભયાનક ગણાય છે. જો કે સારે ભાગ્યે આ રોગ મોટી ઉમરનાં માણસોને થતો નથી, તેમ જ શીતળા કઢાવવાથી ફરી એ રોગ થતો નથી એવું મનાય છે, તોપણ તેમાં કેટલું સત્ય છે, તેનો મને વિશ્વાસ નથી. પરન્તુ જ્યાં એ રોગ મોટી ઉમરમાં થાય ત્યાં તો ભયંકર ગણાય છેજ. તેમાં પણ ગર્ભિણીને થાય ને બહુ ઘાટા દાણા નીકળે તે સ્થળે તો માતા અને બાળક બન્નેનું મોત થાય

છે, અને જ્યાં દાણા થોડા નીકળે અને છુટા છુટા હોય ત્યાં માતાના પ્રાણને બહુ ભય નથી, પરંતુ ગર્ભ તો એની ગરમીથી જરૂર નષ્ટ થઇ જાય છે. કોઇ કોઇ વાર ગર્ભ પણ બચી જાય છે, અને જો સગર્ભાવસ્થામાં માને શીતળા નીકળ્યા છતાં સંતાન જીવતું રહે તો પછી તેને પોતાની જીંદગીમાં શીતળાનો રોગ થતો નથી. જો એવાં બાળકને શીતળા નીકળવાનાં હોય તો પેટમાં જ અથવા જન્મ પછી તરત જ નીકળે છે.

**ઉપાય.**—૧. પટોળાદિ ક્વાથ[1] તો. ૨ પાણીમાં ઉકાળીને તો. ૫ પાણી બાકી રહે ત્યારે તે પાણી ગાળી પાઇ દેવું. આ ઉકાળો ઝાડેશ્વરમાં મેં આ રોગમાં વાપર્યો હતો.

૨. અમૃતાદિ ક્વાથ.[2]—ઉપરની રીતે જ ઉકાળીને પાવો.

**ઓરી** ( મીઝલ્સ–measles )—આ દરદનું બંગાળી ભાષામાં નામ હામજવર છે. આ દરદ શ્વાસનળીની સખત શરદી અને તેની સાથે ચામડી તેમ જ શ્લેષ્મત્વચાના એક પ્રકારના દાહ સાથે થાય છે. તેની સાથે શરીર ઉપર ઝીણા ઝીણા દાણા નીકળે છે. આ એકદમ ફાટી નીકળતું ચેપી દરદ છે. આ દરદમાં તાવ એક સાથે ભરેલો જ રહે છે. જ્યાં થાય છે ત્યાં જનપદવ્યાપક ( બધા પ્રદેશમાં વ્યાપેલા ) રૂપમાં ફેલાય છે. આવા જાણીતા રોગનું વર્ણન આથી વિશેષ જરૂરનું નથી, એમ લાગે છે.

આ તાવ ગર્ભિણીને બહુ પ્રબળ રૂપમાં આવે તો ગર્ભપાત થવાનો ભય રહે છે. એની સાથે ફેફસાંનો દાહ ( ન્યૂમોનિયા ) એટલે કર્કટક સન્નિપાત થાય તો ગર્ભિણીના પ્રાણ લઇને જ જાય. જો રોગનો હુમલો બળવાન ન હોય તો માતા તથા બાળક બન્ને બચી જાય છે. કેટ-

---

૧. પટોળ, ગળો, મોથ, અરડુસીનાં પાન, જવાસાનાં મૂળ, કરીઆતુ, લીંબડાની અંતરછાલ, ખડસલીઓ, એટલી વસ્તુ સમાનભાગે ખાંડીને તૈયાર કરવો.

૨. ગળો, અરડુસીનાં પાન, કડવાં પરવળનાં પાન, મોથ, સપ્તપર્ણ, ખેર, કાળું નેતર, લીંબડાનાં પાન, હળદર. દારૂહળદર–સમાનભાગે કરેલો ક્વાથ.

કોઈકવાર મા મારફત બચ્ચાના શરીરમાં ઉપરનો તાવ દાખલ થયાના દાખલાઓ નોંધાયા છે.

**ઉપાય***—સન્નિપાતને લગતા શઠયાદિ ક્વાથ[1]—અથવા ખાંસીનો કાઢો (પ્રખ્યાત ફાર્મસીઓ બનાવે છે), શીતળામાં લખેલા ઉપાયો, વગેરે આપવા. દશાંગ લેપનો શેક કરવો. સુદર્શન ચૂર્ણ આપવું.

**સંતતજ્વરના પ્રકારો**—ગર્ભવતી સ્ત્રીને કોઇ પણ પ્રકારનો અવિરામ ( અણઉતાર ) પ્રબળ જ્વર આવ્યો કે, ગર્ભનાશનો વિલક્ષણ ભય ઉત્પન્ન થાય છે. ૨૨ ગર્ભવતી સ્ત્રીઓને ટાઇફૉઇડ ( પ્રલાપક જ્વર ) જ્વર આવેલો તેમાંથી ૧૬ સ્ત્રીઓને ગર્ભપાત થયો હતો, એવાં વર્ણનો વાંચ્યાં છે. તાવમાં ગરમી વધે ત્યારથી જ બચ્ચાના ઉપર મોતનો ભય આવી જાય છે, ૧૦૪ કે તેથી વધારે ગરમી થાય ત્યારથી જ દરદી અને તેના ગર્ભના સંબંધમાં ચિંતા વધે છે.

**ઉપાય**—આવા સંતતજ્વરોમાં બીજા સાહસિક ઉપાયો કરવા કરતાં માત્ર સુદર્શન ચૂર્ણ રાત્રે પાણીમાં ભીંજવીને સવારે પાયા કરવું એજ સારૂં છે.

**ફેફસાંનો દાહ** ( ન્યૂમોનિયા–કર્કટક સન્નિપાત )—ગર્ભવતી સ્ત્રીઓને ન્યૂમોનિયા થાય એ સર્વેથી વધારે ભયંકર છે. ડૉ. ગ્રીસોલ ( Dr. Grisolle ) કહે છે કે તેણે ૧૫ સ્ત્રીઓમાંથી ૧૧ ને મરણ પામતાં જોઇ છે. વળી તે ૧૫ સ્ત્રીઓમાંની ઘણીખરીને ગર્ભસ્રાવ થઇને મૃતસંતાન ( મરેલાં બાળક ) બહાર પડેલાં છે.

**ઉપાય**—મેં પોતે આ દરદની ચિકિત્સા કરી નથી. પરન્તુ આ દરદમાં શઠયાદિ ક્વાથ જેવી બીજી કોઇ પણ દવા ઉપર મને પોતાને વિશ્વાસ નથી. એ ક્વાથ આપવાથી બેમાંથી એક જીવ એટલે મા તો

* ગર્ભિણીના આ દરદના ઉપાય મીડવાઇફરીના પુસ્તકમાં મારા જોવામાં આવ્યા નથી.

૧. શઠ કચુરો, કઠ, ભોરીંગણીનાં મૂળ, કાકડાશીંગ, કરીઆતુ, અરડુસીનાં પાન, ધમાસાનાં મૂળ, ગળો, સુંઠ, કાળીપાડનાં મૂળ, કડુ–સરખે વજને.

બચવી જ જોઇએ, એમ હું માનું છું. દરદીની છાતીએ પોટીસનો કે અળસીનો શેક કરવો. સુંઠ અને સાબરશીંગુ ઘસીને શૂળની જગાએ ચોળવું. ઓરડાની હવા વરાળથી ગરમ તથા ભીની રાખવી, કાંજી કે દુધ સિવાય બીજો ખોરાક ન આપવો.

**ક્ષયરોગ**–( થાઇસીસ )—સગર્ભાવસ્થામાં ક્ષયરોગ વધી શકતો નથી. આ ઉપરથી પહેલાં તો કેટલાક એવું માનતા હતા કે ગર્ભ રહે ત્યારથી ક્ષયરોગ અટકી જ જાય છે. ભરૂચના એક સ્નેહી વૈદ્ય કહે છે કે જે સ્ત્રીને ગર્ભ રહે એને ક્ષય ન હોય. પરન્તુ અત્યારે એ માન્યતા ખોટી પડી છે; તેમજ પ્રસવ પછી ક્ષયરોગ તરતજ ઘણી ઝડપે વધે છે. વળી ક્ષયવાળી સ્ત્રીઓનો ગર્ભ એકદમ વધતો નથી. તેનું કારણ ખરી રીતે તો એમજ લાગે છે કે, ઉપરના રોગની સાથે કોઇને કોઇ ગર્ભાશય સંબંધી પીડા ( વિશેષ કરીને પ્રદર ) હોય છે. ઘણું કરીને પોષણ વગરનાં નબળાં શરીરમાં જ ક્ષય રોગનું જોર વધે છે. ગર્ભાવસ્થામાં સંતાનનું પોષણ કરવાની મહેનત, તે પછી પ્રસવકાળની વેદના, અને રક્તસ્રાવને લીધે ઉપજેલો પરિશ્રમ એ સર્વ સ્ત્રીના શરીરને વધારે નરમ બનાવી દે છે, અને તેથી જ ક્ષયરોગ એ વખતમાં વધારે જોરમાં હુમલો કરે છે.

**ઉપાય**—૧. ખરેખરો ક્ષયજ હોય તો એ અસાધ્ય દરદ છે, છતાં પણ સગર્ભાવસ્થામાં એ ક્ષયરોગના ઉપાયો ચાલુ રાખવા. શરીરે તેલ ચોળાવવું. માંસ ખપતું હોય તેને હમેશાં ખોરાકમાં કુકડાનાં ઇંડાં દુધ સાથે આપવાં. બીજા પણ જાંગલ સૂપ પીવા આપવા.

૨. **દેશીઉપચારોમાં**—"ચ્યવન પ્રાશ અવલેહ" (જીવન) "અગસ્ત્ય હરિતકી અવલેહ" "સંશમની નં. ૨ જો," ફાયદો કરે.

૩. "અમૃતાર્ણવરસ"—અમૃતાર્ણવરસ[૧] દરરોજ ાા થી ૧

---

૧. रसभस्म त्रयोभागा भागैकं हेमभस्मकं । सर्वांशममृतासत्वं सितामध्वाज्य मिश्रितं ॥ दिनेकंमर्दयेत्खल्वे माषेकं भक्षयेत्सदा । कृशानां कुरुते पुष्टि रसायन ममृतार्णवः ॥ अश्वगंध पलार्धंच गर्व-क्षीरः पिबेदनु ॥

માસા સુધી મધ સાકર તથા માખણ સાથે ચાટીને ઉપરથી અશ્વગંધા (આસધ)નું ચૂર્ણ નાખીને સિદ્ધ કરેલું દુધ પાવું. અશ્વગંધ તો. ૩, દુધ તો. ૨૦, પાણી શેર ૧, ત્રણે ઉકાળવાં; દુધ બાકી રહે ત્યારે તે દુધ ગાળી લેવું. તેમાં થોડી સાકર નાખીને પાઈ દેવું. ક્ષયને માટે આ ઉપાય પણ સારો છે.

૪. વસંત માલતી રસ વાલ ૧, સીતોપલાદિચૂર્ણ તો. ૦। અભ્રકભસ્મ વાલ ૧, ત્રણેને મેળવીને મધ તથા માખણ સાથે ચાટવું. તેના ઉપર ઉપર જણાવેલું અશ્વગંધાવાળું દુધ પીવું.

૫. સુવાવડમાં અને સુવાવડ ગયા ગછી તરતજ દરદીની તન્દુરસ્તી જલદી વધે એવા ઉપાયો કરવા. આ પુસ્તકના પ્રથમ ભાગમાં પૃષ્ટ ૯૨–૯૩ ઉપર જણાવેલા ઉપાયો પણ અજમાવી જોવા.

હૃદરોગ—(હાર્ટડિઝીઝ)—આ રોગ પ્રથમથી હોય ને તેમાં ગર્ભ રહે તો ગર્ભિણીના જીવના સંબંધમાં વધારે ચિંતા ઉભી થાય છે. એનાં કારણો એવાં છે કે, વિકાર પામેલ હૃદયયંત્રની ક્રિયાને બરાબર ચાલવા માટે હૃદયયંત્રને કુદરતી કરતાં કાંઇક મોટું થવું પડે છે, તેમજ તેની સ્નાયુમય દિવાલો પણ જાડી હોય છે. હવે જ્યારે રોગ વિગેરે કાંઇ પણ કારણથી શરીરનું પોષણ ઓછું થાય છે ત્યારે સ્વાભાવિક કરતાં ઉપર જણાવ્યા પ્રમાણે, મોટાં હૃદયનુ પણ પોષણ ઓછુંજ થાય છે. જ્યારે રોગ હોય છે ત્યારે ખાધેલી વસ્તુઓનો પરિપાક જોઇએ એવો થતો નથી, એ દેખીતું છે અને પાચન થયેલ થોડા અન્નમાંથી રક્ત ઘણુંજ ઓછું થાય છે અને હૃદયને જોઇએ એટલું લોહી મળતું નથી. અને થોડા પાચન થયેલા અન્નનો સાર શરીરના જુદા જુદા ભાગમાં વહેંચાઇ જાય છે. ટુંકામાં પોષક પદાર્થ હૃદયને ભાગે ઘણોજ ઓછો આવે છે અને એટલા સ્વલ્પતમ પોષક પદાર્થથી નાના કરતાં મોટાં હૃદય ( Hyper trophiea ) ને ઘણું ઓછું પોષણ મળે છે. પોષણ ન મળવાથી હૃદયયંત્રના પેશીમય તંતુઓ ક્ષીણ અને બળહીન બને છે. તે પછી રક્તસંચાલનમાં હરકત થાય છે, થોડી મહેનતમાં હૃદયનું સ્પંદન (ધડકવું) થાય છે, ને તે એટલે

સુધી કે એકદમ હૃદયની ક્રિયા બંધ પડી જાય તથા દરદી મરી જાય ત્યાં સુધી એ સ્થિતિ વધે છે.

હવે ગર્ભવતીને માથે બે ફરજ પ્રાપ્ત થાય છે. ૧. એક તો પોતાનું પોષણ કરવું અને ૨. બીજું ગર્ભનું પોષણ કરવું. આ વખતે વળી બીજી મુશ્કેલી એ આવે છે કે, નીચેના પેટમાં ગર્ભને લીધે સ્થાનનો અભાવ હોય છે અને ગર્ભના કારણથી પાચનશક્તિ મંદ હોય છે, તેથી તેનાથી પહેલાના કરતાં ખોરાક કુદરતી રીતેજ ઓછો લેવાય છે અને વળી જે ખોરાક લેવાય છે તે ઓછો પચે છે; અને ખરૂં જોઇએ તો ગર્ભિણીનાં શરીર યંત્રો દુર્બળ થવાનું મુખ્ય કારણ પણ આજ છે. આ વખતે ગર્ભિણીને પહેલાંથી હૃદયયંત્રમાં કાંઇ દરદ હોય તો ઉપર જણાવેલાં કારણોથી તેની નિયમિતતા નાશ પામે છે. તેમાં વળી પેટની અંદરના પડદા ( ડાયાફ્રમ ) ની પેશીઓ ઉપર વધતા જતા ગર્ભાશયનો ભાર પડવાથી હૃદયની ક્રિયાઓમાં એક નવી જાતની અડચણ ઉભી થાય છે, જેથી લોહી શરીરમાં બરાબર ફરી શકતું નથી એ લોહીના ફરવામાં અડચણ થવાથી શરીરનાં જુદાં જુદાં સ્થાનોમાં તેમજ યંત્રોમાં સોજા થાય છે. ફેફસાંઓમાં સોજો આવે છે અથવા ફેફસાંના સોજા સાથે ગળાની નળીમાં પણ સોજો આવે છે, અને દરદી જરા પણ પરિશ્રમનું કામ કરવા જતાં ( પ્રસવકાળની વેણમાં દરદીને ઓછો પરિશ્રમ નથી પડતો ) તે હાંફી ઉઠે છે. અને કોઇવાર એટલી બધી હાંફ થઇ આવે છે કે દરદી એકદમ મરી જાય છે. ઘણું કરીને ગર્ભકાળના છેલ્લા દીવસોમાંજ ઉપર જણાવેલા ભયાનક બનાવોનાં લક્ષણો દેખાય છે, કારણ કે છોકરૂં જેમ જેમ મોટું થતું જાય છે તેમ તેમ હૃદય ઉપર વધારે દબાણ થતું જાય છે, અને તેનું પોષણ પણ તેમ તેમ ઓછું થતું જાય છે, ત્યારેજ ઘણું કરીને હૃદયની ગતી બંધી પડીને મરણ નીપજે છે.

**ઉપાય. ૧. સાવચેતી**—હૃદયનું દરદ આવું ભયંકર છે એટલા માટેજ જો પ્રથમથી સમજાય કે છોડીને હૃદયનું દરદ છે તો પહેલાંથીજ તેનું લગ્ન ન કરવું, એ સર્વોત્તમ ઉપાય છે. પરંતુ દુર્ભાગ્યને

લીધે, આપણા દેશનાં સામાજિક બંધનોને વશ થયેલાં આપણે એ ઉપાય કોઈ રીતે અજમાવી શકીએ એમ નથી.

૨. હવે કદિ એવી રોગી સ્રીને ગર્ભ રહે તો ઉપરની વાતો સ્મરણમાં રાખીને તેની પાચનશક્તિ તરફ હમેશાં સર્વેથી વધતું ધ્યાન આપવું અને બરાબર જળવાય એવી તજવીજ રાખવી.

૩. તેની તન્દુરસ્તી તરફ બધી રીતે ઘણુંજ લક્ષ આપવું. બની શકે ત્યાં સુધી દરદીને બીલકુલ પરિશ્રમ કરવા દેવો નહિ.

૪. દરદીને હૃદ્રોગ હોય ત્યાંથીજ ગર્ભિણી માટે ભયંકર છે, એમ સમજી મુકવું અને કદિ બધી વિપત્તિઓ તરીને તે ઉઠે તો પણ હમેશ માટે સંપૂર્ણ તન્દુરસ્તી જળવાય એ સંશય વાળુંજ છે.

**ઉપાયો**—વિદ્વાનોની સલાહ પ્રમાણે કરવા.

**ઉપદંશ**—ઉપદંશ[1] એટલે ચાંદીવાળી ઓરતને ગર્ભ રહે તેમાં તેના પ્રાણને કોઇ પણ જાતની હાનિ પહોંચતી નથી. પરન્તુ અંદરના ગર્ભને ઘણો ભય છે. ઘણું કરીને ગર્ભસ્રાવજ થાય છે. આ રોગ જેમ જુનો તેમ તેમ ગર્ભપાત પણ ઉત્તરોત્તર મોડો મોડો થતો જાય છે. છેલ્લે છેલ્લે તો ગર્ભ પુરા મહિના સુધી પેટમાં રહે છે. અને પ્રસવ વખતે મરેલું છોકરૂં આવે છે. ગર્ભસ્રાવ થાય તો પણ પ્રસવ થતાં પહેલાંજ છોકરૂં મરી જાય છે. તે પછી પણ રોગ જુનો થતાં તેના ઝેરની શક્તિ ઓછી થવાથી જીવતું છોકરૂં આવે છે, પણ જન્મથીજ ઉપદંશ (ગરમી)નાં લક્ષણો લઇને આવે છે. શરીર ક્ષીણ (ચામડીમાં વળીયાં પડી ગયેલું) હોય છે. નાકમાં ક્ષત (જખમ) તથા શરદીની અસર હોય છે. હાથ પગો ઉપર નારંગીની છાલ જેવા ગુલાબી રંગના દાણા હોય છે, આ જન્મસિદ્ધ ઉપદંશનું મુખ્ય લક્ષણ છે, અને તેવા દાણા ન હોય તો ચામડી ઉપર તાંબાના વર્ણના ગોળ ગોળ ડાઘ પડે છે અને દરેક ડાઘ ઉપર વચ્ચે એક અસંપૂર્ણ ફોલ્લી હોય છે. આ ફોલ્લીમાં વેદના હોતી નથી. આ જાતનાં બચ્ચાં બહુ દિવસ બચતાં નથી. આ કારણથી લાંબો વખત જતાં એવી ગરમીવાળી સ્રીને

[1] સીઓ એને રતવાનો કોઠો કહે છે.

જે સંતાનો થાય છે તે જન્મ વખતે તંદુરસ્ત દેખાય છે, છતાં પાછળથી તેના શરીરમાં પણ ઉપદંશનાં ચિન્હો દેખાય છે.

જો ગર્ભાધાન પહેલાંજ સ્ત્રીને ઉપદંશનો ચેપ લાગેલો હોય તો ઉપર જણાવેલા બનાવો બને છે, પરન્તુ પાછળથી ઉપદંશનો ચેપ લાગે તો બચ્ચાંને હરકત થતી નથી. ડા. રીકાર્ડ સાહેબનો એવો મત છે કે છ માસ પછી સ્ત્રીને ઉપદંશ થાય તો નક્કી ગર્ભ વધે છે.

**ઉપાય**—૧. ગર્ભવતીના શરીરમાં ઉપદંશનાં લક્ષણો માલમ પડે ત્યારથીજ તેને પારદ (પારા) વાળી બનાવટો આપવામાં કોઇ જાતનો ભય સમજવો નહી. ઉપદંશની ચિકિત્સા કરવાથી માનેજ લાભ છે, એટલુંજ નહિ, પણ બાળકના ઉપર પણ એથી ઉપકાર થાય છે. અને ગર્ભપાત થતો પણ અટકે છે.

૨. રસકપુર એટલે હાઇડ્રાર્જીરી પર ક્લૉરાઇડ ઘણી ઓછી માત્રામાં (૧/૧૬ ગ્રેન), દિવસમાં ત્રણવાર આપવો અથવા

૩. આયોડાઇડ ઑફ્ મર્ક્યુરી, કે હાઇડ્રાર્જીરી કમ્પાઉન્ડ કમ્ફીટા, રિડ્યુસ્ડ આયર્ન (લોહભસ્મ), વગેરે દવાઓ ડાકટરી સલાહ પ્રમાણે યોગ્ય માત્રામાં આપવી;

૪. ગર્ભ રહ્યાની શરૂવાતમાં એટલે પહેલા બે ત્રણ માસની અંદર પારાનો સ્વેદ દેવો કે મલમ લગાડવો, તે પણ ઉપયોગી છે. ઘણે સ્થળે પારાનો ખાવામાં ઉપયોગ કરવાથી ખોરાક ઓછો થઇ જાય છે અને દરદીને પચતું નથી. મલમ લગાડવામાં એ ભય નથી.

૫. દેશી ઉપાય માટે જુવો **ઉપદંશ** પૃષ્ટ ૧૨–૧૩ ઉપર.

૬. તે સિવાય ગર્ભપાળ રસનું સેવન કરવાથી ઘણીના ગર્ભ બચ્યા છે, એવા દાખલાઓ છે.

૭. ‘કેસરાદિ ગોળી’ પરેજી સાથે થોડા દીવસ આપી હોય તો કાંઇ નુકસાન નથી. કબજીયત રહેતી હોય તો આવી સ્ત્રીઓને સ્વાદિષ્ટ વિરેચનનો જુલાબ રાત્રે સુતી વખતે હમેશ આપવામાં પણ વાંધો નહી. સિવાય વિદ્વાનોની સલાહ પ્રમાણે ઉપાયો કરવા.

**અપસ્માર**—મૃગી–જે સ્ત્રીઓને પહેલેથીજ અપસ્મારનો રોગ હોય છે તેઓમાં કોઇ કોઇને સગર્ભાવસ્થામાં એ દરદ વધી જાય છે, જ્યારે કોઈ કેસોમાં તે અવસ્થામાં તેનું જોર ઘટી પણ જાય છે. અને કોઇ કેસોમાં પહેલવહેલું એ દરદ સગર્ભાવસ્થામાંથીજ શરૂ થાય છે. મારાં અપર માતાને આ દરદ હતું અને તે મારો ન્હાનો ભાઇ પેટમાં હતો ત્યારે પહેલવહેલું શરૂ થયું હતું. જ્યારે આ દરદનું પહેલું આક્રમણ ( fit ) થાય છે, ત્યારે તે આંચકી (એકલેમ્પશ્યા)ના જેવુંજ દેખાય છે. જ્યારે તે દરદ પહેલવહેલું સગર્ભાવસ્થામાં શરૂ થાય છે ત્યારે રોગ પારખવાનું મુશ્કેલ થાય છે. તે વખતે ધ્યાનમાં રાખવું કે અપસ્મારની મૂર્છા વખતો વખત આવતી નથી અને આંચકીના ફીટ વખતો વખત આવે છે. અપસ્મારની સાથે ( આલ્બ્યુમીનુરીઆ જેવું ) પેસાબનું દરદ હોતું નથી, આંચકીમાં હોય છે. અપસ્મારમાં ક્રમે ક્રમે વધુ ભયાનક લક્ષણો થતાં નથી. આંચકીમાં તે ભય ખરો. કોઇવાર એકજ દરદીને મૃગી અને આંચકી એકી સાથે લાગુ પડેલ હોય છે. આ વખતે મોટા ભયનો સંભવ થાય છે. પ્રસવ વેદના શરૂ થાય કે આંચકી સાથે અપસ્મારની તાણ આવે છે. પરંતુ સુભાગ્યે એવું બહુજ ઓછું બને છે અને પ્રસવ કાર્ય નિર્વિઘ્ને થાય છે. મારાં માતુશ્રીને દર પ્રસૂતિ વખતે તાણ આવતી હતી. છેલ્લા પ્રસવ વખતે પણ એજ પ્રમાણે તેને અપસ્મારની આંચકી આવી હતી અને મારી નાની બેનને એક કલાકનીજ મૂકીને તેણે સ્વર્ગવાસ કર્યો હતો.

**ઉપાય**—૧. મૃગી એ અસાધ્ય રોગ છે. દેશી વૈદામાં તેને માટે આયુષ્યના ઉપર અસર કરનારી અને બુદ્ધિ ઉપર અસર કરનારી દવાઓ આપવાની ભલામણ છે.

૨. વજ વાલ ૪ તેમાં મધ મેળવીને દરરોજ ચાટવું. અથવા વજ, સોનું ( સોનાનો વરખ કે ભસ્મ ) અને મધ ચાટવાં; અથવા રસાયન મીમાંસાનો કોઇ પણ વજવાળો પ્રયોગ લાંબા સમય સુધી કરવો.

**નેત્રરોગ**—સગર્ભાવસ્થામાં દૃષ્ટિમાં જુદી જુદી વિકૃતિઓ જણાય છે. તેમાં પણ પાસેથી જોવાની શક્તિ ઓછી થવાના ઘણા

દાખલા મળે છે. એમ થવાથી ઝીણી નજરનાં કામ—સીવવું, વાંચવું, લખવું વગેરે કરવામાં ઘણી અડચણ પડે છે. તે ઉપરાંત આંખોમાં વેદના, કઢણ, આંખો સામે કાળાં કાળાં ચકરડાં દેખાવાં, આંખોમાંથી પાણી ઝરવું, વગેરે ઉપદ્રવો પણ ગર્ભવતીને થતા જોવામાં આવે છે. આંખોની પેશીઓ અને તંતુઓની નબળાઇને લીધેજ એવું થાય છે. તન્દુરસ્તી વધવાની સાથે એ બધા વિકારો દૂર થઇ જાય છે. પરન્તુ સગર્ભાવસ્થામાં આલ્બ્યુમીનુરીઆ હોય છે તેને લીધે નેત્રયંત્રની ઘટનામાં ઘણા ફેરફારો થાય છે, અને તેમાંના ઘણા દુરસ્ત પણ થતા નથી. એ વિકારવાળાં તંતુઓ અને પેશીઓનાં નામ અને તે વિકારનાં કારણ આ નાના પુસ્તકના વાંચકોને જરૂરના નથી. સારા ડાકટરોને આંખ બતાવીને તેના યોગ્ય ઉપચારો કરાવવા.

**ફૂલકોષ ગ્રંથી**—( ઓવેરીયન ટ્યૂમર )—આ રોગ અને તેનાં લક્ષણો વગેરે પ્રથમ ભાગ પૃષ્ટ ૧૫૮ ઉપર લખાઇ ગયાં છે. એ ગ્રંથી હોય ને કોઇવાર સ્ત્રીને ગર્ભ રહે છે. આ વખતે શું કરવું, તેને માટે ઘણા મતભેદ છે. આ બનાવ એક મોટી વિપત્તિ ભરેલો વ્યાપાર છે, કારણ કે એક તો પહેલાં મોટી ગાંઠ બાઝેલી હોય છે, તેમાં વળી બન્નેનો ( ગ્રંથી તેમજ ગર્ભસ્થાન ) વધવાનો સંભવ અને સ્વભાવ છે. હવે જો ગાંઠ મોટી હોય અને વળી વધારે મોટી થાય તો ગર્ભાશય તેના ભારથી દબાઇને ફાટી જાય અને તેની અંદરનો ઘાટો તરલ પદાર્થ પેટની અંદરના પડદા ( પેરીટોનિયમ )માં ફેલાઇ તે પડદાનો દાહ ( પેરીટોનાઇટીસ ) પેદા કરે છે. બીજી રીતે ગાંઠ નાની હોય તો ગર્ભાશયના વધારા સાથે ગાંઠ ઉપર દબાણ થવાથી તે ગાંઠમાં દાહ ( વરમ ) પેદા થાય છે અને આ બન્ને દરદથી ગર્ભિણી ઘણા દીવસો સુધી વેદના તેમજ તાવની પીડા ભોગવી ભોગવીને છેલ્લા ભાગમાં મોતના મોઢામાં આવી પડે છે. કદી ગાંઠ ઘણી નાની હોય તો બસ્તી-ગવ્હરમાં રહીને પ્રસવ વખતે ભયંકર પ્રકારનો અટકાવ કરે છે. કોઇ કોઈ કેસમાં ગાંઠમાં પાક થઇને તે ગાંઠ પાછળથી મોતનું કારણ પણ થઇ પડે છે.

ઉપાય—આ દરદના ઉપાયો શસ્ત્રસાધ્ય છે, એટલે શસ્ત્રવડે થઇ શકે. તેમાં અમારા જેવા વૈદ્યો તેમજ સામાન્ય ડાક્ટરોનું પણ કામ નથી. વિદ્વાન જીતહસ્ત અનુભવી ઉપચારકનુંજ એ કામ છે. છતાં પણ ગર્ભિણી માટે શસ્ત્રોપચાર નિષિદ્ધ કરવા જેવો છે. કેમકે પ્રથમ તો ગાંઠને લીધેજ તેનામાં શક્તિ ઓછી થઇ હોય છે, તેમાં ગર્ભને લગતા ઉપદ્રવોથી શક્તિ ઘટે, તે ઉપરાંત દરદની વેદના અને તાવ વગેરે ઉપદ્રવોથી પીડિત ગર્ભિણી શસ્ત્રોપચાર શી રીતે સહન કરી શકે ? માટે વૈદ્યે એની મેળે નીકાલ થાય એવા ઉપાયો કરવા. ગર્ભપાત કરાવવો એ સારૂં છે. અને ફરી ગાંઠ મટતાં સુધી બીજીવાર ગર્ભ ન રહે તે માટે સાવધ રહેવું જરૂરનું છે.

**એક્યુટ યલ્લો એટ્રોફી ઑફ ધી લીવર**[1]—આપણા દેશમાં આ દરદ વિરલજ થાય છે. આ દરદનું નિદાન આજ દિવસ સુધીમાં નક્કી થયું નથી. કેટલાકનું અનુમાન એવું છે કે એક જાતના જંતુઓ આ દરદને પેદા કરે છે. આ દરદ એકદમ લાગુ પડે છે. તાવ આવવાની સાથેજ તરતજ ચામડીનો રંગ પીળો કાળો થઇ જાય છે, તેમજ સન્નિપાતનાં લક્ષણો જણાય છે. આ સન્નિપાતનાં લક્ષણોને એલોપથીમાં ટાઇફૉઇડ કંડીશન કહે છે. દરદ થાય ત્યારથી રોગી બડબડ કરવા માંડે છે, ઉલટી થાય છે અને ઉલટી સાથે લોહી પડે છે. નાકમાંથી તેમજ પેસાબને તેમજ ઝાડાને રસ્તે પણ લોહી પડે છે. યકૃત્ (કાલીય[2]) એટલે કલેજામાં વેદના થાય છે અને દરદીનું

---

૧ આ દરદનું ગુજરાતી નામ શું આપવું એ હું જાણતો નથી. સંસ્કૃત નામ મને જડયું નથી. માટે મૂળ અંગ્રેજી નામજ રાખ્યું છે. આ દરદ અસાધ્ય મનાય છે. આ એક પ્રકારનો કાળરૂપ જ્વર છે. ૩ દિવસમાં, ૫ કે ૭ દિવસમાં અથવા ૧૦–૧૨ દિવસમાં અને છેલ્લી ૨૧ દીવસની સન્નિપાતની મુદ્દત સમજવી. જેમ મુદ્દત લાંબી તેમ દરદીને બચવાની આશા વધારે.

૧ લીવરનો રંગ કાળો હોય છે તેથી તેને સંસ્કૃતમાં કાલીય કહેલું છે, અને કાળજું અથવા કલેજું એ તેનોજ અપભ્રષ્ટ શબ્દ છે.

કલેજું દિવસે દિવસે ખવાતું જાય છે. તથા નાનું થતું જાય છે, એમ સ્પષ્ટ રીતે માલમ પડે છે. પેસાબ ઘણોજ ઓછો આવે છે. પેસાબનો રંગ અત્યંત ગાઢ કાળાશ પડતા રંગનો હોય છે. તેમાંથી યૂરીઆ નામનો પદાર્થ ઓછો થઇ જાય છે અને વખતે બીલકુલ હોતો પણ નથી. હાથ પગ કંપ્યા કરે છે. છેવટ રોગી બેભાન થઇને મરણ પામે છે. ઘણું કરીને એક અઠવાડીયાની અંદરજ સર્વ બની જાય છે. મરણ પહેલાં ઘણું કરીને ગર્ભસ્રાવ થઇ જાય છે.

**ઉપાય**—કાંઇ પણ ઉપાય વિશેષ ફળ આપનારો થતો નથી; તેમજ દરદીની શક્તિ જાળવી રાખવા સિવાય બીજું કાંઇ કરવાનું પણ હોતું નથી. જો પોતાની મેળેજ આ દરદમાં પ્રસવવેદના ઉત્પન્ન થાય તો પ્રસવવેદના (વેણુ) થવાના ઉપાય કરવા અને જેમ બને તેમ જલદી પ્રસવ કરાવવાનું કાર્ય કરી દેવું, તો તેથી વખતે દરદી બચે.

**ગર્ભાશય ઉપરનું દુષ્ટ ક્ષત**[1]-(કેન્સર ઑફ ધી યૂટેરસ)—ગર્ભાશય ઉપર દુષ્ટ ક્ષતવાળી ઓરતોને પણ કોઇ કોઇવાર ગર્ભ રહે છે, પણ આવા બનાવ અતિ વિરલ બને છે, કારણ કે કેન્સર એક વખત જુનું થયા પછી ગર્ભ રહેવો અસંભવિતજ છે.

દુષ્ટ ક્ષત (ચાંદું) ગર્ભાશયના જુદાજુદા અવયવ વિભાગો ઉપર થાય છે. તેમાં જ્યારે ગર્ભાશયની ગ્રીવા ઉપર ક્ષત હોય અને ગર્ભાધાન થયું હોય તે વખતે ગર્ભપાત કરાવવો કે ન કરાવવો એ વિષય બારીક વિવેચન કરવું જોઇએ એવો છે. એક સામાન્ય નિયમ બાંધી દેવાથી સર્વ સ્થળે કાર્ય થઇ શકે નહિ. દરેક કેસમાં અવસ્થા જોઇને તે અનુસાર કામ કરવું. જો ગર્ભકાળના આરંભમાંજ ગર્ભિણીને કેન્સ-

---

૧. જુવો ભાગ ૧ પૃષ્ઠ ૧૨૭. મારી પહેલાંના ગુજરાતી વૈદ્ય લેખકોએ કેન્સરનું નામ અર્બુદ આપેલું હોવાથી પ્રથમ ભાગમાં મેં તે નામ કાયમ રાખ્યું હતું. પણ કેન્સર એટલે દુષ્ટ ક્ષત એવું હવે મને લાગે છે માટે આંહી તે નામ આપ્યું છે. વળી આગળ ઉપર મારો મત ફેરવવો પડશે તો ફેરવીશ.

રનું દરદ છે એમ જાણવામાં આવે તો તરતજ ગર્ભનો નાશ કરી દેવો, એજ લાભકારક છે. કારણકે પ્રથમ તો જેમ જેમ દિવસો જાય તેમ તેમ ક્ષત વધતું જાય છે અને તેને લીધેજ ગર્ભાશયની ગ્રીવા એટલીજ વધારે સખત થતી જાય છે. બીજી તરફથી ગર્ભસ્થાનમાં બાળક જેટલું મોટું થતું જાય છે એટલીજ વિશેષ અડચણ બહાર નીકળવાની થાય છે. વળી એ ગ્રીવા ( મુખ ) પહોળી થવા માટે ગર્ભાશયની ગ્રીવા ઉપર જેટલું દબાણ પડે છે એટલી ક્ષતની અવસ્થા વધારે મંદ થાય છે. વધારામાં વળી ગર્ભાશયની ગ્રીવા અત્યંત સખત થઇ ગયેલી હોય છે તો સારા ડાક્ટરની મદદ સિવાય અને ઓજારો-નો ઉપયોગ કર્યા સિવાય પ્રસવ થવો કઠણ છે. હવે જો પેટમાં પાંચ છ માસનો ગર્ભ થયા પછી ખબર પડે તો પુરેપુરો સુવાવડનો વખત આવતાં સુધી રાહ જોવી એ જરૂરનું છે, કેમકે એ વખતે પ્રસવ કરાવવાથી પુરે મહીને પ્રસવ થવા જેટલુંજ ગર્ભિણીને કષ્ટ થાય છે. બલ્કે પુરે મહીને કાંઇક ઓછું કષ્ટ પડે છે. પાંચ છ મહીને ગર્ભપાત કરાવવાથી કે પુરે મહીને પ્રસવ થવાથી માતાનું મરણ થવું, એ તો પાક્ષિક ( એમાંથી એક બને ) છે. પરંતુ પાંચ મહિને ગર્ભપાત થવાથી બાળકને તો મરવુંજ પડે, અને પુરા દિવસો થાય તો બાળકને બચવા માટે તક મળે છે ખરી, માટે પુરા મહીનાનો પક્ષ ઉત્તમ છે.

આંહીં સુધીમાં ગર્ભિણીના ઘણાખરા રોગો આવી જાય છે. આ પ્રકરણમાં કેટલાક રોગોની પુનરાવૃત્તિ જેવું જણાશે, પરન્તુ વાસ્તવિક રીતે જોતાં જોનારને તેનું ખરૂં કારણ સમજાશે; પણ ઉપલકીઆ અને ઉતાવળા માણસો પુનરાવૃત્તિ ગણીને તે વાંચશે પણ નહિ, એનો કાંઇ ઉપાય નથી.

## પ્રકરણ ૧૧ મું.

### ગર્ભને થનારા રોગો.

અત્યાર સુધી સ્ત્રીને થનારા રોગો જોતા આવ્યા. સ્ત્રીઓના તે કાયરોગોની સગર્ભાવસ્થામાં તેમના ઉપર શું અસર કરે છે, તે પણ આપણે સમજી લીધું. હવે આંહીં ખુદ ગર્ભને થનારાં થોડાં દરદોનો પણ થોડો વિચાર કરીએ.

જો કે આ વિષય આ "સ્ત્રીઓના વૈદ્ય"નો નથી, પણ કુમાર ભૃત્ય એટલે છોકરાં ઉછેરવાની કળા જાણનાર બાળવૈદ્યના ધંધાને લગતો છે અને "બાળકોનો વૈદ્ય" વૈદ્યકલ્પતરૂની ભેટ માટે તૈયાર થાય છે તેમાં તે વિષય વધારે વિસ્તારથી આવશે; તથાપિ ખુદ સ્ત્રીને જેટલા ભાગ સાથે સંબંધ છે એટલી બાબતો આપણે આ પુસ્તકમાં જોવી જોઇએ. એટલા માટે આંહીં આ ગર્ભનાં દરદોનું પ્રકરણ સં-ક્ષિપ્તમાં દાખલ કરીએ છીએ.

ગર્ભને ફરતી જરાયુ (ઓર), નાડીરસ, વગેરે જે ભિન્ન ભિન્ન વસ્તુઓ ગર્ભનું પોષણ કરવા માટે ઉપયોગી છે, તેમાં વિકાર થવાથી તેની અસર ગર્ભના ઉપર પણ થાય છે. આનું પ્રથમ શારીર જેવું જોઇએ એવું આપણે સમજતા નથી તેમજ એ સંબંધી દરદોની વિશેષ બારીકીમાં ઉતરવું પડે તેમ હોવાથી આ નાના પુસ્તકમાં તેને છોડી દેવું પડે છે.

ઉપવિષ્ટક—નાગોદર—છોડ—ગર્ભને થનારાં દરદોના ત્રણ પ્રકાર છે. ૧. ગર્ભના પડનાં દરદો. ૨. ઓરનાં દરદો અને નાડીનાં દરદો. ૩. ખુદ ગર્ભને થનારાં દરદો.

ગર્ભના પડને થનારાં દરદોના બે ભેદ છે. ૧. બહારના પડનાં દરદો, અને ૨. આભ્યંતર પડનાં દરદો. બહારના પડનાં દરદોમાં તે પડનો વધારો તથા ક્ષય એ બે દરદો મૂકી શકાય.

જ્યારે બહારનું પડ વધે છે ત્યારે ગર્ભાશયમાં કેટલીક ગાંઠો

પેદા થાય છે અને ગર્ભને મળતું રૂધિરાભિસરણ બંધ પડે છે, અને ગર્ભને લોહીનું પોષણ મળતું બંધ થવાથી ગર્ભ સુકાવા માંડે છે. છેવટ માત્ર ગોળા જેવું રહે છે. આ દરદનાં લક્ષણો સ્પષ્ટ હોતાં નથી. ઘણુંખરાં ગર્ભનાં લક્ષણોજ હોય છે. ઉલટી વહેલી બંધ થઇ જાય છે, ધીમે ધીમે પેટ સુકાવા માંડે છે અને ગર્ભનાં ચિન્હો પણ બંધ પડી જાય છે. પછી માત્ર પેટ સહજ મોટું રહે છે અને સ્ત્રીને એમ લાગે છે કે તેના પેટમાં ઓજો છે. આમ થયા પછી કદિ ગર્ભપાતનાં લક્ષણો થઇને પેટમાંથી છોડનો ગોળો નીકળી જાય તો સ્ત્રીને સુખ થાય છે અને તબિયત પાછી સુધરી જાય છે. પરન્તુ તેમ ન થતાં, જો છોડ પેટમાં કાયમ રહે તો વચ્ચે વચ્ચે પેટ મોટું થાય છે અને વખતોવખત રક્તસ્રાવ પણ થયા કરે છે. વખતે ઘણો રક્તસ્રાવ થઇને તે ગાંઠ (છોડ) બહાર પણ નીકળી જાય. આવો અતિશય રક્તસ્રાવ થવાથી સ્ત્રીના પ્રાણને હાનિ પહોંચવાનો વખતે ભય રહે છે.

કોઈ વખતે ઉપલું છોડ કેટલાક કાળે વધવા માંડે છે, અને તેમાંથી સંપૂર્ણ ગર્ભ થઇ જીવતું બાળક અવતરે છે. ઉપરના દરદને આયુર્વેદમાં "નાગોદર" નામ આપવામાં આવ્યું છે.

ગર્ભના બાહ્ય પડનો સંકોચ થાય તો પાકો ગર્ભ થયા છતાં ગર્ભજળ સ્ત્રવી જવાથી તે ગર્ભ પોષાતો નથી–વધતો નથી–અને જે સ્થિતિમાં હોય એજ સ્થિતિમાં રહે છે; તેમજ પોષાતાં ઘણો વખત લાગે છે. આ દરદને 'ઉપવિષ્ટક' કહે છે.

**ઉપાય**—૧. બૃંહણ ક્રિયા–એટલે કે શરીરનું પોષણ કરે એવા વાતહર ઉપાયો કરવા.

૨. ખપતું હોય તેણે (સ્ત્રીએ) કાચા ગર્ભનાં માંસનો ખોરાક લેવો.

૩. મધુર પદાર્થો ખાવા, દુધ પીવું, દુધ સાથે શતાવરી ઉકાળીને પાવી. તલીઓ દેવદાર દુધમાં ઘસીને પાવો.

**ગર્ભના અંતરપડનો દાહ—લીન ગર્ભ**—ગર્ભના અંતરપડનો દાહ થવાથી અંદર પુષ્કળ પ્રવાહી એકઠું થાય છે જેથી જઓ-

દર જેવાં લક્ષણો જણાય છે. અને ગર્ભ છેક નાનો થઇ જાય છે. અંતરવેષ્ઠનનું પ્રવાહી કોઇવાર ઓછું થઇ જાય છે, કારણ કે તેને બરાબર પોષણ મળતું નથી અને તેથીજ તેમાં જોઇએ એટલું પ્રવાહી થઇ શકતું નથી. આથી ગર્ભના ઉપર દબાણ પડે છે અને ગર્ભને પણ પોષણ મળતું નથી. તેને લીધે ગર્ભના અવયવો સંકોચાયલા અને વાંકાચૂંકા થાય છે.

**ઉપાય**—૧. 'લીનગર્ભ'ના રોગમાં ઉપર જણાવેલા છોડના ઉપાયો કરવા. તે ઉપરાંત

૨. અડદ અને મૂળાના યૂષ ( ઓસામણ ) માં ઘી નાખીને દરદીને પાવું.

૩. કાચાં બીલાંનું ચૂર્ણ, તલ, શેકેલા અડદનો આટો, અને સાથવો સર્વને મેળવીને દુધ સાથે સ્ત્રીને પાવો.

૪. ખપે તેણે ચરબીવાળાં માંસ ખાવાં. મધનો ઉપયોગ કરવો.

૫. સ્ત્રીની કમર ઉપર નિત્ય તેલ ચોળવું.

૬. દુધ ઘીનો ખોરાક આપવો; તથા દરદીને ખુશીમાં રાખવી આથી ગર્ભને પોષણ મળે છે. ગર્ભિણીને સારૂં પોષણ મળે તો અંતરપડના દ્રવીભાવથી ગર્ભને જે નુકસાન થવાનો ભય છે તે ભય થોડો ઘણો ઓછો થાય.

**ઓરના રોગો**--ઓરને ૪ રીતે રોગ લાગુ પડે છેઃ-૧. તેમાં લોહી એકઠું થાય. ૨. તેમાં દાહ (વરમ) થાય. ૩. ઓર નરમ થઇને સડી જાય. ૪. ઓરમાં ચરબીમય નિકૃષ્ટતા (faty degeneration એટલે ચરબી ચડી જવી. આ દરદોની આથી વધારે ઓળખાણની જરૂર નથી.

**ખુદ ગર્ભને થનારા કાયરોગ**—નાનાં બાળકોને જે જે રોગો થાય છે તે સઘળા રોગો ઘણું કરીને ખુદ ગર્ભને પણ લાગુ પડે છે, એવું અનેક શોધ ઉપરથી નક્કી થયું છે. આ બાબતમાં આયુર્વેદ[1] પણ એમજ માને છે. આમાંના કેટલાક રોગો ગર્ભમાંજ

---

૧. यस्य यस्य व्याधेर्यन्निदानं तत्तद्वासेवमाना तद्विकार बहुलमपत्यं जनयति—चरक—शारीरस्थान.

પ્રાણુઘાતક થઇ પડે છે, અને કેટલાક ગર્ભના પ્રાણુને હાનિ કર્યા વિના અવતરનાર બાળકના શરીરમાં પોતાની ઓળખાણુ જરૂર મૂકતા જાય છે. આ વિષય ઘણો વિસ્તારવાળો છે. તેમાંથી કેટલાક મુખ્ય મુખ્ય દરદોનોજ આંહીં ઉલ્લેખ કરીએ છીએઃ—

**શીતળા** અથવા **વસંત**—( સ્મૉલ પૉક્સ )—ગર્ભિણીને શીતળા નીકળ્યા હોય તો ગર્ભનો નાશ થઇ જાય. પરંતુ શીતળાના દાણા થોડા અને આછા–છુટા છુટા–હોય, અથવા શીતળાનું દરદ બહુ નરમ રૂપમાંજ લાગુ પડયું હોય–તેમ શીતળા કઢાવ્યા પછી કદિ શીતળાનું દરદ લાગુ પડે તોપણુ નરમ રૂપમાં લાગુ પડે તેમ–તે વખતે ગર્ભ બચે એવો સંભવ છે. આવે ઠેકાણે શીતળાનાં સ્પષ્ટ લક્ષણો શરીર ઉપર લઇનેજ બાળક અવતરે છે. પરંતુ વળી બધે ઠેકાણે રોગ લઇનેજ બાળક અવતરે એમ પણુ બનતું નથી. કેટલાકનો મત એવો છે કે અવતરનાર બચ્ચાંના શરીર ઉપર ગર્ભમાંના શીતળા દેખાતા ન હોય, છતાં પણુ શીતળાવાળી માના બગડેલા લોહી સાથે તેનો સંસર્ગ થવાથી તે બાળક ભવિષ્યને માટે એ દરદમાંથી મુક્તિ ( immunity ) મેળવી શકે છે. પણુ ડા. ટર્નિયર એ ઘટનાનો ઉલ્લેખ કરે છે. તે કહે છે કે, શીતળાવાળી ઓરતના બાળકને જન્મ પછી બે વર્ષે શીતળા નીકળ્યાં હતાં. ત્યારે બીજા હાથ ઉપર ડૉ. **મેજ** (Madge) તથા ડો. **સીમ્સન** બીજા કેટલાક કેસોના સંબંધમાં જણાવે છે કે; ગર્ભ વખતે માને શીતળા નીકળેલા હોવાથી તેનાં બાળકો તેમાંથી હમેશાં અરક્ષિત રહેલાં છે, કેમકે એવાં બાળકોને વખતોવખત શીળી કઢાવ્યા છતાં બીલકુલ દાણા ઉઠતાજ નથી. કોઇ સ્થળે એવું પણુ સંભળાય છે કે માને શીતળાની અસર બીલકુલ ન હોવા છતાં પણુ ગર્ભની અંદરના બાળકને શીતળા નીકળે છે.

**ઉપાય**—માતાને શીતળા હોય તેના ઉપાય આગળનાં પ્રકરણુમાં લખવામાં આવ્યા છે અને બચ્ચાંનેજ ગર્ભમાં થયાં હશે તો તે જાણુવાનું સાધન આપણા પાસે નથી, એટલે નિરૂપાય છીએ. તોપણુ ગર્ભિણીને દાહજ્વર વગેરે થતું હોય તો પિત્તહર ઉપચારો કરવા. ફરીઆતુ

તથા ગરમાળાનો ગોળ, રાત્રે પલાળીને સવારે પીવા આપવું.

**વિષમજ્વર–મૅલેરીઆ**—ઘણું કરીને ચોમાસા પછી (મચ્છર કરડીને) અનિયમિતરીતે આવતા, અને ઘણો વખત લંબાતા ટાઢીઆ તાવોને એલોપથીમાં મેલેરીઆ કહે છે. આપણા વિષમજ્વરો એ બધા મેલેરીઆની જ જુદી જુદી જાતો છે, એવું મારૂં માનવું હોવાથી મેં ઉપરનું નામ આપ્યું છે. આ રોગ પેટમાંનાં બચ્ચાંને તેની મા માર-ફતેજ મળે છે. અનેક સ્થળે તો ગર્ભિણીને જે દિવસે કે જે વખતે તા-વનો વારો હોય છે તેજ દિવસે ને તેજ વખતે ગર્ભને પણ તાવનો વારો હોય છે. અને જન્મ પછી પણ એજ ક્રમે બચ્ચાંને પોતાની વારી પ્રમાણેજ તાવ આવ્યા કરે છે. ત્યારે બીજી જગાએ માતાને એક જાતનો અને બચ્ચાંને બીજી જાતનો વિષમજ્વર આવતો હોય છે, આ તાવનો પુરાવો એજ છે કે જે દિવસે કે જે વખતે માને તાવનો વારો ન હોય અને મા સ્વસ્થ હોય તે દિવસે ને તે વખતે પેટમાંનું બાળક વધારે કંપે છે (ફરકે છે). બીજો પુરાવો એ છે કે, બચ્ચું પેટમાંથીજ વધેલી બરોલ લઇને અવતરે છે. જે દેશમાં દરવર્ષે મૅલેરીઆ ચાલતો હોય–જેમકે બંગાળાનો કેટલોક પ્રદેશ, મદ્રાસ ઇલાકાનો કેટલોક ભાગ, ઘાટનો પ્ર-દેશ અને ભરૂચ તથા સુરત જીલ્લાના કેટલાક ભાગો—ત્યાં આવા જ-ન્મથીજ વધેલી બરોલના રોગવાળા દરદીઓ મળી આવે છે. બીજા હાથપર અનેકનો એવો મત છે કે ઉપદંશ( ગરમી ) થી પણ સગર્ભા-વસ્થામાં બાળકની બરોલ[1] વધી જાય છે.

---

૧ આંહીં મને એક પ્રસંગનું સ્મરણ થાય છે. ભરૂચના મારા બે સ્નેહી ઉપચારકો એક યુવક વિદ્વાન ડાક્ટર અને બીજા અનુભવી વૃદ્ધ દેશી વૈદ્ય–એકજ કેસ (બચ્ચું) જોવામાં એકઠા થઇ ગયા. વૈદ્યે અભિપ્રાય આપ્યો કે તેનું યકૃત ( લિવર ) વધેલું છે, પછી ડાકટરને હું મળ્યો ત્યારે તેણે એવી ટિકા કરી કે "વૈદ્યતો જન્મેલા બચ્ચાના પેટમાં પણ લીવરનો અને સ્પ્લીનનો વધારો જોયા કરે છે. તમારા વૈદ્ય લોકોને અમારૂં અનુકરણ કરવાની ટેવ પડી છે. પણ કોઈ વાત બોલતાં તમોને વિચાર નથી આવતો કે આવડાં ન્હાનાં બચ્ચાંને બરોલ કે લીવર વધે નહિ, ગર્ભની અંદર લી-

**ઉપદંશ**—ઉપદંશનું પ્રકરણ લખતાં પ્રારંભમાંજ જણાવેલું છે કે, **शुक्रं हि दुष्टं सापत्यं सदारं बाधते नरं।** એવું ચરકનું મહાવાક્ય કેટલું બધું સત્ય છે, અને ઉપદંશ એ કેવો ભયંકર રોગ છે. આ વાત હવે આપને સારી રીતે સમજવામાં આવી હશે.

માના લોહી મારફત બચ્ચાના શરીરમાં જેટલા રોગો લાગુ પડે છે, તેમાં ઉપદંશ સર્વેથી મુખ્ય છે. ઉપદંશજન્ય ગર્ભસ્રાવની કથા બીજે સ્થળે આવશે. પરન્તુ ઉપદંશના ચેપવાળી ગર્ભિણીનો ગર્ભ પૂર્ણ થઇ, વખતસર પ્રસવ વેદના થઇને વખતસર જે બાળક અવતરે છે, એવાં ગરમીવાળાં બાળકોના રોગના પ્રકારો આ પ્રમાણે છે.—૧. પ્રથમ મરેલું અને ઉપદંશનાં લક્ષણો ( ચિન્હો ) વાળું બાળક આવે છે. ૨. બીજું જીવતું તેમજ શરીરમાં ગરમીની નિશાનીઓવાળું અને ૩. ત્રીજું, જન્મ વખતે તન્દુરસ્ત તથા સ્વાભાવિક બીજાં નિરોગી બાળક જેવુંજ હોય છે, પણ એક બે મહિના પછી તેના શરીરમાં ગરમીની નિશાનીઓ દેખાય છે.[1]

ગર્ભિણીનો ઉપદંશ જેટલો જુનો હોય છે, એટલો બાળકને આ દરદનો ભય ઓછો હોય છે; ઘણે વર્ષે તો ઘણું ઝેર ઘસાઇ જાય છે, ગર્ભની અવસ્થાના છેલ્લા દિવસોમાં કદિ ગર્ભિણીને ઉપદંશનો સંસર્ગ થાય ( ચેપ લાગુ પડે ), તો પછી ગર્ભમાં પરિપકવ થયેલ બાળકને તેની માનો આ રોગ વારસામાં મળવાનો ભય રહેતો નથી.

**લક્ષણ**—ગર્ભના શરીરમાં ઉપદંશ બે રીતે પ્રકાશ પામે છે. ૧. આખા શરીર ઉપર તેમજ શરીરનાં અંદરનાં બધાં યન્ત્રોમાં આ રોગ-

---

વરને કાંઇ કામ કરવાનું તો હોતું નથી, તો પછી તે વધે શી રીતે ? તમે બધા ( વૈદ્યો ) આમ ને આમ મારી ખાઓ છો.' તે વખતે મેં કે તે વ્યક્તિએ ( વૈદ્યે ) આ જાતના ડાકટરી વિચારો વાંચ્યા હોત કે સ્મરણમાં હોત તો તે અનુભવી વૈદ્યની ટીકા સાંભળવાનો મને વખત ન આવત-

૧. ઉપચાર કરતાં ગરમીના આ બધા પ્રકાર અનુભવમાં આવે છે. આ દેશના લોકો ગરમીના આ પ્રકારોને ' કોઠે રતવા ' એવા નામથી ઓળખે છે.

નાં વિશિષ્ટ લક્ષણો દેખાય છે. ૨. ગર્ભના (બાળકના) દેહનું કુદરતી રીતે જે પોષણ થાય છે તે પોષણ બંધ થઇને પ્રકાશ પામે છે.

**વિશિષ્ટ લક્ષણો**—( special characters )–જન્મ વખતે કે જન્મ પછી થોડાજ દિવસમાં દેખાય છે. પ્રથમ અવસ્થામાં ચામડી ઉપર ગોળ ગોળ લાલ રંગના ડાઘ પડે છે. તે પછી એ દરેકના ઉપર ફોલ્લો ઉઠે છે. પહેલાં તે ફોલ્લાની અંદર લાલ રંગનું અને પાછળથી પરૂમિશ્રિત પ્રવાહી દેખાય છે. જ્યારે તે ફોલ્લાઓ ફુટી જાય છે ત્યારે ત્યાં જુદી જુદી જાતનાં છાછરાં ક્ષત (જખમ) પડે છે. પછી અનુક્રમે તે ક્ષતના ઉપર કાળા રંગનું છોડું બાઝે છે. ફોલ્લીઓ શરીરમાં અસંખ્ય હોય છે, અને તેની આકૃતિ પણ જુદા જુદા આકારની હોય છે. એમાંના કેટલાકની આકૃતિ ઘણી મોટી હોય છે. શરીરના જુદા જુદા ભાગો અને ખાસ કરીને હાથપગનાં તળીયામાં[1] આ ઉપદંશના ફોલ્લાઓ અને છાલાંઓ હોય છે. બચ્ચાંનું શરીરનું કદ જોઇએ તે કરતાં ઘણું નાનું અને કૃશ (દુબળું) હોય છે.[2] ચામડીની નીચે મેદનો (ચરબીનો) અભાવ હોય છે, તેથી ચામડીમાં ઘડપણના જેવાં વળીઆં પડી ગયેલાં જણાય છે; એટલુંજ નહિ પણ દરદીનું મોઢું પણ ઘરડા માણસ જેવું બની ગયેલું દેખાય છે. આવી અવસ્થામાં ઘણેભાગે બાળકનું મૃત્યુજ થાય છે. ઉપદંશને લીધે મરી ગયેલું બાળક માના પેટમાંથી બહાર નીકળે છે તે વખતે તેની ચામડી ઠેકઠેકાણે ઉપડી આવેલી હોય છે. અથવા ઉપડતી જાય છે. ગર્ભજળ (ઓરની અંદરનું પાણી) ચાના પાણીના જેવું ગાઢ વર્ણનું હોય છે. પરન્તુ બાળકનો દેહ (શરીર) સડેલ એટલે પાકેલ હોતો નથી, તેમજ તેમાં કોઇ જાતની દુર્ગંધ પણ હોતી નથી.

વળી ગર્ભમાંજ ઉપદંશની અસર થવાથી બાળકના શરીરની

---

૧. બાળકોને વારસામાં ઉપદંશજન્ય સ્ક્રોફ્યુલાનું દરદ મળે છે, એ સમજવાની આ મોટામાં મોટી નિશાની છે, અને આ નિશાનીઓ બતાવીને ઘણાં માબાપની મેં ખાત્રી કરી છે.

૨. સુકતાન અથવા રીકેટસ-ઉપદંશજન્ય.

અંદરનાં જુદાં જુદાં યંત્રો ઉપર જુદી જુદી વિકૃતિઓ દેખાય છે. બહુજ ઝીણી ઝીણી રક્ત પ્રણાલીને લીધે જે સ્થાનમાં પ્રદાહ (વરમ) થાય છે તે સ્થાનમાં આરંભથીજ ચારે બાજુના સંયોજક તંતુઓ વિસ્તાર પામે છે, અને જેમ જેમ પ્રદાહ જુનો થાય છે તેમ તેમ તે તંતુઓની માત્રા વધતી જવાને લીધે જે યંત્રમાં પ્રદાહની ક્રિયા થઇ હોય તે યંત્ર પણ મોટું અને સખત થઇ જાય છે. પરન્તુ મરણોત્તર પરીક્ષા (Post Mortem Examination) ના અનુભવીને સૂક્ષ્મ-દર્શક યંત્રની સહયાતા વિના આ બધી રચનામાં શી રીતે વિકાર પેદા થાય છે, તે સમજવું કઠણ પડે એવું છે.

*પ્રથમ, લાંબાં હાડકાંઓનો નરમ પદાર્થ, (soft) (મજ્જા) અને એમફીસીસ (સખત ભાગ) નામના પદાર્થના વચ્ચેના ઉપાસ્થિ-માં[1] દાહ શરૂ થાય છે. સ્વાભાવિક કરતાં એ જાતનું ઉપાસ્થિ વધારે નરમ હોય છે, અને તેનો રંગ ફીકો હોય છે. કોઈ કોઇ વાર આ દાહને લીધે હાડકાનો સખત ભાગ પણ નરમ થઇ જાય છે.

બીજું, યકૃત એટલે કલેજું (ગર્ભમાંના બાળકનું) હોવું જોઇએ તેના કરતાં મોટું અને સખત, તેમજ વજનમાં પણ વધારે હોય છે, તથા તેની ધાર પણ મોટી હોય છે. જીવતાં જન્મેલ બાળકના તેમજ તરતના જન્મેલા બાળકના પેટમાં યકૃત્ ઉપર જણાવ્યું એવું હોય છે. પરન્તુ મરણ પછી પણ ઘણા દિવસ સુધી લાઇકર આમોનિયા નામના પ્રવાહીમાં બોળી મુકયું હોય તો તે યકૃત્ નરમ અને ઢીલું થઇ જાય છે, તથા તેના ઉપરથી પૂર્વોક્ત ચિન્હો નરમ પડી જાય છે.

ત્રીજું, ઉપદંશ રોગવાળા બધા ગર્ભની પ્લીહા (બરોલ) પેટ-માંથીજ સ્વાભાવિક કદ કરતાં મોટી હોય છે. તેમજ તેનું વજન પણ બમણું કે વખતે ચાર ગણું હોય છે.

---

* ગર્ભમાંથીજ ઉપદંશની ત્રીજી સ્થિતિ–અસ્થિદાહ તથા અસ્થિવ્રણ ઘણાં બાળકને હોય છે.

૧. ઉપાસ્થિ એટલે નાળીવાળો ભાગ અથવા અસ્થિધરાકળા, એવી બે વસ્તુમાંની કઇ ચીજ, તે નક્કી ન થવાથી ઉપાસ્થિ નામ રાખ્યું છે.

ચોથું વૃક્ક ( ફીડની ), અને મૂત્રવહસ્રોત ( ફીડનીમાંથી બસ્તીમાં પેસાબને લઇ જનારી બે નળીઓ ) માં પણ વચ્ચે વચ્ચે સંયોજક તંતુઓ હોય છે અને કાળક્રમે તેની અંદરનો દાહ પણ વધતો જાય છે, અને તેથી વૃક્ક તથા મૂત્રવહસ્રોતનો તંતુદાહ થાય છે. પેસાબમાં ચાલ્બ્યુમન અને તે સાથે અંદરથી વસા(ચરબી)ના કણો (વસામેહ) પડે છે, જે જોઇ શકાય છે.

**અસ્વાભાવિક ક્રમથી વૃદ્ધિ** ( વિકૃતગર્ભ )—આ રોગ ઉપદંશથીજ થાય છે, એ તો અગાઉ કહેવાઈ ગયું છે, એના ઘણા પ્રકારો છે.—૧. વૃદ્ધ જેવી આકૃતિ, ૨. કોઇ પણ અંગનો અભાવ, જેમકે માથા વગરનું બાળ, ૩. બુદ્ધિહીનતા—જન્મ સિદ્ધ ગાંડપણ—૪. લોહી પડવાનો સ્વભાવ, વગેરે ઉપર જણાવેલા ચારે પ્રકારો પહેલાં જણાવેલ ઉપદંશજન્ય વિકૃતિસમૂહ અને બચ્ચાના જીવન સંબંધે અનિષ્ઠ કરવામાં થોડેઘણે અંશે કારણભૂત થાય છે.

ડૉ. ફોર્નિયર ( Fournier ) નામના વિદ્વાને કેટલાક આંકડાઓ એકઠા કર્યા છે, જે ઉપરથી, માને કયે વખતે ઉપદંશનો ચેપ લાગ્યો હોય તો બાળકને કઈ જાતની અસર થાય છે, તે બહુ ચોખી રીતે જણાઇ આવે છે. ગર્ભાધાન થતા પહેલાં જો ચેપ લાગ્યો હોય[1] તો ૧૦૦ માંથી ૬૫ બચ્ચાંઓનું મરણ થાય છે, અને ૭૦ ટકા જેટલાં બાળકો વિકૃત ( ખોડીલાં એડોળ ) શરીરવાળાં જન્મે છે. ગર્ભાધાનના સમય વખતેજ જો ચેપ લાગેલો હોય છે તો ૭૫ ટકા બચ્ચાંનું મરણ પ્રમાણ અને ૯૫ ટકા શરીર બંધારણમાં વિકૃતિનું પ્રમાણ આવે છે. ગર્ભાધાનથી જેટલે અંશે મોડો ચેપ લાગ્યો હોય એટલા અંશે ઉપરની સંખ્યાના પ્રમાણના ટકા ઓછા આવે છે.

જો માતાને ઉપદંશ ન હોય અને કેવળ પિતાનેજ તેનો ચેપ લાગ્યો હોય તો ૧૦૦ માંથી ૨૮ બચ્ચાંનું મરણ થાય છે. અને ૩૭

૧. આ જાતના દાખલા આપણા દેશ કરતાં સુધરેલા દેશોમાં વધારે બને છે. ભાવમિશ્રના મત પ્રમાણે તો એ રોગજ પરદેશથી વેપારીઓ સાથે આ દેશમાં આવ્યો છે.

બચ્ચાંઓના શરીરમાં રોગનાં ચિન્હો જન્મ સાથે જણાય છે. જ્યારે માતાનેજ ચેપ લાગેલો હોય ત્યારે ૧૦૦ માંથી ૬૦ બચ્ચાં મરેલાં જન્મે છે, અને ૮૦ બચ્ચાંના શરીરમાં રોગની નિશાનીઓ માલમ પડે છે. જો માતા પિતા બન્નેને ચેપ લાગેલો હોય તો ૧૦૦ માં ૬૮ બાળક મરેલાં જન્મે છે. અને ૯૨ બાળક રોગનાં ચિન્હો સાથે અવતરે છે.[1]

વળી જો બાપને ઉપદંશ હોય છે તો તેનાં થયેલાં બચ્ચાંના પક્ષમાં બે વરસની મુદત સુધી એ દરદ વધારે હાનિકારક નીવડે છે, એટલે કે બાપને દરદ થયા પછી બે વરસની અંદર રહેલા ગર્ભમાં ગરમીનો રોગ વધારે સખ્ત રીતે થવાનો સંભવ છે, અને માને ઉપદંશનો ચેપ લાગ્યો હોય તો ૭-૮ વર્ષ સુધી તેને થનારાં બચ્ચાંનું અનિષ્ટ થાય છે, એટલે રોગથી નાશ પામે છે.*

જ્યાં રોગનો ઉપાય કરવામાં આવતો નથી ત્યાં પણ એ રોગ ઘણી રીતે અને ઘણાં વરસ સુધી અનિષ્ટ પરિણામ લાવ્યા કરે છે.

**શરીરની અંદરના જુદા જુદા સ્થાનના વરમ**—હૃદયના જમણા ભાગમાં જો વરમ થતો હોય તો ઘણું કરીને તો તે વરમ ગર્ભજીવનમાંજ થાય છે. જન્મ પછી ઘણું કરીને હૃદયના ડાબા ભાગનોજ દાહ થાય છે. અને કોઇ સ્થળે ગર્ભની અંદરના બચ્ચાંને પેટની અંદરના પડદા ( પેરિટોનિયમ )નો વરમ તેમજ કોઈ કોઇ કેસમાં ફેફસાંના પડ ( પ્લુરા )નો વરમ થયાનું પણ સાંભળ્યું છે.

---

૧. આપણા દેશમાં આવા દાખલાઓ આથી પણ વધારે મળવાનો સંભવ છે.

* આ ઉપરથી સમજવું જોઇએ કે, આદમીને ઉપદંશ (ગરમી) થયા પછી તેણે બે ત્રણ વરસ સુધી પોતાનું ઘર તથા ઓલાદ ન બગાડતાં ઓરતથી અલગ રહીને દરદના ઝેરને કાઢવાના ઉપાય કરવા. વળી સ્ત્રીઓને જેમ બને તેમ દુષ્ટ સંસર્ગ ( ચેપ ) થી બચાવવી જોઇએ, એ પણ આ આંકડાઓ ઉપરથી સમજવા જેવું છે. આપણા દેશમાં સુધરેલા દેશો કરતાં સ્ત્રીઓને અમર્યાદ છુટ આપવાનો રીવાજ ઓછો છે, તે સમજીનેજ છે, ને સારૂં છે, એમ આ ઉપરથી સમજી શકાય એમ છે. ઉઘાડી છાતી મુકીને મિત્રોમાં રાત્રીએ નાચવા જવું, એ ચાલ અમને તો સારો લાગતો નથી.

**જળોદર**—ગર્ભની અંદરના બાળકને બધાં દરદો કરતાં પેટનું અથવા મગજના પડની અંદરનું જળોદર વધારે પ્રમાણમાં થાય છે. તેમાં પણ મગજની અંદર પાણી ભરાવાનો રોગ સર્વથી વધારે પ્રમાણમાં થતો જોવામાં આવે છે. મગજમાં પાણી ભરાય છે ત્યારે માથું એટલું બધું મોટું થઇ જાય છે કે તેને લીધે પ્રસવ વખતે ઘણું કષ્ટ પડે છે. ગર્ભની અંદર મગજમાં પાણી શાથી અને શી રીતે ભરાય છે તે સંબંધી હજુ ચોક્સ જાણવામાં આવ્યું નથી. આ દરદ ક્રમે ક્રમે પછી પછીના ગર્ભને પણ થતું જોવામાં આવે છે. વળી એની સાથે કેટલીકવાર પૃષ્ટવંશ (કરોડ)ની અસંપૂર્ણતા પણ હોય છે, માથાના વેન્ટ્રીકલમાં પાણી ભરાવાથી ક્રમે ક્રમે માથું વધીને મોટું થતું જાય છે. માથાનાં હાડકાં પાતળાં અને એક બીજાથી ઘણાંજ છુટાં પડી જાય છે. કોઇ કોઇવાર ગર્ભની અંદરનાં બચ્ચાંની છાતીમાં અને બીજા અવયવોમાં પણ પાણી ભરાય છે, પણ એ બનાવ વિરલજ બને છે.

ગાંઠો—ગર્ભના શરીરમાં અનેક સ્થળે જુદી જુદી જાતની ગાંઠો અને રસોળીઓ થાય છે. તે જુદે જુદે સ્થળે જુદી જુદી જાતની નાની મોટી હોય છે. કેટલીકવાર ગાંઠો ઘણી વધી જાય છે અને પ્રસવ વખતે વિઘ્ન પેદા કરે છે. અર્બુદ અથવા ગાંઠની ઘણી જાતો છે. અંગ્રેજીમાં તેનાં જુદાં જુદાં નામો—સાર્કોમા, કેન્સર, સિસ્ટ, વગેરે જાવામાં આવે છે. કોઇવાર અર્બુદ ન હોવા છતાં આગળ જણાવેલી શરીર રચનાની વિકૃતિને લીધે શરીરની અંદરનું કોઇ યંત્ર અર્બુદની પેઠે ઉંચું ઉપડી આવે છે. વળી કોઇવાર પેટની દિવાલમાં છિદ્ર પડેલું હોય છે. અને તે છિદ્રની સ્થિતિ પ્રમાણે એની અંદરથી કલેજું અગર ઉદરનું કોઇ બીજું યંત્ર બહાર નીકળીને ઉપડી આવેલું જણાય છે.

**ગર્ભના બાળકને આઘાત અથવા ચોટ લાગવી**—માના શરીરને કોઇ પણ રૂપે આઘાત લાગવાથી તેનું ફળ પેટમાંનાં બાળક સુધી પહોંચે છે, જો કે તેથી ગર્ભનો નાશ થતો નથી. આવી જાતની અનેક ઘટનાઓ બને છે. ગર્ભના છેલ્લા દિવસોમાં ગર્ભિણી પડી જવાથી પેટની અંદરના બચ્ચાના શરીર ઉપર મોટું ક્ષત ( જખમ )

પડી ગયેલું જણાય છે. બચ્ચું જન્મતી વખતે આઘાત લાગવાને વખત જવા પ્રમાણે કોઇ ક્ષત તાજું, કોઇ સુકાયેલું, અથવા કોઇ તદ્દન મળી ગયેલું માલમ પડે છે. કેટલીકવાર ગર્ભિણી પડી જવાથી બચ્ચાંના હાથપગનું કે બીજા કોઈ અવયવનું હાડકું માના પેટમાંજ ભાગી ગયાના બનાવો પણ બને છે.

**ગર્ભનું મૃત્યુ**—કોઇ પણ કારણથી ગર્ભની અંદરના બચ્ચાનું મરણ થવાનો સંભવ છે. હવે મરણ થયા પછી થોડાજ વખતમાં તે બચ્ચું બહાર નીકળી પડે છે, અથવા તે મરેલું બચ્ચું કેટલાક મહીનાઓ સુધી અને વખતે ઠેઠ પ્રસવના વખત સુધી ગર્ભાશયમાં પડી રહે છે. આવે વખતે ગર્ભના શરીરમાં અનેક તરેહના ફેરફારો થાય છે. અત્યંત નાની અવસ્થામાં મરણ થયું હોય તો તે ગર્ભનું શરીર ગળી જાય છે અને ગર્ભજળ ( લાઇકર આમોનિયા )ની સાથે તે મળી જાય છે. તથા જે વખતે ગર્ભાશયમાંથી ત્વચા બહાર નીકળે છે તે વખતે મરેલા બચ્ચાના શરીરનો કોઇ પણ અંશ દેખાતો નથી. બીજી જગોએ વળી બચ્ચાંના શરીરના ટુકડા ટુકડા થઇને મળી આવે છે. બે બચ્ચાં ( જોડલું ) ગર્ભાશયમાં સાથે હોય અને તેમાંનું એક મરી જાય છે ત્યારે જીવતા બાળકના દબાણથી મરેલું બચ્ચું ક્ષીણ થઇ જઇ દબાઇને છેક ચપટું બની જાય છે.

**ગર્ભસ્થાનમાં મરેલા બચ્ચાંની આકૃતિ**—ગર્ભના છેલ્લા દિવસોમાં બચ્ચાંનું મરણ થયું હોય અને જો તે વધારે દિવસ સુધી બહાર નીકળી ન શકે તો ગર્ભજળમાં ડુબેલું હોવાથી તે મરેલું બચ્ચું ફુલી ઉઠે છે; એકાએક જોવામાં આવે તો એમજ જણાય કે તેનો દેહ ( શરીર ) અત્યંત પાકી ગયેલ છે, પરંતુ વાયુ લાગેલો ન હોવાથી ખરી રીતે એ સ્થિતિમાં દેહ પાકી શકતો નથી, તેમજ તેમાં ખરાબ ગંધ પણ દાખલ થતી નથી. એટલું બને છે કે દરેક અંગ એકદમ શિથિલ ( ઢીલું ) બને છે, તથા ચામડી ઠેકઠેકાણે ઉપડી આવે છે. મરેલા શરીરમાં કોઇ પણ એક જગાએ આંગળી દાબી જોઇ હોય તો આંગળી અંદર પેસી જાય છે, તથા ઉપરની પાતળી ચામડી ખસીને અંદરનો ધોળો પદાર્થ દેખાય છે. ચામડીનો અને તેમાં પણ ખાસ ક-

રીતે પેટની પાસેની ચામડીનો રંગ ઘેરો રાતો હોય છે. ખોપરીની અંદરનો પદાર્થ ( મસ્તિષ્ક ) કોમળ અને ઘણે ભાગે ગળી ગયેલ જેવો હોય છે. ચામડીની નીચે ખોપરીનાં હાડકાં પણ હાલતાં હોય એમ માલમ પડે છે. વળી શરીરના ઘણાખરા તંતુઓ મેદના રૂપમાં પરિણામ પામે છે. બચ્ચાંના મરણ પછી જેમ જેમ વધારે દિવસો જાય તેમ તેમ ઉપર જણાવેલા ફેરફારો વધારે થતા જાય છે. પરંતુ ફેરફારનો ક્રમ જોઇને કેટલા દિવસ ઉપર અંદરનો ગર્ભ મરણ પામ્યો હશે તે કહેવું મુશ્કેલ છે.

**મૃતગર્ભ નિર્ણય**—પેટની અંદર બચ્ચું જીવતું છે કે મરી ગયેલું છે, એ નક્કી કરવાનું કામ વધારે અઘરૂં છે, કેમકે જીવતાં બચ્ચાંના હૃદયના અવાજ બધી વખતે સંભળાયજ એવો કોઇ નિયમ નથી. એવા દાખલાઓ બન્યા છે કે કેટલાક દિવસો સુધી કે અઠવાડીયાં સુધી ગર્ભની અંદરના બાળકના હૃદયનો શબ્દ સંભળાય નહી, છતાં મુદત થયે તન્દુરસ્ત બાળક અવતરેલાં છે. બચ્ચાંના હૃદયનો અવાજ સંભળાયાથી તેના જીવિતનો—જીવતાપણાનો—નિર્ણય જેટલી સહેલાઇથી થઈ શકે છે, એટલી સહેલાઇથી હૃદયનો તે અવાજ ન સંભળાયાથી થતો નથી. બચ્ચું ફરકાવાના સંબંધમાં પણ એમજ સમજવું. ઘણી જગાએ તો મૃત્યુની પહેલાં બાળક ઉતાવળું ઉતાવળું ઘણીવાર અનિયમિત રીતે ફરકે છે. જે એકજ ઓરતને[1] ઉપરાઉપર ઘણાં બચ્ચાં આવ્યાં હોય તેના આવા બનાવોથી ઘણીવાર મતભેદ થવાના પ્રસંગો બને છે. ઉપર જણાવેલા તીવ્ર ગર્ભસ્પંદન ( ફરવાની ક્રિયા ) પછી જો હૃદયનો અવાજ સંભળાવો બંધ થાય અને તેની પહેલાંની પરીક્ષાઓ વખતે જો બરાબર હૃદયના અવાજો સંભળાયા હોય તો ગર્ભના મરણનો સંદેહ થવાનો સંભવ છે. પરંતુ એકવાર પરીક્ષા કરીને સંતોષ માનવા જેવું નથી; પણ થોડા થોડા દિવસને અંતરે બે ત્રણ

---

૧. ચાલતા વર્ષમાં મારી પાસે આઠમે માસે આઠ કસુવાવડો થયેલી એક બાઈ પાંચમે છઠ્ઠે મહીનેથી આવી હતી, એકાદ માસ દવા લઇ ગઇ હતી. હમણાં આવતી નથી. હું તેને માત્ર જેઠીમધ લક્ષ્મણાના તથા દુર્વાના રસ સાથે આપતો હતો.

વાર બરાબર સાવધાનીથી પરીક્ષા કરવા છતાં પહેલાં સંભળાયેલા હૃદયના અવાજો નજ સંભળાય ત્યાર પછી ગર્ભનું મૃત્યુ થયું છે એમ નક્કી કરવું.

કેટલેક સ્થળે[1] ગર્ભિણીના દેહમાં અને મનમાં કેટલોક ફેરફાર જોવામાં આવે છે. ગર્ભિણી સ્ફુરતી વગરની અને ગમગીન જણાય છે. પેટની નીચેનો ભાગ ભારે અને ઠંડો માલમ પડે છે, તેનો ચહેરો ફીકો થઈ જાય છે, આંખનાં પોપચાંની નીચે કાળાશ જણાય છે, સખત થયેલાં સ્તન પાછાં લબડી જાય છે; પેટ નાનું થઇ જાય છે, થોડી થોડીવારે કંપ થઇ આવે છે, તાવ આવે છે. પરંતુ ઘણે સ્થળે આમાંનું કાંઈ લક્ષણ ગર્ભિણીમાં જણાતું નથી.

ગર્ભને થનારા રોગો આપણે આ પ્રકરણમાં જોઇ ગયા. આંહી આપણે આ પ્રકરણ પુરૂં કરીશું. જો કે આ પ્રકરણમાં લખેલા રોગો ગર્ભનેજ લાગુ પડે છે, તો પણ તેનો થોડો ઘણો, સાક્ષાત્ કે પરંપરાએ, માતાની સાથે સંબંધ હોવાથીજ આ પ્રકરણ અત્રે નાખવું પડેલું છે. ગર્ભના રોગોને માતાની સાથે કેવો સંબંધ છે તે આપણે હવે પછીના પ્રકરણમાં તપાસી જવાનો પ્રયાસ કરીશું.



---

૧ આયુર્વેદની અંદરના મૃતગર્ભનાં લક્ષણો આનાથી અભિન્ન છે. यस्याःपुनरतिमात्रदोषोपचयाद्वा तीक्ष्णोष्णातिमात्र सेवनाद् वा वातमूत्रपुरीष वेगविधारणै र्वा विषमाशनशयनस्थानसंपीडनै र्वा क्रोधशोकेर्ष्यासूयाभयत्रासादिभि र्वा परैः कर्मभिरन्तःकुक्षौ गर्भो म्रियते तस्याः स्तिमितं स्तब्धमुदरमाततं शीतं अश्मान्तर्गतमिव भवत्यस्पंदनो गर्भः शूलमधिकमुपजायते न चाव्यः प्रादुर्भवन्ति, यानि न प्रस्रवति, अक्षीणी चास्याः स्रस्ते भवतः ताम्यति, व्यथते, भ्रमते श्वसित्यरति बहुला च भवति न चास्या वेगप्रादुर्भावो वा यथावदुपलभ्यते इत्येवं लक्षणां स्त्रीयं मृतगर्भेयमिति विद्यात् ॥

# પ્રકરણ ૧૨ મું.

## ગર્ભપાત તથા કસુવાવડ અને તેના કેટલાક ઉપદ્રવો.

**ગર્ભપાતની વ્યાખ્યા**—સાધારણ રીતે સાત માસની અંદર ગર્ભ પડી જાય ત્યારે આપણામાં ગર્ભપાત તથા ગર્ભસ્રાવ કહે છે, જનસમાજમાં અધુરે જવું, કાચું થવું, વિગેરે તેનાં નામો છે; અને સાતમા મહિના પછી મરેલું બચ્ચું જન્મે તો તેને ખાસ સુવાવડ કહે છે, અથવા મરેલું સાંપડયું, ઇત્યાદિ નામ આપે છે; એમ સાધારણ રીતે બે ભેદ છે; કેટલીક વાર ગમે તે મહિનામાં મરેલું બચ્ચું જન્મે તે કસુવાડ એવા નામથીજ ઓળખાય છે; પરંતુ કેટલાકના મત પ્રમાણે અને શાસ્ત્રીય વ્યવહાર જોતાં તેના ત્રણ ભેદ પ્રમાણે ત્રણ નામ પાડવાં ઘટે છેઃ–૧. ગર્ભાધાન થયા પછીથી તે ઓર સંપૂર્ણ તૈયાર થઇ રહેતાં સુધીમાં એટલે ત્રણ માસની અંદર જો આર્તવ દેખાય અને બચ્ચું પડી જાય તો તેને ગર્ભસ્રાવ ( Abortion ) એવું નામ આપવું અયોગ્ય છે, કારણ કે તે વખતે ગર્ભ અસંજાતસાર હોય છે, તેથી તે શ્રવી કે ઝરી જવાને નાલાયક હોય છે. ૨. અને ચારથી સાતમા માસની અંદર જો ગર્ભ પડી જાય તો તેને ગર્ભપાત ( Miscarriage મીસ્કેરેજ ) કહેવો જોઇએ, કેમ કે તે વખતે ગર્ભ કાચો હોય છે; તથા ૩. સાતમાથી દસમા માસની અંદર મરેલું બચ્ચું આવે તો તેને કુપ્રસુતિ, અકાળ પ્રસવ, કસુવાવડ[1] ( Premature Labor ) વીગેરે નામો આવવાં જોઇએ. વળી, આ પ્રમાણે ભેદ પાડવા એ વધારે ઠીક છે, કારણ કે ત્રણ માસની અંદર ગર્ભપાત થાય તો ગર્ભિણીને બહુ કષ્ટ પડતું નથી, કેમ કે તે વખતે ગર્ભત્વચા ગર્ભાશયની સાથે ચોટેલી હોતી નથી અને તેથી સહજ રીતેજ ગર્ભની સાથેજ તે બહાર આવી પડે છે; આનેજ આર્યો અજાતસારતા કહે છે. ત્રીજા

---

१. सा चेदपचारात् द्वयोस्त्रिषु वा मासेषु पुष्पं पश्येन्नास्या गर्भः स्थास्यतीति विद्यात् । अजातसारा हि तस्मिन् काले भवन्तिगर्भाः ॥
च. शा. अ. ८

મહિના પછી ગર્ભાશય અને ગર્ભત્વચાનો સંયોગ દ્રઢ થઇ જાય છે, અને તેથી બચ્ચું નીકળી ગયા છતાં પણ ગર્ભત્વચા અંદર ચોટી રહે છે, તેને છુટી પાડતાં અંદરના યંત્રોને ઘણો પરિશ્રમ પડે છે. તેમાં પણ જો કોઈ અંશ અંદર લાગી રહ્યો હોય તો પાકીને સૂતિકાજ્વર અને એવા બીજા અનેક ઉપદ્રવો થાય છે; સાતમા મહિના પછી મેદો પકર્ષ ( Faty degeneration ) ને લીધે ગર્ભવેષ્ટન કુદરતી રીતેજ ગર્ભાશયથી ક્રમેક્રમે છુટું પડી ગએલું હોવાથી અકાળ પ્રસવ થવાની સાથેજ સ્વાભાવિક રીતેજ બહાર નીકળી આવે છે. હવે આપણે સમજી શકીએ છીએ કે, ત્રણ પ્રકારના ગર્ભ પતનમાં બીજો અથવા વચલો પ્રકાર ( ચોથાથી સાતમા મહીના સુધીનો છે તે ) ગર્ભિણીના સંબંધમાં બધા કરતાં વધારે ભયંકર છે.

**ગર્ભપાતનાં ઉત્તેજક કારણો તથા પૂર્વ કારણો**—ગર્ભપાતનાં બે પ્રકારનાં કારણો છે. ૧. એક તો પ્રથમથી વિદ્યમાન કારણ અથવા ગર્ભપાત દ્રવણ કારણ, અને ૨. બીજું ઉત્તેજક કારણ, એટલે ગર્ભોપઘાતકર ભાવ. પ્રથમથીજ સ્ત્રીની તબીઅત નબળી હોય, જોઇએ એવી તંદુરસ્તી ન હોય અથવા ગર્ભપાત કરાવી દે એવો કોઈ રોગ શરીરમાં પ્રથમથી વિદ્યમાન હોય. તેને લીધે ગર્ભસ્રાવ થઇ જાય, એવો દેહ સ્વભાવ બંધાઈ જાય છે, તેને પૂર્વવર્તી કારણ કહે છે, અને એજ ગર્ભશ્રાવનું ખરૂં કારણ છે. ઉત્તેજક કારણ તો ઘણીવાર અતી સામાન્યજ હોય છે, અને એવાં કારણોથી ગર્ભપાત કરાવે એવું કાંઇ પૂર્વ કારણ ન હોય તો કશું અનિષ્ટ પણ થતું નથી; એવું હોય છે, અને દરદીના શરીરમાં પૂર્વ કારણ હોય છે, તો એક સાધારણ છીંક આવવી, અથવા ચાલતાં ચાલતાં નીચો ઉંચો પગ પડી જવો અથવા પેટ ઉપર સાધારણ ધકો લાગવાથી ગર્ભપાતને ઉત્તેજન મળે છે, અને ગર્ભશ્રાવ થઈ પણ જાય છે. ઘણી જગોએ તો ગર્ભાશયની શ્લેષ્મત્વચાનો દાહ ( જુઓ ભા. ૧, પૃષ્ટ ૧૨૧ થી ૧૨૪ ) એજ ગર્ભપાતનું પુર્વ કારણ હોય છે. એ પ્રદાહ પોતાની મેળે અથવા પહેલાંના કોઇ રોગના પરિણામ રૂપે શરીરમાં દાખલ થએલ હોય છે, કેમ કે ગર્ભાશયની સ્થાનચ્યુતિ અથવા તેનું પશ્ચાદ્દવિવર્ત્તન, મૂત્રગ્રંથીનો

પ્રદાહ કે બ્રાઇટસ ડીઝીઝ અથવા ઉપદંશ ( સીફીલીસ ) એ બધા રોગો પૂર્વે વર્ણવેલા પ્રદાહનાં કારણરૂપ હોય છે.

કોઇ કોઇ સ્થળે પૂર્વવર્તી અવસ્થાની અપેક્ષા રાખ્યા શિવાય માત્ર ઉત્તેજક કારણથીજ ગર્ભશ્રાવ થઇ જાય છે. પેટ ઉપર જબરો આઘાત ( લાત વિગેરે ) લાગવાથી તંદુરસ્ત રમણીને પણ ગર્ભપાત થઇ જાય છે. સખત તાવ ( તેમાં પણ વિશેષે કરીને તે એકદમ લાગુ પડયો હોય તો ) ગર્ભશ્રાવનું એક મુખ્ય ઉત્તેજક કારણ મનાય છે. જ્યાં તાવનો વેગ ધીમે ધીમે વધતો જાય છે, ત્યાં ગર્ભશ્રાવ થવાની સંભાવના ઓછી રહે છે; એટલાજ માટે શીતળા, ઓરી, રીમીટંટ, કોલેરા, વિગેરે ફાટી નીકળતા તાવોમાં જેટલો ગર્ભશ્રાવનો ભય છે એટલો ક્રમેક્રમે વધનારા ટાઇફોઇડ જેવા તાવમાં ભય નથી. ગર્ભશ્રાવનાં જેટલાં સંભવિત કારણો મનાય છે તેઓ બે રીતે પોતાનું કામ બજાવે છેઃ—

૧. ગર્ભાશયની સાથેનો બચ્ચાંનો સંબંધ છુટો પાડીને શ્રાવ કરાવે છે.

૨. બચ્ચાંનું મરણ[1] પેદા કરીને શ્રાવ કરાવે છે.

ગર્ભજળ ગર્ભવેષ્ટન, વિગેરેને લગતા રોગોથી ગર્ભપાત થાય ત્યારે ઘણું કરીને ગર્ભ અને ગર્ભાશયનો સંબંધ છુટો પડી જાય છે. બધાં સ્થળોએ ગર્ભાશયના ક્રમશઃ વધવાના ક્રમમાં અટકાયત થાય તેવા રોગોમાં પ્રથમ ગર્ભાશય ઉપર દબાણ અને પાછળથી તેની અંદર પ્રદાહ અથવા પ્રબળ સંકોચ પેદા થઇને ગર્ભપાત થાય છે. ગર્ભાશયનું નીચે આવી જવું (પ્રોલેપ્સ), પાછળ નમી જવું.—( રીટ્રોવ્હર્શન ), વિગેરે ગર્ભાશયના સ્થાનભ્રંશને લગતાં દરદોમાં એ પ્રમાણે બને છે.

વળી ગર્ભાશય અથવા તેની પાસેનું કોઇ પણ યંત્ર અથવા ગર્ફરનો સંકોચ) કોન્ટ્રેકટેડ પેલ્વીસ) હોય ત્યારે તે સર્વ સ્થળે ગર્ભા-

૧. આની પહેલાંના પ્રકરણમાં બચ્ચું પેટમાં મરણ પામે એવા જે જે રોગો જણાવ્યા છે તે બધા ગર્ભપાતના કારણરૂપ સમજી લેવા.

શય ઉપર દબાણ થવાથી એનો પ્રદાહ અથવા પ્રબળ સંકોચ થઈ આવે છે, અને પરિણામે ગર્ભપાત થાય છે,

તેમજ ઔષધી દ્રવ્ય કે મનનો આવેગ પણ ગર્ભાશયમાં સંકોચ પેદા કરે છે, અને ઓરને ગર્ભાશયથી છુટી પાડી દે છે; જો કે સારે ભાગ્યે શુદ્ધ મનના વેગથી ગર્ભપાત થવાના દાખલા ઘણા વીરલ બને છે; ઓર અથવા અંદરના ગર્ભનો કોઇ રોગ હોય અને તેમાં આવેગ થાય ત્યારે તે ગર્ભપાતના ઉત્તેજક કારણરૂપ બને છે, એવાં કેટલાંક દ્રવ્યો છે; (જેમકે Savin, Ergot, Cantharidis) કારબોલીક એસીડ ગેસ, Carbolic Acid Gas વીગેરે ) જેઓની વધારે માત્રા લેવાથી (શરીરમાં ગર્ભપાત કરાવે એવું બીજું કોઇ પણ કારણ ન હોવા છતાં) તે ગર્ભપાત કરાવી દે છે.

પડી જવું, પેટ ઉપર સખત આઘાત લાગવો, પાંડુ વિગેરે, શરીરમાં ખેંચતાણ આંચકી વિગેરે થવું, શળી અથવા તેના જેવું કોઇ પણ યંત્ર ગર્ભશાયમાં દાખલ કરવું, સખત ઉલટી, સખત ખાંસી, અસાધારણ મરડો, પરાણે કામ કરવાનું જોર કરવું, અથવા ઉતાવળે પગે ચાલવું, વધારે સહેવાસ ( પુરૂષ સંબંધ ) વિગેરે સર્વ કારણોથી ગર્ભાશય ઉપર ધક્કો લાગવાથી તેનાથી બચ્ચુ છુટું પડી જઈ ગર્ભપાત થઇ જાય છે.

જે જે કારણોથી બચ્ચાંનું મૃત્યુ થઇ શકે તે બધાં આપણે આગળના કારણમાં જોઇ ગયા છીએ. હવે બચ્ચું જ્યાં સુધી પેટમાં જીવતું હોય ત્યાંસુધી તે માતાના શરીરનોજ એક અવયવરૂપ ગણાય છે, પરંતુ મરણ પછી બાહ્ય પદાર્થ એટલે શલ્ય ( ફોરેન બોડી ) ની પેઠે કામ કરે છે, એટલે કોઇ બહારનો પદાર્થ શરીરની અંદર પેસી ગયો હોય તેને લીધે જેમ તેની ચારે બાજુના તંતુઓમાં એક જાતનું ઉત્તેજન (ઇરીટેશન) શરૂ થાય છે, તેજ રીતે મરેલા ગર્ભને લીધે પણ ગર્ભાશયમાં ઉત્તેજન થઈ તેનો સંકોચ થાય છે. બધી જગોએ ગર્ભના મરણ પછી તરતજ ગર્ભશ્રાવ થાય એવો નિયમ નથી. કોઇ કોઇ જગોએ કેટલાંક અઠવાડીઆં અને મહીનાઓ સુધી પણ મરેલું બચ્ચું ગર્ભાશયમાં બંધાઇ રહે છે.

બીજા વખત કરતાં દર મહીને જે દીવસોમાં સ્ત્રીને આર્તવ આવવાની હમેશની ટેવ હોય તે દિવસોમાં ગર્ભસ્રાવ થવાનો વધારે ભય રહે છે. ગર્ભિણીને છેલ્લું આર્તવ દેખાયું હોય તે દીવસ બરાબર યાદ રાખીને હીસાબ કરવામાં આવે તો આ વાત માલૂમ પડી આવે છે; જો કે ગર્ભકાળમાં આર્તવ દેખાતું નથી, તોપણ મહીને મહીને તે દીવસોમાં બીજકોષ ( ઓવરી ) અને ગર્ભાશયનાં શ્લેષ્મ પડમાં રક્તનો ભરાવો થાય છે, અને તેને લીધે ઉત્તેજના થવી એ વાત કાંઇ વિચિત્ર નથી. આ રક્તનો ભરાવો થયો હોય એવા વખતમાં ઉપર જણાવેલાં ગર્ભપાતનાં કારણોનું કોઇ કારણ બની આવે તો સહજ રીતેજ ગર્ભ-પાત થાય, એ દેખીતુંજ છે.

**ગર્ભપાતનાં લક્ષણો:—**

પ્રથમ રક્તસ્રાવ દેખાય છે, રક્તનાં પરિમાણનું કાંઇ માપ કાઢી શકાય એવું નથી, પરંતુ પહેલાં થોડું થોડું લોહી દેખાય, પાછું બંધ પડી જાય એમ થાય છે, અને તે પછી કેટલીક વારે લોહી વહેવાનો આરંભ થાય છે; કોઇ કોઇ જગ્યાએ પહેલેથીજ એકદમ ઘણું લોહી વહેવા માંડે છે; એ પ્રમાણે વધારે વધારે લોહી પડતાં છેવટ એ એક મોટા ઉપદ્રવ રૂપ થઇ પડે છે; એ રીતે કેટલોક વખત કે કેટલાક દીવસ લોહી પડયા પછી ગર્ભાશયનો સંકોચ થવાનો આરંભ થાય છે, અને તેની સાથેજ ગર્ભિણીને પણ વેદના ઉપડે છે; વેદના નિયમિત વખતે થાય છે, અને ક્રમે ક્રમે વધતાં વધતાં છેવટ બચ્ચાંને બહાર કાઢી નાંખે છે; કોઇ કોઇ સ્થળેજ પહેલી વેદના થાય છે અને પાછ-ળથી રક્તસ્રાવ થાય છે.

હવે જ્યાંસુધી ખાલી વેદના અથવા એકલો રક્તસ્રાવ થતો હોય ત્યાંસુધી ગર્ભનાશ અટકાવવાનો ભરોસો રાખી શકાય, પરંતુ વેદના અને રક્તસ્રાવ બન્ને શરૂ થયા પછી ગર્ભપાત ઘણે ભાગે નક્કીજ થઈ ગયો માનવો. કેટલાક કહે છે કે ગર્ભનાશની પહેલાં તાવ, ઠંડી, કંપ, વિગેરે કેટલાંક પૂર્વ લક્ષણો થાય છે, પરંતુ એ નક્કી કહી શકાય એવું નથી, અથવા ઘણે સ્થળે તો એ લક્ષણો થતાં પણ નથી.

જો ગર્ભ થોડા દિવસનો હોય તો બચ્ચું અને ગર્ભત્વચા અનાયાસેંજ એક સાથે નીકળી જવાનો સંભવ છે. પરંતુ અત્યંત નાનું બચ્ચું લોહીના ગાંઠાઓની અંદર એવી રીતે દબાઇ જાય છે કે બરાબર લક્ષ્ય ન રાખવાથી જોઇ શકાતું નથી. એટલું સમજવું કે જ્યાં સુધી બચ્ચું નીકળી જતું નથી ત્યાંસુધી કષ્ટ બંધ થતું નથી, ધાત્રી (સુયાણી) અથવા ચિકિત્સક બન્નેમાંથી ગમે તેણે નીકળેલા રક્તના ગાંઠા ધોઇને ગર્ભ છૂટો થઇને નિકળી ગયાની ખાત્રી કરવી જોઇએ; બીજા મહીના પછી ગર્ભાશય ગ્રીવા અને મુખ સખત થઇ જાય છે, અને સહજમાં ખુલ્લું થઇ શકતુ નથી, તેથી ગર્ભિણીને નાના લોહીના ટુકડા પડતી વખતે પણ અત્યંત દરદ થાય છે અને બચ્ચાંને નીકળવાને માટે સારી રીતે રસ્તો ખુલ્લો થતાં ઘણો વખત લાગે છે. ઉપરાઉપર વેદનાઓ ( વેણો ) આવતાં આવતાં છેલ્લા ભાગમાં ગર્ભાશયનું મુખ જરૂરીઆત પ્રમાણે ખુલ્લે છે, પરંતુ ઘણા વખત સુધી રક્તશ્રાવ થવાને લીધે ગર્ભિણી નબળી પડી જાય છે. કોઇ કોઇ વાર તો પડદો ( ડસીઓ ) ફુટી જઇ ગર્ભ પ્રથમ નીકળી જાય છે, અને ત્તે પછી ગર્ભવેષ્ટનત્વચા ( કોઇક વાર તો અનેક દિવસો પછી ) બહાર નીકળે છે. જ્યાંસુધી બધી ઑર અને ત્વચા પુરેપુરાં નીકળી જતાં નથી ત્યાં સુધી રક્તશ્રાવ તેમજ સુતિકાજ્વરનો ભય રહે છે તથા ત્યાંસુધી આપણે ગર્ભિણીને નિરોગી પણ કરી શકીએ નહિ. ગર્ભપાત પછી શેષ ભાગ પણ પુરેપુરો પડી ગયો છે કે નહિ, તે પણ વૈદ્યે બરાબર ધ્યાનમાં રાખવું જોઇએ.

ઘણાં ઉદાહરણો ઉપરથી એમ જણાયું છે કે, આશરે ૮ ગર્ભિણીમાં એક ગર્ભપાત થાય છે, તથા દરેક સ્ત્રીને સાત[૧] સુવાવડે ઘણે ભાગે એક કસુવાવડ થાય છે તથા પોતાની ઉમરમાં ત્રીશ વર્ષ પછી ઘણું કરીને સ્ત્રીને ગર્ભપાત થાય છે.

---

૧. આ ઉપરથીજ આપણામાં "સાત સુવાવડ સારી, પણ એક કસુવાવડ ભુંડી" એ કહેવત નીકળી જણાય છે. લોકોક્તિમાં કેટલો સત્યાંશ સમાયલો છે, એ આ ઉપરથી સમજાશે.

વળી, ૬૦૨ ઉદાહરણોમાં નીચે પ્રમાણે ગર્ભપાતનો કાળ સમજવામાં આવ્યો હતોઃ—૩૫ બીજા મહિનામાં, ૨૭૫ ત્રીજા મહીનામાં, ૧૪૭ ચોથા મહીનામાં, ૩૦ પાંચમા મહીનામાં, ૩૨ છઠ્ઠા મહીનામાં, ૫૫ સાતમા મહીનામાં અને ૨૮ આઠમા મહીનામાં, કસુવાવડો બની હતી. એવું કહેવાય છે કે, સંસારસ્થિતી સાથે પણ ગર્ભપાતને સંબંધ છે. ઘણે ભાગે અત્યંત ગરીબીમાં રહેનારી સ્ત્રીઓને તેમજ એકદમ ગર્ભશ્રીમાન વ્યક્તિઓને ગર્ભપાત થવાના ઘણા દાખલા બને છે.

**ઉપાયઃ**—લક્ષણો ઉપરથી એમ માલૂમ પડે કે ગર્ભપાત થશે, તો પહેલેથીજ તેને અટકાવવા માટે ઉપાયોની યોજના કરવી જોઇએ. રક્તશ્રાવ થોડો હોય, ઘણો થવા ન મંડયો હોય, બીજી કોઇ જાતની વેદના ન હોય, અને વરાંગપરીક્ષા (ગર્ભવતીના સંબંધમાં સર્વત્ર અંગુલી પરીક્ષા કરવી જોઇએ) મારફત તપાસ કરતાં ખાત્રી થાય કે ગર્ભાશયનું મુખ બંધ છે, તો હમેશાં ચિકિત્સાથી સારૂંજ ફળ થશે, એવી આશા રાખવી. પરંતુ એમ જણાય કે ગર્ભાશયનું મોઢું ખુલ્લું થવા માંડયું છે, તેમજ આંગળી ગર્ભાશયનાં મુખમાં જઇને અંદરના પદાર્થનો સ્પર્શ કરી શકે છે, વિશેષમાં વળી તેની સાથે વેદના (ગર્ભાશયનો સંકોચ થવાથી થતી વેણુ) થતી હોય તો સમજવું જોઇએ કે નક્કી ગર્ભપાત થશેજ, અટકાવી શકાશે નહી; અને એવું નક્કી થઇ જાય છે તે પછી અંદરના પદાર્થને બહાર કાઢવામાં જેટલી વહેલી સહાય આપી શકાય તેટલું સારૂં સમજવું, અને થોડો પણ નિવારણનો સંભવ જણાય તો તરતજ પ્રથમ તો ગર્ભિણીને બીલકુલ હાલવા ચાલવાની ના પાડવી તથા જેમ બને તેમ અત્યંત કોમળ પથારીમાં આરામથી પડી રહેવા કહેવું; કારણ કે અનૈચ્છિક સ્નાયુઓ (ઇનવૉલંટરી મસલ્સ) નો એજ ધર્મ છે કે, એમાં એક વખત ઉત્તેજન (ઇરીટેશન) શરૂ થયું એટલે પછી જે યંત્ર સાથે તેઓ લાગેલાં હોય તેનું ચલન વલન જેટલું વધારે થાય તેટલી પેશીઓના સંચામાં વધારે ઉત્તેજના થઇ તેનાં પરિણામરૂપે તે યંત્રનો સંકોચ પણ વધારે થાય છે. આનાં ઘણાં ઉદાહરણો છે, જેમકે મરડો (ડીસેન્ટરી) અને કૉલેરા

વિગેરે આંતરડાંને લગતાં દરદો થવાથી આંતરડાંની પેશીઓમાં સંકોચ થવાનો સ્વભાવ વધી જાય છે, અને તેથી આંતરડાંની કૃમી જેવી ગતી અત્યંત વધી પડે છે. હવે આવાં દરદમાં રોગી[1] જેટલી હાલ ચાલ વધારે કરે તેમ તેમ આંતરડાંની કૃમીની ગતિ વધતી જઇ દરદીને વધારે દસ્ત આવે છે.

એવીજ રીતે મૂત્રાશય એટલે બસ્તીમાં પ્રદાહ (સીસ્ટાઇટીસ) થયો હોય તો પેસાબમાં પણ વધારે દાહ બળે છે. આંતરડાં વિગેરેના સંબંધમાં જે કથા કહેવામાં આવી છે તે બાબતમાં ગર્ભાશયના સંબંધમાં પણ તેમજ સમજવું. ગર્ભશ્રાવનો ઉપક્રમ શરૂ થયો ત્યારથીજ ગર્ભાશયની અંદરના અનૈચ્છિક સ્નાયુઓમાં અત્યંત ઉત્તેજન શરૂ થઇ જાય છે, તેથી એકતો પહેલેથીજ વેદના થાય છે, તેમાં વળી ગર્ભાશયમાં ચલન વલન થાય, એટલે તે વેદનામાં વધારો થાય, એ દેખીતું છે. આપણે આટલી વાર વિચાર કરીને ગર્ભશ્રાવની ચિકિત્સામાં સંપૂર્ણ[2] આરામથી જે ઉપકાર થાય છે તે ઉપર બીજા ઉપાયોથી થઇ શકે એમ નથી, તે આપણે જોઇ ગયા છીએ, એટલુંજ નહિ પણ વસ્તુતઃ તો એમ છે કે એ એકલા આરામથી ગર્ભસ્રાવ અટકાવવામાં જે ઉપકાર થઇ શકે એમ છે એવો બીજા કોઇ પણ ઉપાયથી સંપુર્ણ આરામની બરાબરી કરીને ઉપકાર કરી શકાય એમ નથી.

૨. **બસ્તી તથા અનુવાસન**--ગર્ભાશયની સાક્ષાત ઉત્તેજના શીવાય કેટલીકવાર પરોક્ષ ઉત્તેજનાને લીધે પણ ગર્ભાશયના ઉપર ઉત્તેજનાનું કાર્ય થઇ જાય છે; મોટાં આંતરડાં અને તેમાં પણ મોટાં આંતરડાંના છેલા ભાગ સાથે ગર્ભાશયને બહુ નજીકનો સંબંધ છે, તેથી મોટાં આંતરડાંમાં ઘણું ઉત્તેજન થવાથી તે ગર્ભાશયને પણ

---

૧. આયુર્વેદ પણ આરામ આપવાની ભલામણ કરે છે.

૨. ઘણીવાર જુના ઝાડા અને સંગ્રહણીના દરદીઓને આરામથી પડી રહેવા, પથારીમાંજ બેડપેન જેવાં સાધનોનો ઉપયોગ કરવા, અને આંતરડાંને પચાવવાનો ઓછો શ્રમ આપવાનું કહેવામાં આવે છે; ત્યારે ધર્મશાનાથી અને દવાઓનાં સંબંધમાં બાંધેલા મતથી જે તે બેવકુફ હોય છે તો વેદને બનાવે છે. બહુ દાખલા એવા જોયા છે.

પોચે છે અને એટલાજ માટે ઘણાના મત પ્રમાણે ગર્ભિણી સ્ત્રીઓને એળીઓ અને તેના જેવી બીજી જુલાબની દવાઓ કે જે મોટાં આંતરડા ઉપર કામ કરે છે, તે આપવી એ સારૂં નથી, તેમજ ઘણો પાતળો મળ નીકળવાથી ( ઝાડા થવાથી ) પણ ગર્ભાશયમાં સંકોચ થઇ આવે છે, વળી ઝાડો કબજ રહેવાથી આંતરડાંમાં મળ એકઠો થઇ પરિણામે ગર્ભાશયનો સંકોચ પેદા કરે છે, માટે ગર્ભસ્રાવની ચિકિત્સા વખતે એ બન્ને વિષયો તરફ બરાબર લક્ષ્ય રાખવું જોઇએ. કબજીઆત દુર કરવા માટે જુલાબની દવાઓનો ઉપયોગ ન કરતાં સાબુનાં પાણીની પીચકારી (ઍનીમા) બસ્તી આપવી એ વધારે સારૂં છે, પાણી જરા નવસેકુ લેવું જોઇએ.

૩. બીજકોષ ( ઓવરી ) અને બન્ને સ્તનમાં ઉત્તેજન થવાથી પણ ગર્ભાશયમાં સંકોચ થાય છે, માટે ગર્ભશ્રાવનું નિવારણ કરતી વખતે બચ્ચાંને ધવરાવવું નહી, તેમજ સહવાસનો પણ ત્યાગ કરવો જોઇએ.

૪. ગાભણીને ઘણી વસ્તી વગરના એકાંત ઘરમાં ખાટલાની અંદર કોમળ બીછાનામાં સુવારી મુકવી. આ ઘરની હવા (વાતાવરણ) પણ ખરાબ ન હોવું જોઇએ, વળી ઘરમાં હવા અજવાળું સારી રીતે આવી જઇ શકે એવી તજવીજ હોવી જોઇએ; ખોરાક સાધારણ પુષ્ટિકારક આપવો; દસ્ત આવવા તરફ હમેશાં લક્ષ રાખવું, તેમજ ગર્ભાશયનો સંકોચ બંધ કરવા માટે કાંઇક અફીણવાળી દવા આપવી, એવો ડાકતરોનો મત છે. લાયકર ઓપીઆઈ ( સીડેટીવ્હ ) ૧૫ ટીપાં સુધીની માત્રામાં અથવા ડૉ. જે. કોલીસ બ્રાઉનની કલોરોડાઇન નામની દવા ૧૦ ટીપાં સુધી દીવસમાં વધારેમાં વધારે બે વખત આપવી. આ દવા ખાવાથી નુકશાન થશે એમ જણાય તો આટાની કાંજી સાથે આંતરડાંમાં એ દવાની પીચકારી મારવી, અને કેટલાક દિવસ એ ચિકિત્સા ચાલુ રાખવી અને ગર્ભિણીને જ્યાં સુધી ગર્ભાશયના સંકોચની વેદના શાંત ન થાય ત્યાંસુધી તેને અફીણના ઘેનમાં શાંત પડી રહેવા દેવી. અફીણની અસરથી ઝાડો કબજ થાય તો તેની

સાથે તેની પણ ચિકિત્સા કરવી, લોહી બંધ કરવા માટે નીચેનાં મિશ્રણો વાપરવાં:—

૫. હેઝેલીન (Hezeline) ટીપાં ૧૫, એસીડ સલફ્યુરીક ડિલ્યુટ ટી. ૧૫ થી–૨૦, ચોખ્ખું પાણી—ઔંસ–૧

ત્રણ મેળવીને ત્રણત્રણ કલાકને અંતરે આપવું.

જો ગર્ભાશયનો સંકોચ તરત ન થાય તો ડા. જેલેટ (Dr. Jellet) રક્તસ્રાવ બંધ થવા માટે અર્ગટ અને સ્ટ્રીકીનીઆ વાપરવાની ભલામણ કરે છે.

૬. સ્ટ્રીકનાઇન્ ગ્રેન $\frac{1}{30}$, એકસ્ટ્રેક્ટ અર્ગટ ગ્રેન ૩ થી ૪. મેળવીને ગોળી બનાવવી, દીવસમાં બેથી ત્રણ વખત એક એક ગોળી આપવી.

આ શિવાય રક્તસ્રાવ બંધ કરવા માટે સ્થાનિક બરફનો પ્રયોગ પણ કરી શકાય છે.

૭. બીજા પણ જે ડાહ્યા માણસો કહે તે ઉપાયો કરવા પેટ અને પેઢુ ઉપર કુંભારનાં હાથ ધોવાનાં કુંડાનો કાદવ લાવી તેનો જાડો રોટલો કરીને મુકવો. ન્યગ્રોધાદિગણના કવાથનું પોતું મુકવું, કપાસનું મુળ ચોખાના ધોવણમાં ધસીને પાવું,

**પહેલેથી ગર્ભશ્રાવ અટકાવવાના ઉપાયો:**—જ્યાં ઉપરા-ઉપર કેટલીક વાર ગર્ભસ્રાવ થયા કરતો હોય ત્યાં ફરી ગર્ભ રહે તે વખતે ગર્ભસ્રાવ અટકાવવા માટે પ્રયત્ન કરવો, એ ઘણું જરૂરનું છે, તેમજ તેનાથી ઘણીવાર સારાં ફળ થયાની પણ આશા રાખી શકાય. ( ખરી રીતે એકવાર ગર્ભપાત થયા પછીજ ફરી ગર્ભપાત ન થાય તેને માટે ઉપાયોની યોજના શરૂ કરવી જોઇએ. ( કુમારભૃત્યા આંહીંથી કે એની પહેલાં એટલે લગ્ન થવાં તથા આર્તવ દેખાવું ત્યારથીજ શરૂ થાય છે. ) આ જાતની ચિકિત્સા શરૂ કરતાં પહેલાં શા કારણથી ગર્ભસ્રાવ થયા કરે છે, તે શોધી કાઢવું જોઇએ; તે પછી બની શકે એમ હોય તો પ્રથમ તે કારણને દુર કરવાનો પ્રયત્ન કરવો અથવા એ કારણથી થતી ક્રીયાને અટકાવવાનો પ્રયત્ન કરવો. જો શારીરિક કોઈ અવસ્થા વિશેષને લીધે ( જેમ કે ઉપદંશવાળી દરદીને તેને લીધે

ગર્ભપાત થાય છે તેમ ) ગર્ભપાત થયા કરતો હોય તો તે અવસ્થાનુસાર ચિકિત્સા કરવી; પરંતુ અનેક વખતે કારણ એકદમ હાથમાં આવતું નથી, માટે બધી જગોએ ઘણી સાવધાનીથી પરીક્ષા કરવાનો યત્ન કરવો જોઇએ.

દરદીની તંદુરસ્તી ખરાબ હોય તો તેની તંદુરસ્તી સુધરે એવા ઉપાયો કરવા જોઇએ, અનેક વખતે ગર્ભાશયમાં રક્તનો ભરાવો થયાથી અથવા ગર્ભાશયની ગ્રીવા ઉપર ક્ષત હોવાથી ગર્ભસ્રાવ થાય છે. એવે સ્થળે ડા. બેનેટ ( H. Bennet ) નાઇટ્રેટ ઑફ સીલ્વર જેવી ( Caustic ) દાહક દવાઓનો સ્થાનિક પ્રયોગ કરવાની ભલામણ કરે છે; ડાક્ટર બેનેટ જેવા જિતહસ્ત મનુષ્યને હાથે ગમે તેમ થતું હોય, પરંતુ ઇતર સામાન્ય વૈદ્યને હાથે તો એવા ઉપચાર થવા એ કેવળ ભયંકરજ જણાય છે, કારણ કે જે ઔષધો ગર્ભસ્રાવ અટકાવવા માટે વાપરવાનાં છે તેજ જો અસાવધપણે વપરાઇ જાય તો ગર્ભશ્રાવનાંજ કારણભુત થઇ પડે છે. એના કરતાં દરદીને સુવારી રાખવું અને પથારીમાં આરામ આપવો તથા ગ્રીવાનાં ક્ષત ઉપર ગરમ બોરીક લોશનની પીચકારી અને તે પછી બોરોગ્લીસરાઇન ( એટલે બોરીક એસીડ અને ગ્લીસરાઇનની મેળવણી ) કે એકલુંજ ગ્લીસરાઇન લગાડવા અથવા પોતાનાં રૂપમાં આપવું, એથી ઘણો ફાયદો થશે, વળી એ પ્રયોગમાં કોઇ પણ જાતનું જોખમ તો નથી જ.

ગર્ભાશયની કોઇ પણ પ્રકારની સ્થાનચ્યુતિ છે કે નહિ, તેનો વખત હોય તો નિર્ણય કરવો, અને બની શકે તેટલો તેનો ઉપાય કરવો, એ પણ કર્તવ્ય છે; ગર્ભાશયને ઠેકાણે લાવવા માટે હોજીસપેસરી વાપરવી, એ ઘણું સારૂં છે, પરંતુ પેસરી માપમાં બરાબર હોવી જોઇએ. જો માપસરની નથી હોતી તો ઘણીવાર તેનાથી ઉલટું કષ્ટ[1] પેદા થાય છે. વળી પેસરી પહેર્યા પછી જ્યાં સુધી ગર્ભાશયનો નમેલો પાછલો ભાગ અને ગર્ભાશય પેટમાં પોતાની જગોએ બરાબર

---

૧. બંગડીઓ પહેર્યા પછી દરદને ફાયદો ન થાય તો ઉલટી ઉપાધિ, થયાની ઘણી ફરીઆદો મારી પાસે આવે છે, ઘણીને મારી સલાહથી ભરૂચની સ્ત્રીઓની ઈસ્પીતાલમાં જઈ બંગડીઓ પહેરવાથી લાભ પણ થયો છે.

ન આવી જાય ત્યાં સુધી પેસરી પહેરી રાખવી જોઇએ. તેનાથી એ ચાર દીવસમાં લાભ થતો નથી.

ગર્ભપાતના દરેક કેસમાં ગર્ભિણી કે તેના સ્વામીને ઉપદંશ થયો છે કે નહિ તે બાબતની વિશેષે કરીને તપાસ કરવાની જરૂર છે, કારણ કે એ રોગનાં બીજ ઘણાં વર્ષો સુધી શરીરમાં ગુપ્તરૂપે રહે છે અને અનુપ્રાણિત બીજના ઉપરજ પોતાનું કાર્ય શરૂ કરે છે. માતા પિતાના શરીરમાંથી રોગનાં ચિન્હો ચાલી ગયા પછી ઘણા વર્ષે પણ ઉપદંશના ઝેરનું કાર્ય થાય છે. માટે જો કોઇ પણ સ્થળે ઉપરા ઉપર ગર્ભપાત થયા કરતો હોય, તેમજ તે સ્થળે જો જાણવામાં આવે કે ગર્ભિણીને અથવા તેના સ્વામીને એકવાર ઉપદંશ થઇ ગયો છે, તો પછી બીલકુલ વાર લગાડ્યા શિવાય ઉપદંશ હારક ( એન્ટીસીફીલીટીક ) ઉપાયો ક્રમે લગાડવા; ગર્ભિણીને અને તેના પતિને ગર્ભ રહેતા પહેલાં ઘણા મહિનાઓ સુધી મંજીષ્ટાદિ ક્વાથ પાવો અને એક વખત શુક્રશોધન નામનું ચૂર્ણ તેના સ્વામીને ખવરાવવું. ગર્ભિણીને ગર્ભ રહ્યા પછી ગર્ભપાળરસ નામની દવા દુર્વાના અથવા શંખાવળીના કે લક્ષ્મણાના રસ સાથે આપવી. ગર્ભને પોષણ મળવા માટે ગર્ભિણીને શતાવરી, અશ્વગંધા, ગળો, જેઠીમધ, વિગેરે દવાઓ નાંખીને ગરમ કરેલું દુધ પાવું. ઉપર પ્રમાણે ગર્ભાધાન પહેલાં સ્વામી અને સ્ત્રીની ચિકિત્સા કરવા છતાં જ્યાં સુધી શુદ્ધ ગર્ભ ન થાય ત્યાં સુધી એકાદવાર દવા ખવરાવીને સંતોષ માનવો ન જોઇએ, પણ ઉપરા ઉપર જેટલા ગર્ભ થાય તે દરેક વખતે નવેસરથીજ ગર્ભિણીને ઉપદંશના ઉપાયો આપવા, એ જરૂરનું છે, જો કે ઘણાં વર્ષો સુધી એવી ચિકિત્સાથી કશો લાભ દેખાતો નથી, છતાં એમ કરતાં કરતાં કાળે કરીને ગર્ભમાંના બચ્ચાંને રોગના હાથમાંથી છોડાવી શકાય છે. આ વાત પણ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે, ઉપદંશનું બીજ જેમ જેમ જુનું થાય છે, તેમ તેમ તે ક્ષીણ થતું જાય છે, અને તેથીજ ઉપયોગી ચિકિત્સા મારફત લાંબે વખતે સારૂં ફળ થવાની આશા રાખી શકાય છે. ઘણી જગ્યાએ એવું દેખાય છે કે, ઉપદંશવાળી ગર્ભિણીને પ્રથમ પહેલે બીજે મહીને ગર્ભપાત થતો હોય, પછી ત્રણ ચાર મહીને, અને અનુ-

ક્રમે છેટે છેટે ગર્ભપાત થતાં છેવટ પૂરે મહીને જીવતાં બાળક આવે છે અને જીવે છે, માટે ઘણાં વર્ષો સુધી નિરાશા મળ્યા છતાં ઉપ-દંશના ઉપાયો કરવામાં હીમત રાખવી, તો ઇશ્વર સારૂં ફળ આપે, એમાં નવાઇ નથી.

જરાયુ ( ઑાર ) વિગેરેના વિકારથી થતા ગર્ભસ્રાવની ચિકિત્સા—કોરીઅન વિલાઇનો મેદાપભ્રંશ ( ફૅટી ડિજનરેશન ) અથવા જરાયુના બીજા કોઈ પણ વિકારને લીધે બચ્ચાંનું પોષણ અથવા તેના લોહીનું બરાબર શોધન ન થતું હોય ત્યારે તેવાં દરેક સ્થળમાં ગર્ભનું મૃત્યુ થઇને ગર્ભસ્રાવ થાય છે. આ વખતે માની તંદુરસ્તી વધે એવા ઉપાયો શીવાયની બીજી કોઇ પણ ચિકિત્સા કામની નથી. ડા. સીમસન આવાં દરદોમાં ક્લૉરેટ ઑાફ પોટાસ[1] આપવાનું કહે છે; એનો ઉદ્દેશ એજ છે કે ક્લૉરેટ ઓાફ પોટાસ રક્તમાં જઇને મોટી માત્રામાં ઑાક્સીજન નામની હવા છુટી પાડે છે, અને એ જાતની ક્લોરેટની કૃતિથી ગર્ભના પોષણમાંથી ઓાક્સીજનનો અભાવ દુર થાય. ક્લોરેટ ઓાફ પોટાસ એ જાતનું કામ કરતો હોય કે ન કરતો હોય, પરંતુ એ એવા દરદોમાં ઉપકાર કરે છે, એ વાત તો ઘણે ભાગે નક્કી છે.

પોટાસ ક્લૉરલ—ગ્રેન ૧૫ થી ૨૦
ઍસીડ હાઇડ્રોક્લૉરીક ડીલ્યુટ—ટીપાં ૧૦
એકવા ક્લૉરોફૉર્મ ( ક્લૉરોફાર્મ વૉટર ) ઔંસ. ૧

એ પ્રમાણે મેળવીને દીવસમાં ત્રણવાર આપવું.

જે સ્થળે વખતો વખત અધુરે મહિને મરેલાં સંતાન આવતાં હોય, એટલે કે સાત, આઠ, નવ, દસ, મહીનામાં કે જે વખતનાં બચ્ચાં જીવતાં આવે તો જીવી શકે, તેવે સ્થળે સંતાનનું મૃત્યુ થતા પહેલાં થોડીવારમાં ગર્ભસ્રાવ કરવાનું ડા. સીમસન ભાર દઇને કહે છે.[2]

---

૧. એક પ્રકારનો ક્ષાર છે.

૨. મરેલા બચ્ચાને જન્મ આપનારી અને ગર્ભસ્રાવના સ્વભાવવાળી ઘણી ઓરતોને સંશમની ગોળી અને દુર્વાનો સ્વરસ પાવાથી, તથા તેને અનુપાનમાં જેઠીમધ નાખીને ગરમ કરેલું દુધ પાવાથી ઘણીને લાભ થયાનો મને અનુભવ મળ્યો છે.

સાંભળ્યું છે કે એ જાતની ચિકિત્સાથી ઘણીવાર સારાં ફળ થયાં છે. પરંતુ એ ગર્ભપાત કરાવવા માટેનો બરાબર વખત જાણવો એજ કામ ઘણું અઘરૂં છે. દર વખતે જે મહિનામાં ગર્ભસ્રાવ થતો હોય તેનાથી ઓછામાં ઓછું એક માસ પહેલાં દરરોજ સ્ટેથેસ્કોપ મૂકીને અત્યંત સાવધાનપણે બચ્ચાંના હૃદયના અવાજોની પરિક્ષા કરતાં રહેવું. બચ્ચાંનું મૃત્યુ થવાની થોડા દિવસ અગાઉ તેના હૃદયની ક્રિયાઓમાં અત્યંત અનિયમિતપણું, વિષમ વેગ અને અંતર્લોપી ( ઇન્ટર મીટન્ટ ) પણું આવી જાય છે, એ બરાબર ઓળખીને ગર્ભસ્રાવ કરાવ્યો હોય તો બચ્ચું જીવતું અવતરે છે.

**કારણ જણાયું ન હોય એવા ગર્ભસ્રાવના ઉપાય—** અત્યંત સાવધાનપણે પરિક્ષા કરવા છતાં કેટલેક સ્થળે ગર્ભસ્રાવનું કોઇ પણ સુસ્પષ્ટ કારણ જાણી શકાતું નથી. આવે વખતે જે જે મહિનામાં પ્રથમ ગર્ભસ્રાવ થયા હોય તે મુદત ન વહી જાય ત્યાં સુધી ગર્ભિણીને સંપૂર્ણ આરામથી સુવારી રાખવી, એ સીવાય બીજો કોઇ ઉપાય નથી. પરંતુ બીજા હાથ ઉપર એવી રીતે એક સરખો ઘણા દિવસ આરામ આપવા જતાં તેમાં મુશ્કેલીઓ પણ ઓછી નથી. એક સાથે એકજ સ્થાનમાં દરદીને રાખવાથી બંધીઆર હવા તથા શરીરનાં ચલન વલનના અભાવથી ગર્ભિણીની તંદુરસ્તીને હાનિ પોચે છે, માટે સ્થળનો વિચાર કરીને આરામ આપવાના કઠોર નિયમમાં કાંઇક ફેરફાર કરવાની જરૂર છે. પરંતુ દરેક સ્થળે એટલું તો ધ્યાનમાં રાખવું કે ગર્ભ રહેતાં પહેલાં છેલ્લું નાવણુ જ્યારે આવ્યું હોય ત્યાંથી દીવસો ગણીને દર મહીને આર્તવના દિવસોમાં ઉપરનો પથારીમાં પડી રહેવાનો નિયમ બરાબર પાળવો જોઇએ. ગર્ભિણીએ બીલકુલ પથારીમાંથી ઉઠવું ન જોઇએ, અને એ આર્તવના દિવસો પુરા થયે થોડું ઘણું ઉઠવા બેસવામાં, હરવા ફરવામાં અડચણ નથી. આ અરધોએક કલાક હરવું ફરવું તે પણ માત્ર ચોખી હવા લેવા માટેજ, બીજા કોઇ પણ હેતુથી ન હોવું જોઇએ, સહવાસ[1] ( મૈથુન ) બીલકુલ બંધ કરી દેવો જો-

૧. આપણા દેશમાં પોણોસો ટકા સહવાસથી ગર્ભપાત થાય છે, એવું મારૂં માનવું છે.

દીએ. દસ્ત સાફ આવે એવી તજવીજ રાખવી. સાધારણ હલકો તરત પચે એવો પૌષ્ટિક ખોરાક આપવો. રાત્રીએ જાગણ અથવા કોઇ પણ જાતની માનસિક ઉત્તેજના થવા ન દેવી. એમ કરવા છતાં પણ જો ગર્ભસ્ત્રાવનાં ચિન્હો જણાય તો આગળ જણાવ્યા પ્રમાણે અફિણ વિગેરેના પ્રયોગથી તેના ઉપાય કરવા, પરંતુ વખતો વખત ઘણા દિવસ સુધી અફીણ આપે જવું, એ પણ સારૂં નથી, એ વાત પણ ધ્યાનમાં રાખવી; પહેલાં તો અફીણ ઝાડો કબજ કરે છે, બીજું તે ગર્ભમાંનાં બચ્ચાંની જીંદગી માટે લાભ કરતા નથી; ત્રીજું હમેશના અફીણના અભ્યાસથી પછી તેનું ન છુટે એવું બંધાણ થઈ જાય છે. એ બધો વિચાર કરીને અફીણ ગર્ભિણીને આપવું.

**કસુવાવડ અને ચડેલાં આર્તવ વચ્ચેનો તફાવત**—ઘણીવાર એવું બને છે કે, બીજા ત્રીજા મહિનામાં કસુવાવડ થાય ત્યારે સ્ત્રીને[1] એમ લાગે છે કે એ કસુવાવડ નહોતી પણ ચડી ગએલુ આર્તવ આવ્યું. તેમજ બીજા કેટલાક કેસોમાં એવું બને છે કે ચડેલું આર્તવ આવે અને યુવતીને[2] કસુવાવડ થયાની ખોટી ભ્રાંતી થઇ જાય છે. આ રીતે બન્ને પ્રકારના વહેમ દુર થાય એટલા માટે નીચેની બાબતો ધ્યાનમાં રાખવાની જરૂર છે:—

| કસુવાવડ. | ચડી ગએલું આર્તવ. |
|---|---|
| ૧ શરૂઆતમાં મોળ, ઉલટી, સ્તનની કાળાશ, વિગેરે ગર્ભાધાનનાં ચિન્હો પહેલાં થએલાં હોય છે. | ૧ ગર્ભાધાનને લગતાં ચિન્હો જણાતાં નથી. કોઇવાર એકાદ લક્ષણ જણાય પણ બધાં લક્ષણો હોતાં નથી. |
| ૨ શરૂઆતમાં દુ:ખાવો થતા પહેલાં | |

૧. જે સ્ત્રીને ઘણે મહીને ચડીને નાવણ આવતું હોય તેને એવો વહેમ પડે છે.

૨. જેઓને દર વખત કસુવાવડ થતી હોય તેને એમ ભ્રાંતી પડે છે. ગ્રાંડેમ્યરની ઔષધશાળામાં એવા દાખલાઓ આવ્યા છે કે જેઓને ૭-૭ મહીને નાવણ આવતું હોય, તેમજ એવા કેસ પણ આવે છે કે જેઓને વર્ષમાં બે બે મહીને ૫–૬ કસુવાવડ થઈ હોય.

લોહી પડે છે, ધીમે ધીમે લોહી વધારે પડતું જાય છે, અને તે સાથે દુખાવો વધતો જાય છે. ગર્ભપાત થયા પછી દુઃખાવો બંધ પડી જાય છે, અને લોહી પણ બંધ પડી જાય છે.

૩ ગર્ભાશયનુ મુખ ખુલ્લું અને પહોળું હોય છે.

૪ દુઃખાવો અને વેણુ રક્તસ્ત્રાવ માટે નહી પણ ગર્ભને બહાર કાઢવા માટે હોય છે.

૫ દુઃખાવો ચોખો નહી પણ વેણુને લગતો અને ગર્ભાશયની ચીજ અંદરથી બહાર ખેંચતો અને પેટ ઉપર દબાણ કરતો થાય છે.

૬ દુઃખાવો પહેલાં શાંત હોય છે અને પાછળથી વધતો જાય છે.

૨ લોહી દેખાવા પહેલાં એક બે દીવસ આગમચ દુઃખાવો શરૂ થાય છે, પાછળથી લોહી દેખાય છે, લોહી પડે છે તેમ તેમ દુઃખાવો મટતો જાય છે. લોહી સારી રીતે દેખાવાની સાથે બંધ પડી જાય છે. લોહીમાં ગઠ્ઠા વિગેરે પડે તોપણુ બંધ ન પડતાં નિયમ પ્રમાણે ચાર દિવસ દેખાય છે.

૩ ગર્ભાશયનું મોંઢું બંધ હોય છે.

૪ દુઃખાવો રૂતુ લાવવા માટે થાય છે.

૫ દુઃખાવો પેટ પેડુમાં સાધારણ થયા કરે છે અને ગર્ભાશય તથા ફલકોષ (ઓવરી)માં કળતર થતી હોય એવો થાય છે.

૬ શરૂઆતમાં દુઃખાવો વધતો હોય છે, અને પાછળથી શાંત થઇ જાય છે.

ઉપરના કોષ્ટકથી ચડી ગએલ આર્તવ અને કસુવાવડની વચ્ચેનું અંતર વાંચનારને બારાબર ધ્યાનમાં આવી જશે.

**કસુવાવડના વિકારો**—કસુવાવડ એવી જાતનો રોગ છે કે તેથી તે વખતે ગર્ભનો નાશ થાય છે, એટલુંજ નહિ પણુ તેની જુની અસરથી ગર્ભાશયમાં કેટલાક વિકારો પણુ રહી જાય છે, જે પાછળથી સ્ત્રીને દુઃખ દે છે અને તેનાથી વખતે સ્ત્રી કાકવંધ્યા[1] થઈ જાય છે; કસુવાવડ પછી મુખ્ય વિકારો થાય છે, તે આ પ્રમાણે છે.—૧ ઓર બહાર ન પડતાં તેનો કાંઇક ભાગ અંદર રહી જાય છે અને

૧: એક પ્રજા થયા પછી વંધ્યા થઇ જાય તે કાકવંધ્યા કહેવાય છે.

તે મસાની પેઠે જામી રહે છે. ૨. કેટલીકવાર એવું બને છે કે પોતાના પડ સાથે ન નીકળતાં એકલો બહાર પડે છે અને પડ ફુટી જાય છે, પાછળથી પડ જાડાં થઇ છોડની પેઠે પેટમાં બાઝી જાય છે. છોડ થવાનું કારણ કસુવાવડ છે, અને જે સ્ત્રીઓ છોડવાળી મળે છે તેમાંની ઘણી ખરીને કસુવાવડ તો થએલીજ હોય છે. એ રીતે છોડ, ઓર, ઓરનો મસો, વિગેરે પેટમાં રહી જવાથી સ્ત્રીને વખતો વખત અત્યાર્તવ થયા કરે છે અને પેટમાં ભરાયેલ બલાને કાઢવા માટે કુદરત પ્રયત્ન કરે છે તથા સ્ત્રી જરા પણ મહેનતનું કામ કરે કે લોહી દેખાય છે. ૩. વખતે અંદર રહેલો ભાગ સડે છે અને કાળો ગંધાતો સ્ત્રાવ થાય છે, અને તાવ ચડે છે ને તે સડેલો ભાગ નીકળી જાય છે. ૪. અંદરનો પદાર્થ સડીને નીકળતાં ગર્ભાશયનો તીક્ષ્ણ કે દીર્ઘ વરસ થઇ આવે છે. ૫. પ્રદર હમેશને માટે રહે છે. ૬. ગર્ભાશય મોટું રહી જાય છે અને તેથી પેટ ભરેલું જણાય છે અને ચહેરો ફીક્કો નિસ્તેજ જણાય છે. પેટ, પેઢુ, સાથળમાં વખતો વખત કળતર થાય છે. ૭. અત્યાર્તવને લીધે શરીરમાં પાંડુનાં લક્ષણો જણાય છે. માંથામાં ફેર આવે છે, આંખો બળે છે, જઠર મંદ પડે છે, અનાજ પચતું નથી અને સ્ત્રી ગાંડા જેવી ફરે છે. ૮. હીસ્ટીરીઆનાં લક્ષણો મળે છે. શુદ્ધ વંધ્યત્વમાં સખત હીસ્ટીરીઆ હોય છે, અને આમાં મંદ હોય છે. કોઇવાર ચિતભ્રમ કે અતત્વાભિનિવેષ પણ થઇ આવે છે.

ઉપાયો—૧. ઘણા ખરા આગળ કહેવાઇ ગયા. છે વખતો વખત થતા ગર્ભપાતના આગળથી ઉપાય કરવા, એ વાત આવી ગઇ છે,

૨. નબળાઇ અથવા પાંડુ રોગ હોય તો શાંત લોહભસ્મ વાળી દવાઓ આપવી.

૩. સત્વાદિયોગ[1] વાલ ૧ થી ૨ મધ સાથે આપવો.

૪. અમૃતાર્ણવરસ વાલ ૧ મધ ઘી સાકર સાથે ચાટીને ઉપર આસગંધાનું ચુર્ણ નાખીને ગરમ કરેલ દુધ પીવું.

---

૧. सत्वं गुडूच्या गगनं सलोह मेला सिता मागधिका समेतं।

૫. કોડલીવર ઓઇલ અને ક્વીનાઇન આપવાની ડાકટરો ભલામણુ કરે છે.

૬. ગર્ભાશયને ગર્ભપાતની ટેવ પડે છે, બચ્ચું પથારીમાં રોજ પેસાબ કરે છે, કામજન્મ રોગો, વિષય જ્વર, વિગેરે પોતાને વખતે જ આવે છે, તેમ ગર્ભપાત થતો હોય ત્યારે તેનો વખત ચુકાવવાનો ખાસ પ્રયત્ન કરવો. એમ થતા એ ટેવ ભુલાઇ જવાશે.

૭. આરામ એ ગર્ભપાત અટકાવવાનો મોટો ઉપાય છે, એ વાત આગળ કહેવાઇ ગઇ છે.

૮. ગર્ભપાત અટકાવવા માટે સંપ્રયોગ (સંસાર સંબંધ) બંધ કરાવવો.

૯. લોહીઆળી સ્રીને આળસુ જીંદગી ગાળવાથી ગર્ભપાત થતો હોય તો થોડું થોડું તેને ફરવા હરવાનું કહેવું.

૧૦. પહેલી કસુવાવડે જે ચિન્હો થયાં હોય તેનો તપાસ કરી આ વખતે તે ચિન્હો કે વિકારો ન થાય, તે માટે તજવીજ રાખવી.

૧૧. ખરજવું, દરાજ, ગુમડાં, પેસાબનો વધારો, બદહજમી, ઝાડો, ઉલટી, જે લક્ષણો પેહેલી કસુવાવડે થયાં હોય તે ચિન્હોનો આ વખતે ઉપાય કરવો.

૧૨. બને તો સ્રીને મંડુર, ફેમીકલફુડ, સીરપફેરી આયોડાઇડ, વિગેરે લોહની બનાવટો આપવી.

૧૩. સુવર્ણ માક્ષીક ભસ્મ ગર્ભવતી માટે સારી દવા છે.

૧૪. ગર્ભપાલ રસ એ પણ અતી ઉત્તમ દવા છે.

૧૫ કસુવાવડ પછી ઓર કે ગર્ભપડ અંદર રહી જવું એ એક મોટો બનાવ છે, માટે જ્યાં સુધી એ નીકળી ન જાય ત્યાં સુધી વૈદ્યે ગર્ભિણીની સારી સંભાળ રાખવી જોઇએ.

**કસુવાવડની ઉત્તર ચિકિત્સા**—ગર્ભસ્રાવ પછી ઘણી જગ્યાએ ગર્ભાશયને લગતી ઘણી જાતની વિકૃતિઓ રહી જાય છે. એનું ખાસ કારણુ કાંઇજ નથી ગણુ ગર્ભસ્રાવની ઉત્તર ચિકિત્સા જોઇએ એવી

થતી નથી એજ છે, એમ લાગે છે. આપણે સ્વાભાવિક પ્રસવ પછી સુવાવડીને ૧ થી ૧ાા મહિના સુધી બરાબર નિયમમાં રાખીએ છીએ પરંતુ ગર્ભસ્રાવ પછી એક દીવસ કે બે દીવસ આરામ આપ્યા પછી ગર્ભિણીને ઇચ્છા મુજબ વર્તવા દઇએ છીએ. સ્વાભાવિક પ્રસવ પછી ગર્ભાશય કુદરતી રીતેજ નાનું થઇ જાય છે. પરંતુ અકાળ પ્રસવ વખતે એમ થતું નથી, તેથી ખરી રીતે જોતાં સ્ત્રીને સુવાવડ કરતાં કસુવાવડમાં વધારે નિયમો પળાવવા જોઇએ. એને દોઢને બદલે બે માસ આરામ આપવો એજ જરૂરનું છે. ગર્ભસ્રાવને માટે અત્યારના પુસ્તકમાં આટલું ઘણું છે. વધારે વિસ્તાર માટે સુયાણીને લગતાં પુસ્તકોમાં જોઇ લેવું, એજ ઠીક છે. હવે પછી સુવાવડીને લગતા રોગો લખી આપણે આ નાના પુસ્તકનો અંત લાવશું.

## પ્રકરણ ૧૩ મું.

### સુવાવડીનાં દરદો.

**પ્રસવાન્ત રક્તસ્રાવ**—*Post Partum Hoemorrhage*-બચ્ચું અવતર્યા પછી ગર્ભાશયમાંથી જે રક્તસ્રાવ થાય છે તેને પ્રસવોત્તર રક્તસ્રાવ કહે છે. આ સ્રાવના વખત ઉપરથી તેના બે ભેદ પાડવામાં આવે છેઃ—૧. પહેલો–પ્રાથમિક રક્તસ્રાવ અને ૨. બીજો દ્વૈતીયિક અથવા પાછળથી થયેલો રક્તસ્રાવ. બચ્ચું આવ્યા પછી છ કલાકની અંદર જો રક્તસ્રાવ થાય તો તેને પ્રાથમિક રક્તસ્રાવ કહે છે. ઘણે ભાગે એ રક્તસ્રાવનું કારણ ગર્ભાશયની નબળાઇ મનાય છે. તોપણ મરણ પ્રમાણે તેના બે ભેદ પાડવામાં આવ્યા છે. ક. ક્ષતજન્ય પ્રસવોત્તર રક્તસ્રાવ અને ખ. દુર્બલતાને લીધે થયેલો પ્રસવોત્તર રક્તસ્રાવ.

**ક્ષતોત્થ પ્રસવાન્ત રક્તસ્રાવ**–પ્રસવ વખતે અત્યંત પહોળું થવાને લીધે જો પ્રસવમાર્ગનો કોઇ પણ ભાગ છોલાઇ જાય અને તેથ

થવાથી તેમાંથી શોણિત (લોહી) નીકળવા માંડે તો તેને ક્ષતજન્ય પ્રસવોત્તર રક્તસ્રાવ કહે છે. ગર્ભાશયની ગ્રીવા તથા કામાંતપત્ર (ક્લીટોરીસ–સ્ત્રીઓનો વૈદ્ય–ભા. ૧ પૃ. ૧૨) ની નજીકના કેટલાક તંતુઓ બીજા બધા કરતાં વધારે જગોએ છોલાઇ જાય છે.

રોગનો નિર્ણય—રક્તસ્રાવ થાય ત્યારે પહેલાં તો તે રક્તસ્રાવ ક્ષતોત્થ છે કે ગર્ભાશયની નબળાઇનો છે, તેની ખાત્રી કરી લેવી જોઇએ. પેટ ઉપર હાથ મુકીને તપાસ કરતાં જો એમ જણાય કે ગર્ભાશય સખત અને ગોળાકાર થઇ ગયું છે તો સ્પષ્ટ રીતે સમજી શકાય કે આ રક્તસ્રાવ ક્ષતજન્ય છે.

રક્ત પ્રવાહ તેમાંથી આવે છે તે જાણવાની બીજી રીત એવી છે કે, બે મોઢાંવાળી ગર્ભાશય નલિકા[1] ગર્ભાશયમાં દાખલ કરવી. પછી તેમાં ડુશ મારફત પાણી ચડાવવું એટલે બીજે મોઢેથી જો તે પાણી લાલ રંગનું થઇને નીકળે તો સમજવું કે ગર્ભાશયની અંદર રક્તસ્રાવ થયો છે અને જો પાણી રંગ વગરનું કે સહેજ લાલ થઇને બહાર આવે અને તે સાથે નળીની બાજુમાંથી વરાંગમાંથી લોહી નીકળતું જણાય ત્યારે સમજવું કે રક્તસ્રાવ ક્ષતજન્ય છે, એ વાતમાં કોઇ જાતનો સંદેહ રહેતોજ નથી. પછી નેત્ર પરીક્ષા મારફત એટલે ખુલ્લી આંખે જોઇ તે ખાત્રી કરવી કે પ્રસવ પથના કયા ભાગમાંથી રક્ત આવે છે. જો ગર્ભાશય ગ્રીવામાંથી રક્ત આવતું હોય તો એક યોનીવ્રણેક્ષણયંત્ર (સ્પેક્યુલમ) ની મદદથી સારી રીતે જોઇને તેની ખાત્રી કરવી.

ઉપાય—ઉપાય કરતાં પહેલાં પ્રથમ કામાંતપત્ર અને તેની પાસેનાં સ્થાનોની તપાસ કરવી, અને જો તેજ સ્થાનનો કોઇ ભાગ તુટી ગયો હોય તથા ત્યાંથીજ રક્ત આવતું હોય તો તેના ઉપર ડાકતર પાસે ટેભા મરાવી લેવા, અને તપાસ કરતાં એમ જણાય કે ક્લિટોરીસ તથા તેની પાસેનાં બધાં તંતુઓ બરાબર છે, તો પછી ગર્ભા-

૧ ડબલ કરન્ટ યુટરાઈન ટ્યૂબ.

ગર્ભાશયગ્રીવાની પરીક્ષા કરવી અને જોવું કે, તેનો કયો અંશ ફાટી ગયો છે અને ક્યાંથી લોહી આવે છે. ગર્ભાશય ગ્રીવાને બરાબર જોવા માટે તેને બહાર ખેંચી લાવવી પડે છે અને તે કામ માટે બુલેટ્ ફોરસેપ્સ નામના ચીપીઆ આવે છે તે વપરાય છે. અથવા રેશમની દોરી એક વાંકી સોઈમાં પરોવીને સોઇ બન્ને હાથની બન્ને પહેલી આંગળીઓની વચ્ચે રાખી વરાંગમાં પ્રવેશ કરાવી ગર્ભાશય ગ્રીવાનો જે ભાગ સોઇની પાછળની આંગળીને અડે ત્યાંથી તે ભાગમાં સોઇ પરોવી બીજી બાજુએથી બહાર કાઢી બન્ને આંગળીને આધારે બહાર લાવવી. પછી તે દોરી મારફત ગર્ભાશય ગ્રીવાને બહાર ખેંચવી. પેઢુ ઉપર ગર્ભાશયના ઉપરના ભાગ ઉપર હાથ વતે દબાણ કરવું અને એ રીતે ગર્ભાશય ગ્રીવા બહાર કાઢી તપાસી તુટેલા ભાગમાં ટેભા મારવા, અને નસ ફુટી હોય તો તેના ઉપર દબાણ કરવું એટલે લોહી બંધ થઇ જાય છે. આ ગર્ભાશયગ્રીવાને ખેંચવાનું અને સુચર મારવાનું કામ ધાન્વતરીય મતાવલંબી વૈદ્યોને (ડાકટરોને) હાથેજ થવા દેવું, એમાંજ શ્રેય છે. દરદને પુરેપુરુ ઓળખવું અને જે ઉપાયથી તે સાધ્ય હોય તે ધાન્વંતરીય મતવાળાના મનમાં બેસારવો, એટલુંજ આપણું પુનર્વસુ મતાવલંબીઓ (ફીઝીસ્યનસ્)નું કામ છ. તેમજ જે રોગ ઓષધસાધ્ય હાય તેને શસ્ત્રનો સ્પર્શ ન થવા દેવો એ પણ જરૂરનું છે.

શાલ્મલી પિચ્છા એટલે શેમલાની છાલને પાણીમાં પલાળવાથી જે ચીકાસ થાય તે વરાંગમાં આકંઠ (કંઠ સુધી) ભરવાથી અથવા ઉના તેલનાં પોતાં વરાંગમાં રાખવાથી ક્ષત રૂઝાવાનો સંભવ છે, માટે તે ઉપાયો પણ અજમાવી જોવા.

**નબળાઇને લીધે થયેલો પ્રસવોત્તર રક્તશ્રાવ**—ખરી રીતે જોતાં નબળાઇને લીધે ગર્ભાશયમાંથી જે રક્તશ્રાવ થાય છે તેજ પ્રસવોત્તર રક્તશ્રાવ છે, કારણ કે પ્રસવ પછી ગર્ભાશયના મજબુત સંકોચના અભાવે આ રક્તશ્રાવ થઈ આવે છે. આ રક્તશ્રાવ પ્રકાશ અને ગુપ્ત એવા બે ભેદનો છે, ઘણે ભાગે તો પ્રકાશ રક્તશ્રાવજ થાય

છે. પરંતુ જ્યાં ગુપ્ત રક્તશ્રાવ થાય છે ત્યાં ગર્ભાશય લોહીથી ભરાઇ ફૂલી જાય છે, છતાં બીલકુલ લોહીનું ટીપું પણ દેખાતું નથી.

**કારણ**—દુર્બળતાજન્ય રક્તશ્રાવનાં કારણો જાણવા પહેલાં એક બે વાતો ધ્યાનમાં રાખવી જરૂરની છે અને તે એ કે, ગર્ભાશયનો સવિરામ સંકોચ ( કોન્ટ્રેક્શન ) અને ૨. સ્થાયિ સંકોચ ( રીટ્રેક્શન )

પ્રસવ પછી નાભિની નીચે હાથ મૂકીને જોતાં જણાશે કે ગર્ભાશય હવે પહેલાંનાં જેટલું મોટું નથી, પણ તેના કરતાં ઘણું નાનું થઇને નાભીની નીચે અથવા તેની બરોબર આવી ગયું છે. તે ઉપર પણ હજુ વચ્ચે વચ્ચે વેદના થઇ આવે છે અને તે વખતે હજુ વધારે નાનું અને સખત થવાનો પ્રયત્ન કરે છે, તથા વેદના પૂરી થતાની સાથે તે પાછું પહેલાંના જેટલું મોટું અને ઢીલું થઇ જાય છે. આમ થવાનું કારણ પહેલું ગર્ભાશયના તંતુઓનો સ્થાયિ સંકોચ ( રીટ્રેકશન ) અને બીજું સવિરામ સંકોચ ( કોન્ટ્રેકશન ) છે. હવે બીજા પ્રકારના એટલે સવિરામ સંકોચ પછી ગર્ભાશયની પેશીઓનાં સુત્રો પણ ઢીલાં અને લાંબાં થઇ જાય છે. પરંતુ પોતાની ખુશી પ્રમાણે લાંબાં થઇ શકતાં નથી. સ્થાયી સંકોચ ( રીટ્રેકશન ) થવાથી ગર્ભાશયનાં સુત્રોની લંબાઈ એક સરખી રીતે ઓછી થતી નથી, તેમજ તેઓનો પરસ્પરનો સંબંધ પણ પૂર્વના જેવો હોતો નથી. પહેલાં જે સ્નાયુઓના બન્ને છેડા પરસ્પરની સાથે લાગી ગયેલા હોય છે તે સંકોચ જેમ જેમ સ્થાયી થતો જાય છે તેમ તેમ અમુક અંશે બન્ને છેડાઓ પરસ્પરની સાથે અમુક અંશે પાશાપાશી ( પાશની પેઠે ) ગુંથાઇ જાય છે. એટલે કે ઉપરનાં સુત્રના નીચેના છેડાના પાંશમાં નીચેનાં સુત્રનો ઉપરનો છેડો ઉપડી આવે છે, તેમજ શીથિલ અવસ્થામાં એમાં કોઇ જાતનો ફેરફાર થતો નથી. આ પ્રમાણે આખાં ગર્ભાશયની લંબાઈ અને પહોળાઇ ક્રમેક્રમે ઓછી થાય છે, હવે સમજાયું હશે કે ગર્ભાશયના સવિરામ સંકોચમાં કેવળ સંકોચ વખતેજ રક્ત બંધ થાય છે. માટે જો ગર્ભાશયનો રક્તશ્રાવ બંધ કરવો હોય તો ગર્ભાશયનો સ્થાયી સંકોચ વધારે ઉપયોગી છે.

હવે જે જે કારણોથી અથવા રોગોમાં ગર્ભાશયનો સ્થાયી સંકોચ ન થઇ શકે તે બધાં કારણોથી પ્રસવોત્તર રક્તશ્રાવ થાય; જેમ કે ગર્ભાશયની અંદર ઓર—ગર્ભવેષ્ટનનો કોઇ ભાગ રહી ગયો હોય તો અથવા ગર્ભાશય જડ બની ગયું હોય ( Ulterine Inertia ) અથવા ગર્ભાશય અત્યંત પહોળું થઇ ગયું હોય કે ગર્ભાશયનો દાહ ( મેટ્રાઇટીસ ), વિલંબિત પ્રસવ, ત્વરિત પ્રસવ, જુનો રક્તસ્રાવ, અથવા અત્યાર્તવ કે જેને લીધે ગર્ભિણીનું આખું શરીર નબળું પડી ગયું હોય, બીજો કોઇ નબળાઇ લાવનારો રોગ, ગર્ભાશયની અંદરની ગાંઠ, પ્લેસંટા પ્રીવીઆ[1] નામનો રોગ, અપરાપતન વખતે નાળ ઝાલીને ખીચવી, વિગેરે તમામ કારણોથી પ્રસવોત્તર રક્તસ્રાવ થવાનો સંભવ છે.

**લક્ષણ**—સુવાવડીનું મોઢું એકદમ ફીકું પાંડુવર્ણનું થઇ જાય છે, નાડી ક્ષીણ અને ઉતાવળી ચાલે છે. સુવાવડી મૂર્છિત જેવી થઇ જાય છે, ઉતાવળો શ્વાસ ચાલે છે. અને વખતે દમ પણ થઇ જાય છે, આંખો નિસ્તેજ ફીકી બની જાય છે અને જોવાની શક્તિ પણ ઓછી થઇ જાય છે. સુવાવડીથી કાંઇ ખાઇ શકાતું નથી, પથારીમાં પડયા પડયા ગભરામણ કરે છે તથા આથી પણ વધારે અશક્તિ આવે ત્યારે આંચકીનું દરદ થઇ મરણ પામે છે.

આ વખતે જો ઉભયહસ્ત મારફત ગર્ભાશયની પરીક્ષા કરવામાં આવે તો જણાય છે કે તે એકદમ ઢીલું છે અને પેટની સીમામાં ગર્ભાશયની સીમા નક્કી થઇ શકતી નથી. વચ્ચે વચ્ચે મૂહૂર્ત માત્ર સંકોચ પામે છે, પરંતુ બીજી ક્ષણેજ પાછું શિથીલ થઇ જાય છે. ડા. ચર્ચહીલ કહે છે કે " પ્રસવાન્ત રક્તશ્રાવની પહેલાં જેટલા દરદીઓની મેં નાડી જોઇ છે તેઓ બધાંની નાડી અત્યંત ઉતાવળી મોટી અને અસ્વાભાવિક હોય છે, અને પ્રસવ પછી ઘણે ભાગે નાડી પાતળી તથા

૧. હમેશાં ગર્ભનાં બંધારણમાં ઓરની રચના ગર્ભાશયના ઉપરના ભાગમાંથી શરૂ થાય છે, પરંતુ કોઈ સ્થળે તેનું બંધારણ નીચે મોઢા પાસેથી શરૂ થાય છે, ત્યારે તેને આ નામ આપવામાં આવે છે.

મંદગમી થઈ જાય છે. જ્યાં સુધી નાડીની ઉપર પ્રમાણે અસ્વાભાવિક અવસ્થા જણાયા કરે ત્યાં સુધી હું પ્રસુતીનો ત્યાગ કરીને ચાલ્યો જતો નથી અને એટલી સાવધાનતાને લીધેજ ઘણી સુવાવડીઓના જીવ બચ્યા છે. હમણાં ત્રણ સુવાવડીઓની નાડીમાં ઉપર પ્રમાણેનો અવસ્થાનો ફેરફાર મારા જોવામાં આવ્યો તે વખતે રક્તશ્રાવ વધારે હતો નહી, તેમજ ગર્ભાશય પણ દૃઢ અને સંકુચિત હતું, છતાં તે બધા દરદીને એક કલાકમાં ભયંકર રક્તશ્રાવ થયો અને ઘણી મહેનતે મારાથી બંધ થયો હતો. માટે બધી જગોએ બહુજ ધ્યાન દઇને [1]નાડી અને ગર્ભાશયની અવસ્થાની બરાબર પરીક્ષા કરવી જોઇએ.

નાડી દ્રુત (જલદ) હોય તો રક્તશ્રાવ થાયજ એવો કાંઈ નિયમ નથી. અનેક સ્થળે નાડી એવી હોય છતાં રક્તશ્રાવ થતો નથી. તો પણ સાવધાન રહેવું એ ઘણું સારૂ છે, કારણ કે પ્રસવોત્તર રક્તશ્રાવ એકવાર થયો કે તરતજ ઉતાવળથી તેનો ઉપાય કરવો જોઇએ અને ઉપાય કરવામાં ન આવે તો સુવાવડીના પ્રાણનો સંશય રહે છે.

**ઉપાય**—પ્રસવોત્તર રક્તશ્રાવનો ઉપાય કરતાં તેને ક્રમપૂર્વક ચિકિત્સાનો આરંભ કરવો જોઇએ, અને એક ઉપાય નિષ્ફળ જાય ત્યારે બીજો ઉપાય યોજવો જોઇએ.

૧. ગર્ભાશયમાં કે વરાંગમાં કોઇ નીકળી જવા લાયક પદાર્થ અપરાનો ટુકડો કે એવી કોઇ વસ્તુ હોય તો તેને કાઢી નાખવાનો પ્રયત્ન કરવો. ગર્ભાશયના ઉપરના ભાગ ઉપર મૃદુ ઘર્ષણ કરવું એથી ગર્ભાશયનો સંકોચ થઇ અંદરની વસ્તુ નીકળી જશે.

૨. તેમ ન નીકળે અગર વરાંગમાં ભરાઇ ગયું હોય તો વરાંગ અને ભગપ્રદેશને ક્રિયોલીનના લોશનથી અગર મરક્યુરીઅલ્ સેલાઇનના

૧ ઘણાં વિશ્વાસુ દરદીઓ માને છે કે, ડાકતરો નાડીમાં સમજતા નથી માટેજ આ દાખલો આંહી લખવાની જરૂર પડી છે. ડાકતરો પણ નાડીમાં ઘણું સારૂં સમજે છે. તેઓને નાડીની ગતી પ્રત્યક્ષ રીતે સંચાઓની મદદથી સમજવામાં આવે છે. દેશી વૈદ્યોને ભાગ્યેજ સુવાવડીની નાડી જોવા મળતી હશે અને કદાચ મળેતો આભડછેટને લીધે ભાગ્યેજ તેઓ તેને અડકતા હશે.

લોશનથી ધોઇ નાખી ગર્ભાશય ઉપર દબાણ કરી હાથેથી બહારનો પદાર્થ કાઢી લેવો.

૩. ગર્ભાશયનો પાછલો ભાગ ( ફન્ડસ ) ઘસવો અને તે સાથે [૧]અર્ગટ્ નામની દવા યોગ્ય માત્રામાં દરદીને આપવી. અર્ગટ ખાવા આપવાથી કોક વાર અસર જરા મોડી થાય છે, અગર દરદીને અર્ગ-થી ઉલટી થાય છે. આવે સ્થળે સાઇટ્રેટ ઓફ અર્ગોટીનની ટીકડીઓ આવે છે તેની ગર્ભસ્થાન ઉપર ચામડી મારફત પીચકારી મારવી. એ દવાની માત્રા $\frac{1}{4}$ ગ્રેનની છે. પેટ અને પેઢુના ભાગ ઉપર બરફનાં પોતાં મુકવાં અગર પેઢું ઉપર બરફનો ટુકડો ઘસવો. ગામડામાં—જ્યાં બરફ ન મળે ત્યાં કુંભારના હાથ ધોવાનાં કુંડાંની અંદરનો ઠંડો કાદવ લાવી તેનો જાડો થર પેઢુ પર કરવો.

૪. બચ્ચાંને ધવરાવવું અથવા બે ત્રણ આંગળીઓની વચ્ચે ચુચુક ( સ્તનની ડીટડી ) રાખીને મસળવાનું કહેવું. બન્ને સ્તન અને ગર્ભાશયનો એક પ્રકારનો ગાઢ સંબંધ છે, તેથી સ્તન ચુસવાથી કે ઘર્ષણ કરવાથી પરસ્પરના સંબંધને બળે ગર્ભાશય સંકોચ પામે છે. ગર્ભાશયપરનાં દબાણથી અથવા ઘર્ષણથી ગર્ભાશયનો સંકોચ ન થાય તો મેંદાના આટાની પેઠે તેને ટીપવું કે મસળવું. યાદ રાખવું કે શરીર સચેતન્ય વસ્તુ હોવાથી તેનાપર જેમ યોગ થાય તે મૃદુતા પૂર્વક થવો જોઇએ.

૫. આગળ જણાવ્યું છે તેમ, દરદીનું વરાંગ અને ભગપ્રદેશ ગરમ પાણીથી ધોયા પછી એવાંજ ગરમ પાણીથી[૨] ગર્ભાશય પણ ધોવું જોઇએ. ખુબ ગરમ પાણી લાગવાથી ઠંડીને લીધે જેમ બધા સ્નાયુઓ સંકોચાઇ જાય છે તેમજ બધા સ્નાયુઓ એક સાથે સંકો-ચ પામી જશે. ગર્ભાશયમાં ડુશ આપતી વખતે કાચની કે ધાતુની બે મોઢાંવાળી ( ડબલ કરંટ ) નળીની જરૂર પડે છે.

---

૧. સુવાવડીને કયે વખતે કેવી રીતે કેટલા પ્રમાણમાં અર્ગટ આપવું, એ માટે જુઓ ધાત્રીશીક્ષા ભા. ૧-૨ પૃ. ૧૨૬-૧૨૭.

૨. ૧૧૦ થી ૧૨૦ ફેરનહીટ ગરમીવાળું.

૬. ઉપર જણાવેલા ઉપાયોથી રક્તશ્રાવ બંધ ન પડે તો પછી વરાંગમાં આખીજ એક હાથની આંગળી નાખીને (Anterior vaginal sac). ગર્ભાશયની સામી દીવાલને ધક્કો મારી રાખવો અને બીજે હાથ પેટ ઉપર રાખીને ગર્ભાશય ઉપર સારી રીતે દબાણ કરવું અને ગર્ભાશયની અંદર જે કંઇ જમાવટ લોહી વિગેરે હોય તે કાઢી નાખવું અને પછી આગળ લખ્યા પ્રમાણે ગરમ પાણીની ડુશ આપી ગર્ભાશય ધોઇ નાખવું.

૭. ગર્ભાશયની અંદર આંગળી અથવા હાથ નાખીને તેની અંદરનો કાંઇ પણ કચરો સાફ કરી નાખવો. તે પછી ગર્ભાશય ધોવાની રીતે ડુશ આપવી.

૮. ગર્ભાશયમાં કોઇ પણ વસ્તુનો પ્રવેશ થવાથી તેની ઉત્તેજનાને લીધે ગર્ભાશયમાં સંકોચ થવાનો આરંભ થાય છે. તેમાં વળી અંદર હાથ કે આંગળી આમતેમ ફરવાથી વધારે સંકોચ થાય છે. પરંતુ બહુજ સંભાળથી દવાના પાણીથી હાથ ધોવામાં નહિ આવ્યા હોય તો અંદર હાથનોજ ચેપ લાગીને સેપ્ટીસીમીઆ (સન્નિપાત જેવું સુવાવડનું દરદ) થઇ આવવાનો નવો ભય પ્રાપ્ત થશે. તે શીવાય થોડે ઘણે અંશે ગર્ભાશયનો પ્રદાહ પણ થવાનો સંભવ છે. આગળ ડુશ મારફત ગરમ પાણી આપવાની વાત તો કહેવાઇ ગઈ છે, તેજ રીતે બરફ જેવું ઠંડું પાણી પણ કોઈ કોઇ સ્થળે આપવામાં આવે છે. ડા. ટેલર સ્મિથ (Dr. Teller Smith) નો એવો મત છે કે પ્રસુતીનો ચહેરો જ્યાં સુધી લાલ રંગનો હોય અને નાડી ઉતાવળી ભરેલી ચાલતી હોય ત્યાં સુધી ઠંડા પાણીની પીચકારી ગર્ભાશયમાં મારવાથી તરતજ લોહી બંધ થઇ જાય છે. પરંતુ પ્રસુતી અત્યંત ક્ષીણ અને અવસન્ન (થાકી ગયેલ જેવી) થઇ ગઇ હોય તેમજ તેનું બધું અંગ શીતળ થઇ ગયું હોય તો ખુબ ગરમ પાણીની પીચકારીથી લાભ થાય છે. પરંતુ યાદ રાખવું કે ઠંડા લોશનની પીચકારી મારવી હોય ત્યારે તેની અંદર બરફ નાખીને પાણી ઠંડું પાડવું નહિ, કારણ કે એમ કરવાથી રોગના જંતુઓ ગર્ભાશયમાં પ્રવેશ કરવાનો સંભવ રહે છે. માટે

આગળ જણાવેલ ગરમ લોશનનેજ ઠંડા પાણીમાં અથવા બરફના પાણીમાં બોળીને (એટલે બીજાં વાસણમાં તરતું રાખીને) ઠંડું પાડી લેવું જોઇએ.

૯. ઉપર જણાવેલી પીચકારીઓની ક્રિયાથી આરામ ન થાય તો ગર્ભાશયમાં આયડોફાર્મના કપડાં (આયડોફાર્મ ગોઝ) નાં પોતાં મુકવાં, એ પણ ઉપાય ગણાય છે. પહેલાં જે ગૉઝ ગર્ભાશયમાં મુકવાનું તેને ગરમ પાણીની વરાળ ઉપર રાખીને પ્રથમતો જંતુ રહિત બનાવવું પછી બે બુલેટ્ ફોરસેપ્સ—(Bullet Forceps) વતે ગર્ભાશયના બન્ને ઓષ્ટ ખુલ્લા કરવા અને જો પાછળથી મુકવાનું સ્પેક્યુલમ્ હોય તો તે વરાંગમાં મુકીને વચ્ચેનો રસ્તો ખુલ્લો કરવો. પછી એક પોતાં મુકવાની સળીથી કે આગળ જણાવેલ ડબલ્ કરંટ નળી મારફત એક આયડોફાર્મ ગોઝનો કટકો લઇને તેનો એક છેડો ગર્ભાશયના છેક ઉપરના ભાગ સુધી ચડાવી દેવો; પછી ધીમે ધીમે બાકીનો ભાગ પણ પણ અંદર સેરવતાં જવો. એજ રીતે એક કટકો અંદર મુકાયા પછી બીજો પણ કટકો અંદર મુકવાની જરૂર જણાય તો પેહેલા ચડાવેલા કટકાના નીચલા છેડા સાથે સારી રીતે મેળવી દેવો. પછી જરૂર પ્રમાણે તેજ મુજબ બે ત્રણ ચાર કટકા પરસ્પર એ પ્રમાણે સાંધીનેજ ચડાવ્યે જવા; કારણ કે એમ કરવાથી પોતું કાઢતી વખતે એક કટકો ખેંચવાથી અનુક્રમે બધા કટકા ખેંચાઇ આવશે, પોતાં મુકતી વખતે ધ્યાનમાં રાખવું જોઇએ કે, અહાં, અત્યંત વિસ્તાર પામેલા ગર્ભાશયના પોલાણમાંજ પોતાં મુકવાનાં છે, નહીં કે સાંકડા અને નાના ગર્ભાશયમાં પણ પોતાં મુકવાં જોઇએ. નાના ગર્ભાશયમાં આયડોફાર્મ ગોઝ મુકવાની એટલી બધી જરૂર નથી. કારણકે થોડું આયડોફાર્મ અંદર જવાની સાથેજ તેમાં તો ઉત્તેજના થઇને સંકોચ થવા માંડે છે.

૧૦. ઉપર જણાવ્યા પ્રમાણે ગર્ભાશયમાં પોતાં મુક્યા પછી પેટ ઉપર કસીને એક પાટો બાંધી દેવો જોઇએ. અને પ્રસૂતિને બીછાના ઉપર સુવારી દેવી જોઇએ. ૨૪ કલાક પછી અંદર નાખેલું

કપડું બહાર કાઢવું. તે વખતે જો દરદીને થોડો પણ તાવ જણાય તો ફરી ડુશ મારફત ગર્ભાશય સારી રીતે ધોઈ નાખવું જોઈએ.

૧૧. ઉપરના કોઇ પણ ઉપાય કામ ના લાગે તો પછી છેલ્લે લોહીની નળીઓમાંનું લોહી જમાવી દેવું એજ ઉપાય માત્ર બાકી રહે છે, અને એને માટે લાઇકર ફેરી પર ક્લોરાઇડ ઔંસ ૪, પાણી ચોખ્ખું ઔંસ ૧૨ મેળવીને પીચકારીથી ગર્ભાશય ધોઇ નાંખવું. બીજો એનાથી સહેલો ઉપાય એ છે કે, ગરમ પાણીની સાથે ફાર્મોકોપીઆમાં લખેલું લાઇકર ફેરી પર ક્લોરાઇડ મેળવવું—જ્યાં સુધી પાણીનો રંગ શેરીવાઇન જેવો ન બની જાય ત્યાં સુધી મેળવવું, પછી તે પાણી ગર્ભાશયના પોલાણમાં ચડાવી ગર્ભાશય સારી રીતે ધોઇ નાખવું. તે પછી ગરમ ક્રીઓલીન ( Creolin )ના લોશનથી ગર્ભાશય ધોઇ નાખવું. પરંતુ આ સ્થળે એક વિશેષ લક્ષ્ય રાખવાની વાત એ છે કે, ઉપર પ્રમાણે લોહવાળી દવાની પીચકારીથી લોહી બંધ કર્યા પછી અર્ગટ જેવી કોઈ પણ ગર્ભાશયસંકોચક દવા દરદીને આપવી નહી. કારણ કે તેમ થવાથી રક્તવાહીની નળીઓનાં મોઢાં આગળનું જે લોહી લોહથી જમાવ્યું હોય છે, તે બધી નળીઓનાં મોઢાં ગર્ભાશયના સંકોચથી ખુલ્લી જાય છે. અને પાછો રક્તસ્રાવ શરૂ થાય છે.

વળી લોહ મારફત ગર્ભાશયનું રક્ત બંધ કરવામાં બીજી એક મોટી ઉપાધી એ છે કે, તેનાથી ગર્ભાશયની શ્લેષ્મ ત્વચાની ઑરનો થર બધી જગોએ કોઇને કોઈ પરિમાણમાં નાશ પામે છે. જો કોઇ રોગના જંતુઓ તેમાં દાખલ થયા તો પછી જરૂર ચેપી દરદો ( સેપ્ટીસીમીઆ ) થઇ આવે છે. કદાચ લોહથી રક્ત બંધ ન થાય તો તે પછી પોતાંનો ઉપયોગ કરવો, એ નકામું છે. માટે પહેલેથીજ પોતાં ( આયડોફાર્મ ગૉઝનાં ) મુકવાની તજવીજ કરવી, એજ સારૂં છે. ઘણું લોહી જવાથી સુતિકા મરવા પડી હોય ત્યારે સેલાઇન ઇનજેક્શન (Saline injection) [1]મારફત વખતે પ્રાણ બચાવી શકાય ખરા.

1. ઉના ક્ષારોદકની પીચકારી; જેમ કોલેરામાં મીઠાનાં પાણીની પીચકારી મારે છે તે રીતે.



107

**પાછળથી થનારો (સેકન્ડરી) પ્રસવાન્ત રક્તસ્રાવ**—પ્રસવને છ કલાક થાય તે પછી કોઈ પણ વખતે રક્તસ્રાવ થાય છે તેને બીજો અથવા સેકંડરી રક્તસ્રાવ કહે છે.

**કારણ**—ગર્ભાશયના અંદરના ભાગમાં રક્ત વધારે હોય તો અથવા રક્તવાહીનીઓ ઉપરનું જામેલું લોહી ખસી જવાથી તેનાં મુખ ખુલ્લાં થઈ જવાથી રક્ત પડવા માંડે છે. ગર્ભાશયની દીવાલ ઉપર રક્તનું દબાણ (બ્લડ પ્રેશર) ઘણું હોય અથવા તેનો અંદરનો ભાગ ઠેકાણે ઠેકાણેથી સડીને ખસી ગયો હોય છે, ત્યારેજ રક્ત નળીઓ ઉપરનો લોહીનો જમાવ ખસી જાવા પામે છે. અપરા અથવા ઓર કે અંતસ્ત્વચાનો કોઈ અંશાવશેષ ગર્ભાશયમાં હોય છે ત્યારે ગર્ભાશય શિથિલ રહે છે અને એ શિથિલતાને લીધેજ તેની દીવાલની અંદરની રક્ત નળીઓ લોહીથી ભરાઇ જાય છે. જો કદી ગર્ભાશય વાંકું વળી ગયેલું હોય અથવા નીચું નમી આવ્યું હોય તો તેની અંદરનું શિરાઓનું રક્ત (વેઇન્સ બ્લડ) ફરવા જતી વખતે અડચણ પામે છે. આંતરડાંમાં જુનો મળ એકઠો થઇ રહેલો હોય તોપણ તેમજ થાય છે. ઉપર જણાવેલાં બધાં કારણોથી ગર્ભાશયની દીવાલમાં લોહી વધારે એકઠું થાય છે અને સામાન્ય કારણ મળતાં પણ રક્તસ્રાવ થઇ જાય છે.

**ઉપાય**—૧. જો થોડું લોહી પડતું હોય તો ગર્ભાશયના પોલાણ ઉપર થોડું દબાણ કરી જામેલું રક્ત બહાર કાઢ્યા પછી અર્ગટ આપવાથી રક્ત બંધ થઇ જાય છે.

૨. જો એમ કરવાથી લોહી બંધ ન થાય તો આગળ બતાવ્યા પ્રમાણે ગરમ પાણીથી ગર્ભાશયને ધોઇ નાખવું, એથી લોહી બંધ થશે. તે સાથે શા કારણથી રક્તસ્રાવ થાય છે તેના તરફ પણ લક્ષ્ય રાખવાની જરૂર છે.

૩. જો ગર્ભાશય સ્થાનચ્યુત થયું હોય તો પ્રથમ તેને ઠેકાણે લાવવાનો પ્રયત્ન કરવો જોઇએ.

૪. જો ઓર કે અંતસ્ત્વચાનો ટુકડો અંદર હોય તો તેને બહાર

કાઢી લેવાની જરૂર છે. બને તો આંગળીથીજ અંદર જામેલો પદાર્થ કાઢી લેવો. જામેલો મળ હોય તો તેને પણ બહાર કરી દેવો જોઇએ.

૫. કોઇ ઉપાય કામ ન આવે તો આગળ જણાવ્યા પ્રમાણે આયડોફોર્મના કપડાનાં પોતાં મુકાવવાં.

૬. રક્તસ્રાવ ઘણો થવાથી દરદીના શરીરમાં ઘણી ક્ષીણતા આવી ગઇ હોય તો નીચેની એત્રણ વાતો વૈદે ખાસ લક્ષ્યમાં રાખવી જોઇએ, અને પછી તેના ઉપાયો અજમાવવા.

(૧). જે રક્ત ગયું તે ભલે પણ હવે વધારે રક્તનો ક્ષય ન થાય એ તરફ પહેલું લક્ષ્ય રાખવું.

(૨). શરીર ક્ષીણ થતાં જે થોડું ઘણું રક્ત હોય છે તે ઘણું કરીને તેનાં મુખ્ય સ્થાનોમાં ( હૃદય, મગજ ) ભરાઈ રહે છે. રક્ત ક્ષીણ થઇને મરણ પામેલાં આદમીના હૃદયમાં અને મગજમાં રક્તનો જમાવ થયો હોય છે. એ ક્રિયા હૃદયની રચનાની શકિતને લીધે કુદરતી રીતેજ બને છે. જેમ થોડું રક્ત એક જગોએ રહેવા ન દેવું તેમ તેને શરીરમાં ફરતું રાખવું. જો થોડું ફરે કે ન ફરે તો જ્યાં રક્ત ન પહોંચે ત્યાં શૈત્ય, શોથ, વિગેરે થઇ આવે.

(૩). શરીરમાં રક્ત હોય ત્યારે હૃદયનાં ખાનાઓમાં કુદરતી રીતે જ સંકોચ વિકાસ થઇને લોહી ફરતું રહે છે, અને થોડું લોહી થાય ત્યારે હૃદયને જોઇએ તેવો ધક્કો મળે નહી, એથી તે પોતાનું કામ મંદ કરે છે. આ વખતે તેને કૃત્રીમ ઉપાયોથી નિયમિત ઉત્તેજન આપવું જોઇએ.

(૪). તથા ચોથી વાત વૈદે એ ધ્યાનમાં રાખવી કે ઉપરના ત્રણ ઉપાયોથી શરીરયાત્રા ચાલે તે દરમીઆન દરદીના શરીરમાં લોહીનું પ્રમાણ વધારવું.

૭. રક્ત બંધ કરવાના ઉપાયો આગળ કહેવાઇ ગયા છે. હૃદયની ગતિ નિયમિત તથા ઉત્તેજિત કરવા માટે:—

દરદીને થોડો આસવ આપવો એથી આસવ મળે છે અને લોહી ફરતું રહે છે. ઇથર, સ્ટ્રીક્નીનીઆ વિગેરે દવા પણ યોગ્ય માત્રામાં

ખાવા આપવાથી હૃદયને ગતી મળે છે. અથવા એ દવાઓની ચામડીમાં પીચકારી મારવાથી પણ લાભ થાય છે.

૮. દરદીનું માથું નીચું કરી દેવું, માથે ઓશીકું રાખવા ન દેવું, તેમજ ખાટલા તળે બે મોટા પથરા મુકીને પગ ઉંચા રહે અને માથું નીચું રહે એવી રીતે પથારી કરવી. થોડો વખત હાથમાં ખભાની નીચે તથા પગમાં સાથળ ઉપર બન્ને બાજુએ બંધ બાંધવા, એથી થોડા લોહીને થોડા ભાગમાં ફરવાનું સહેલું પડે.

૯. પછી દરદીને તૃષા ઘણી લાગતી હોય તો થોડું થોડું પાણી આપતા રહેવું. બને તો થોડું થોડું મીઠું નાખીને આપવું. ન ટકે તો મીઠું ન આપવું. મળદ્વારથી ગરમ પાણીની પિચકારી મારવી, અગર મીઠાના ગરમ પાણીથી પીચકારી મારવી, સારા ડાક્તર પાસે સેલાઇન્ સોલ્યુશનની ચામડીમાં કોઇ ધોરીનસમાં પીચકારી મરાવવી. બાકી વિદ્વાન વૈદ્યો અને ડાક્તરો તથા સુયાણીઓની સલ્લાહને અનુસરવું.

**ગર્ભાશય વિદારણ ( રપચર ઑફ ધી યુટેરસ. )**-પ્રસવ કાળ દરમીઆન કોઇ પણ વખતમાં ગર્ભાશય ફાટી જાય છે. જો કે આવા બનાવો વિરલ બને છે, છતાં ઘણા ભયંકર છે. એટલા માટે સ્ત્રીઓના વૈદ્યને થોડું ઘણું પણ એવા રોગોનું જ્ઞાન હોવું જોઇએ. ગર્ભાશયનો ગમે તે ભાગ ફાટી જાય પણ ઘણે ભાગે બંડલરીંગ ( Bundle's Ring ) અથવા ગર્ભાશયની દીવાલના અને પાતળા ભાગનો સાંધો હમેશાં પ્રથમ ફાટે છે, અને એ સાંધા પાસેથી આરંભ થઇ સરખું ગોળ ફાટી ગર્ભાશયનાં કાચલાં નીચે ઉપર જુદાં પડી જાય છે. કોઈ વાર લાંબી ફાટ પડી ઉભા ચીરા થઇ જાય છે. કોઇ વાર નીચેના ભાગ તરફ ફાટીને વરાંગમાં આવે છે અને કોઇ વાર સાકડી બસ્તીમાંથી ગર્ભનું સખત માથું નીકળવા જાય તે વખતે ગર્ભાશયમાં કાણું પણ પડી જાય છે. વળી દરદની ગંભીરતા પ્રમાણે ગર્ભાશય વિદારણના સંપૂર્ણ અને અસંપૂર્ણ એવા બે પ્રકાર કલ્પવામાં આવે છે, જેમાં ગર્ભાશયની દીવાલ અને તેની ઉપરની રસત્વચા ( પેરીટોનીઅમ ) નો ભાગ પણ ફાટી જાય. અને મિશ્રિત રક્ત વિગેરે પેરી-

ટોનીઅમનાં પોલાણમાં જઇ પડે તેને સંપૂર્ણ ગર્ભાશય વિદારણ કહે છે, અને રસત્વચાને કોઇ જાતની અડચણ ન થતાં કેવળ ગર્ભાશયનો ભાગજ ફાટી જાય તેને અસંપૂર્ણ વિદારણ કહે છે.

**કારણ**—ગર્ભાશય ફાટવાનું મુખ્ય કારણ પ્રસવની અટકાયત છે. કોઇ પણ ગમે તે કારણથી ગર્ભાશયમાં અત્યંત સંકોચ થાય અને બચ્ચાંને નિકળવામાં અડચણ પડે ત્યાં સર્વત્ર ગર્ભાશય ફાટી જવાના બનાવ ઘણે ભાગે બને છે, જેમકે, સંકીર્ણ બસ્તી ( કુદરતી રીતેજ બસ્તીનું પોલાણ નાનું હોય તે ). સ્ત્રીને ઘણું કષ્ટ થવાથી નબળાઇ આવી હોય અને તેમાં એકદમ જોર કરીને ગર્ભાશય સંકોચાય છે ત્યારે ગર્ભાશય ફાટી જાય છે, અથવા ગર્ભાશયનું મુખ બંધ હોય તો પણ તે ફાટી જાય છે. મુખના સંકોચથી પણ એવા બનાવ બને છે, તેવીજ રીતે ગર્ભાશય ગ્રીવાના સંકોચથી પ્રસવમાર્ગની અંદરની કોઇ પણ પ્રકારની ગાંઠથી, એવી બીજી અણુચણોથી ગર્ભાશય ફાટે છે, ત્યારે ઘણું કરીને બંડલરીંગની રેખાઓ પ્રમાણે ગોળ ફાટે છે.

ગર્ભાશયની દીવાલની અંદરના પેશીમય તંતુઓમાં મેદાપકર્ષ (ફેટી ડીજનરેશન )નાં દરદમાં પ્રસવમાં કોઇ જાતની અડચણ આવતી નથી, છતાં સ્વાભાવિક સંકોચનાં બળથી પણ ગર્ભાશય ફાટી જાય છે, તેમજ તેજ ફાટ ગર્ભાશયનાં કોઇ પણ ભાગમાંથી શરૂ થઇ કોઈ પણ ભાગ સુધી પહોંચે છે.

પ્રથમ એકવાર ગર્ભાશય વિદારણ થયું હોય તે વખતે સાંધ્યું હોય અને આરામ થયો હોય, પરંતુ ફરી પ્રસંગ આવતાં સ્વાભાવિક સંકોચથી પણ ગર્ભાશય ફાટી જાય છે.

વૈદ્યના દોષ[1]થી પણ ગર્ભાશય ફાટી જાય છે, જેમકે ગર્ભાશયનો સંકોચકાળ હોય તે વખતે અંદર હાથ નાંખીને ધાલમેલ કરવાથી તે ફાટી જાય છે. ઘણા જોરથી ઓર ખેંચવાથી, અયોગ્ય રીતે સળીઆ

૧. એક ગૃહસ્થના ઘરમાં સુયાણીના હસ્તદોષથી મુત્રસ્રાવી વ્રણ થયાની હકીકત મારા જાણવામાં છે. તે બાઇ બે વર્ષ પીડાયા પછી તેણે મીરજ ઓપરેશન કરાવ્યું ત્યારે સારૂં થયું, તે પણ હું જાણું છું.

ઘાલવાથી અથવા અર્ગટનો દુરૂપયોગ થવાથી ગર્ભાશયનું મુખ પહોળું થયા પહેલાં અર્ગટ આપવાથી ગર્ભાશય જરૂર ફાટે છે. બચ્ચું વધારે પોષાયું હોય તો પણ ગર્ભાશય કોકવાર ફાટે છે.

**લક્ષણ:**—પ્રથમ તો શરીરની ગરમી વધે છે અને ૧૦૧ ઉપર વધતી જાય છે. નાડી ક્રમે ક્રમે ઉતાવળી અને પાતળી થતી જાય છે. ગર્ભાશયનો એકદમ વિરામ[1] વગરનો સંકોચ થાય છે. ગર્ભાશય નીચે ઉપર ગોળ સખત અને વચ્ચે સિધું નરમ હોય છે. ગર્ભાશય વખતે એકદમ ફાટે છે અથવા ધીમે ફાટે છે.

**વેદના**—વેદના એક સરખી અને ઘણી તીવ્ર થાય છે, વળી તે ઘણો વખત રહે છે. સ્ત્રી એકદમ વ્યાકુળ બની જાય છે. પ્રસવ થતો નથી અને બુમ બરાડા પાડે છે. આંચકી આવવા જેવું દરદ થાય છે. આ વેદના દરદીથી સહન થઇ શકતી નથી. દરદીને પોતાનેજ પેટમાં કાંઇ ફાટ્યું અથવા ખસી ગયું છે, એવું લાગે છે. અને એવું થયા પછી ગર્ભાશયની આકુંચનક્રિયા બંધ થાય છે. તે સાથે એક સાથે અતિશય અશક્તિ આવે છે. નાડી આગળ જણાવ્યા પ્રમાણે પાતળી અને ક્ષીણ થાય છે તથા તેની ગતી વધે છે. શરીર ઠંડુ પડી પસીનો થવા માંડે છે, શ્વાસ લઈ શકાતો નથી, દરદીનો ચહેરો લેવાતો જાય છે, અને ફીકરમંદ દેખાય છે. પેટમાંના બાળકનો કોઇ પણ ભાગ હાથને લાગતો નથી, પરંતુ બહારથી પેટ ઉપર હાથ ફેરવવામાં આવે તો પેટમાં પગ માલુમ પડે છે, મૂર્છા આવે છે, અને વખતે દરદીને તાણ આવવી પણ શરૂ થાય છે. વરાંગમાંથી રક્તસ્રાવ થાય છે તથા દરદીને ઉલટી થાય છે. આ ઉલટીનો રંગ શેકેલી કારીના જેવો ઘેરો હોય છે. શ્વાસ ઘણા જોરથી ચાલે છે અને શ્વાસ લેતાં દરદીને મુઝમણ થાય છે. ચહેરો સુકાય છે. હોઠનો રંગ બદલાવા માંડે છે, ગાલ બેસી જાય છે, હેડકી આવે છે, અને તે કોઇ પણ ઉપાયે બંધ થતી નથી. છેવટ મૂર્છા પામીને દરદી મરણ પામે છે. કદાચ મૂર્છા પાછી વળે તો તે પછી બારથી અઢાર કલાકે

---

૧. ટૉનીક્ કૉન્ટ્રેક્શન.

પેરીટોનીઅમમાં અથવા ગર્ભાશયમાં દાહ થાય છે. કે બન્નેમાં દાહ થાય છે. પેટમાં તીવ્ર[1] વેદના થાય છે. દાબવાથી દુખે છે. નાડી કઠણ થઇ જાય છે પણ જોરથી ચાલે છે. પછી શ્વાસ ઉપડે છે ઓરત પગ પેટ ઉપર વાળેલા રાખે છે,[2] લાંબા થઇ શકતા નથી અને લાંબા કરવાથી તીવ્ર વેદના થાય છે. એ પછી મોત આવે છે. કદાચ કોઇ કુશળ અને આશુકારી શસ્ત્રવૈદ્યની યોગ્યકાળે યોગ્ય સહાય મળવાથી તે વખતે દરદી મોતના પંઝામાંથી છુટે તો પાછળથી વ્રણ અગર રસત્વચાનો દાહ ( પેરીટોનાઇટીસ ) વિગેરે થઇને મરણ પામે છે. ગર્ભાશય સંપૂર્ણ ફાટયું હોય તો સ્ત્રી કદી બચતી નથી અને બચ્ચું તેના પેટમાં રહે છે.

**ઉપાય**—કુશળ શસ્ત્રવૈદ્ય (સર્જન), વિદુષી સુયાણી ( મીડ્વાઇફ ) અથવા વિદ્વાન મૂઢગર્ભચિકિત્સકની સલ્લાહ પ્રમાણે બચ્ચાંને તરત બહાર કાઢવા ઉપાયો કરવા.

૨. જેમ બચ્ચું જલદી બહાર આવે તેમ સ્ત્રીની બચવાની આશા વધારે સમજવી. જરૂર પડે તો ચીપીઆનો ઉપયોગ કરીને બચ્ચું કઢાવી લેવું. યાદ રાખવું કે ચીપીઓ ઘાલતાં ઉલટું દરદીને વધારે નુકશાન થાય નહિ. દરદીને મુર્ચ્છા આવતી હોય તો ઉત્તેજક દવાઓ આપવી. પરંતુ આ દરદમાંથી ભાગ્યેજ સોમાં એકાદ કેસ જીવે છે, સારે નસીબે આવા બનાવો ઓછા બને છે.

**બેસણી ફાટી જવી ( રપચર ઑફ ધી પેરીનીઅમ )**—ઘણીવાર ઘણી સ્ત્રીઓને આપણા દેશની સૂયાણીની મૂર્ખતાને લીધે કે પોતાના જાતના અજ્ઞાનથી પ્રસવ વખતે બેસણી ( પેરીનીયમ ) ફાટી જાય છે. તે ન ફાટવા દેવા માટે સ્ત્રીને અર્ધ ઢળતી સ્થતિમાં સુવારીને બેસણી ઉપર હાથ રાખીને પ્રસવ કરાવવો એ રસ્તો સર્વોત્તમ છે

૧ પાંચ વરસ ઉપર આ ગામની એક ઓરતને પ્રસવ થયા પછી તરતજ એવી તીવ્ર વેદના ઉપડી હતી કે આપણાથી જોવાય નહી અને તેનાથી સહન થાય નહી. તે પછી ત્રીજે દીવસે તે બાઇ એવી રીતે બરાડા પાડીને જ મરણ પામી હતી. મ્હારાથી તે દરદ સમજાયું નહોતું, અને મટયું પણ નહોતું.

૨ ઉપર જણાવેલ બાઈ પગ પેટ ઉપરજ વાળી રાખતી હતી.

(જુઓ ધાત્રીશીક્ષા પ્રષ્ટ ૨૩૦ ચિત્ર નં ૫). પરંતુ આની સંભાળ ન રહે અથવા પ્રસવ એકદમ થઈ જાય કે બચ્ચાંનું માથું ઘણું મોટું હોય તો બેસણી ફાટી જાય છે.

**ઉપાય**—આવી રીતે બેસણી ફાટી જાય તેને તરતજ શસ્ત્ર-વૈદ્ય પાસે ટેભા મરાવી લેવા, એજ સર્વોત્તમ ઉપાય છે.

**ગર્ભાશયોદ્‌ભ્રંશ-ગર્ભાશયનું ઉલટાઈ જવું ( ઇનવર્ઝન ઑફ ધી યુટેરસ )**—સુવાવડીને થતા ઉપદ્રવોમાં ગર્ભાશય ઉલટું થઇ જવું એ એક મોટો ઉપદ્રવ છે. આ દરદમાં ગર્ભાશય ઓશીકાની ખોળ અથવા મોજાની પેઠે અવળું થઈ જાય છે એટલે કે તેનો અંદરનો ભાગ બહાર આવતો રહે છે. આ દરદના ઉપર કોઇવાર કાંઇ ઉપાય ચાલતો નથી. ઘણીવાર તો તે એટલું બધું અવળું થઇ જાય છે કે, તેનું તળ ( ફન્ડસ ) અવળું થઇને નીચે આવતું રહે છે, અને મોઢું ઉપર જતું રહે છે, વળી ગર્ભાશયની અંદરની શ્લેષ્મત્વચા બહારના ઢાંકણરૂપ થઈ પડે છે અને પેરિટોનીઅમ શ્લેષ્મત્વચાની જગોએ આવતું રહે છે, તથા તેની વચ્ચે બીજવહસ્રોત અને ફલકોષ ( ફેલોપ્યન ટયુબ અને ઑવરી ) આવી જાય છે. કોકવાર ગર્ભાશયનો ઉપરનો ભાગ થોડો અંદર પેસી જાય છે, ત્યારે ગર્ભાશય કોર વગરના પ્યાલા જેવું બની જાય છે, તથા કોઇવાર ગર્ભાશયનું તળું તેના મુખ સુધી આવે છે ત્યારે તે ઘણું ઉંડુ થઇ જાય છે. આ ઉપરથી તે દરદના સંપૂર્ણ અને અસંપૂર્ણ એવા બે ભાગ પાડવામાં આવે છે. ઘણું-કરીને અપૂર્ણ દરદ સુવાવડ પછી થાય છે; પરંતુ કોકવાર કુમારીકાઓને પણ થતું જોવામાં આવે છે. ઘણે ભાગે જે સ્ત્રીઓનું ગર્ભાશય મોટું અને નરમ હોય છે તથા જેઓના ગર્ભાશયનું મુખ પહોળું હોય છે, તેઓને એ દરદ થાય છે. ગર્ભાશયનાં ઉપરના ભાગમાં ( ફન્ડસમાં) ગાંઠ હોવાથી તેનાં આકર્ષણને લીધે એ દરદ ધીમે ધીમે થાય છે, અને સુવાવડમાંથી જે દરદ થાય છે, તે એકદમ થાય છે. આથી તે દરદના ૧. ધીમું અથવા જુનું, ( ક્રૉનિક ) અને ૨. નવું અથવા તરતનું ( એક્યુટ ) એવા બે ભેદ પાડવામાં આવ્યા છે.

**કારણ–ગર્ભાશયનો** [1]**ઉદ્દભ્રંશ** ઘણું કરીને સુવાવડ વખતે અયોગ્ય ખેંચતાણ કરવાથી થઈ આવે છે. કોઇવાર પોતાની મેળે પણ થઇ આવે છે. અશિક્ષિત વૈદ્ય કે મૂર્ખ સુયાણી ઓર બહાર કાઢવા માટે નાળ ઝાલીને ધીમે ધીમે ખેંચવાને બદલે જોરથી આંચકો મારે તો ગર્ભાશયનો અંદરનો ભાગ ખેંચાઇ આવે છે. ગર્ભાશય નરમ અને મોટું હોય, તેમાં વળી નાળ ઝાલીને ઓર કાઢવાની મહેનત કરવામાં આવે, તો ગર્ભાશયનો ઉદ્દભ્રંશ સહજ થઈ જાય છે. નાળ ઘણીજ નાની હોય અથવા બચ્ચાંના શરીરના કોઇ ભાગપર વીંટાઇ ગઇ હોય ત્યારે પણ ગર્ભાશયનો ઉદ્દભ્રંશ થઈ જાય છે. સુવાવડ પછી જોરથી કરાંઝવાથી ( મરડો વિગેરે થવાથી ), ખાંસીથી, સખત છીંકથી, કે એવા આઘાતથી પણ ઉદ્દભ્રંશ થઈ આવે છે. ગર્ભાશયના અંદરના ભાગમાં ( ફંડસમાં ) અર્શ હોય તો તે પણ ઉપરના દરદનાં કારણ-રૂપ થાય છે.

ઉપર જણાવ્યા પ્રમાણે જ્યારે ગર્ભાશયનો ઉપરનો ભાગ (ફન્ડસ) નીચે દબાય છે ત્યારે તેનું કામ ઉલટું થવા માંડે છે અને આંતરડાંની પેઠે ગર્ભાશય સંકોચ પામવા માંડે છે, તેથી અંદરનો ભાગ છેવટ બહાર આવી પડે છે.

**લક્ષણ**—જો એકદમ સંપૂર્ણ ગર્ભાશયનો ઉદ્દભ્રંશ થાય છે તો તે સમજવામાં મુશ્કેલી નડતી નથી. ગર્ભાશય વરાંગમુખની બહાર આવેલું હોય છે, અને તેનો સ્પર્શ કરવાથી દરદીને સહન ન થાય એવી વેદના થાય છે. તે રક્તથી ભરેલું હોય છે અને વખતે તો તેને ઓર પણ લાગેલી હોય છે.

સ્ત્રીને કમરમાં અને પીઠમાં નીચેથી કોઇ જોરથી ખેંચતું હોય એવું દરદ થાય છે. રક્તસ્રાવ થાય છે, મોળ આવે છે અને ઉલ-ટીઓ પણ થાય છે. દરદીને એકદમ અશક્તિ આવી જાય છે અને ગ્લાની પ્રાપ્ત થાય છે. શરીર ઉપર શીત વળી જાય છે. નાડી અશક્ત, અત્યંત અશક્ત થઇ જાય છે. કોઇ કોઇ વાર તો નાડી ચાલે છે કે

---

૧ ઉલટીને બહાર આવવું તે.

બંધ છે, તે પણ સમજાતું નથી. મૂર્ચ્છા આવે છે, તાણ આવે છે, તથા શ્વાસોશ્વાસ ઉતાવળા ચાલે છે. ઉપર જણાવેલાં બધાંજ લક્ષણો હોય એવો કાંઇ નિયમ નથી, વખતે થોડાં લક્ષણો ઓછાં પણ હોય; પરંતુ અશક્તિ હમેશાં હોય છેજ. પેટ દબાવીને જોવાથી ગર્ભાશય હાથને લાગતું નથી, પરંતુ વરાંગમાં એક ગોળો દેખાય છે, અને જ્યારે પૂર્ણ ઉદ્દભ્રંશ થાય છે ત્યારે ગોળો વરાંગની બહાર પણ દેખાય છે. ગોળાનો રંગ લાલ હોય છે. તેમાંથી રક્ત નિકળતું દેખાય છે. વળી તે ગોળો ચકચકે છે, અને હાથને નરમ લાગે છે. સ્ત્રી ઘણીજ નરમ દેખાય છે. હવે જો અપૂર્ણ ઉદ્દભ્રંશ હોય છે તો વેદના અને શ્રાવ ઘણો ઓછો હોય છે. જો ગર્ભાશયજ બહાર આવેલું હોય છે તો ગોળો સુજેલો હોય છે અને ઘણા દિવસનું જુનું ઉદ્દભ્રંશનું દરદ હોય તો અર્શ છે કે ગર્ભાશયનો ઉદ્દભ્રંશ છે તે કહેવું મુશ્કેલ પડે છે. પરંતુ હકીકત ઉપરથી તેમજ નાડીની ક્ષીણતા ઉપરથી અનુમાન થઇ શકે છે. વળી, ગર્ભાશયના ઉદ્દભ્રંશમાં ગર્ભાશયનું મુખ અંદર ચાલ્યું જવાથી દેખાતું નથી અને ગર્ભાશય શલાકા ( યુટરાઇન્ સાઉન્ડ ) અંદર દાખલ કરી શકાતી નથી. પેટ ઉપર હાથ ફેરવવાથી ગર્ભાશયનો ઉપરનો ભાગ ( ફન્ડસ ) હાથને લાગતો નથી. ”

**ઉપાય—૧.** આ દરદના ઉપાય જેમ બને તેમ જલદી કરવા જોઇએ. ગર્ભાશયને અંદર સેરવવા માટે પ્રથમ ગર્ભાશયને ડાબા હાથમાં મુઠીમાં દબાવવું, એથી તેનું કદ નાનું થશે, અને લોહી વિગેરે ઉપર હશે તે નીકળી જશે. ઓર વિગેરે ઉપર ચોટી હોય તે આસ્તે રહીને ઉખેડી કાઢવી. પછી જમણા હાથની હથેળી વતે બહાર આવેલા તલપ્રદેશ ( ફન્ડસ )ને દાબીને અંદર ઘાલવો અને તે અંદર ગયા પછી પણ થોડા વખત સુધી તેના ઉપર તેવોજ દાબ કાયમ રાખવો. ગર્ભાશયને અંદર ઘાલતી વખતે ધ્યાન રાખવું કે, જે ભાગ સર્વથી છેલ્લો બહાર આવ્યો હોય તેજ ભાગ સર્વથી પહેલો અંદર ઘાલવાને પ્રયત્ન કરવો. પહેલો ભાગ પ્રથમ અંદર દાખલ કરવાથી પછી પાછળના ભાગને અંદર ઘાલતાં મુસ્કેલી આવે છે. માટેજ છેલ્લો આવેલો ભાગ પ્રથમ

અંદર સરકાવવો. અને પછી ક્રમે ક્રમે તે પછીનો ભાગ સરકાવતા જવું. સર્વથી છેલ્લે બાકીનો ભાગ એની મેળેજ ઉપર સરી જશે.

૨. ઓર ઉખેડી કાઢવાના સંબંધમાં કેટલાક એવું માને છે કે ઓર ઉખેડવાથી વધારે રક્તસ્રાવ થાય છે. માટે પ્રથમ ગર્ભાશયને સવળું કરી નાખવું અને પછી ઓર ઉખેડી લેવી.

૩. જો ગર્ભાશય ઘણા વખતથી બહાર આવી ગયું હોય અને તેને લીધે સુકું અને ઉષ્ણ થઇ ગયું હોય તો સહેલાઇથી અંદર જઈ શકતું નથી. આવે વખતે તેને જરા ટાચીને અંદરથી લોહી કાઢવું પડે છે. પછી ગરમ પાણીથી ધોઈ નાખીને શેક કરવો. દસ્ત આવે એવી સાદી દવા આપવી અને સોજો નરમ પડયા પછી ઉપર જણાવ્યા પ્રમાણે ગર્ભાશયને સવળું કરવું. ગર્ભાશયને ઠીક કર્યા પછી ક્રિયોલીન ( Creolin ) ના ગરમ લોશનથી તેનાં પોલાણને ધોઇ નાખવું અને તે પછી આગળ જણાવ્યા મુજબ આયડોફૉર્મનાં કપડાનાં પોતાં મૂકવાં.

૪. ડૉ. હીટેલ સ્મીથનો એવો મત છે કે, રબરની કોથળીમાં પાણી ભરીને તેનાથી ગર્ભાશય ઉપર દબાણ કરવું.

૫. ઉપરના સાદા ઉપાયોથી આરામ ન થાય તો શસ્ત્રવૈદ્યની સલ્લાહ લેવી પડે છે, અને કાપીને ફરી સ્વસ્થ કરવું પડે છે, કારણ કે તેમ ન કરવાથી સ્ત્રીને હમેશાં રક્તસ્રાવ થઇ નબળાઇ આવ્યા કરે છે. ગર્ભાશય પોતાને સ્થાનકે ગયા પછી એકદમ હાથ બહાર કાઢવો નહિ, નહીતો ગર્ભાશયનું ઉપરનું તળું પાછું બહાર આવતું રહે છે. પેટ ઉપરથી ગર્ભાશયના ઉપરના ભાગ ઉપર દબાણ રાખવું અને રીતસર સંકોચ થવા માંડે ત્યારે હાથ સરવા માંડે છે ત્યારે બહાર કાઢી લેવો. પછી પેટપર પાટો બાંધવો અને સ્ત્રીને કેટલાક દીવસ સુધી પથારીમાં પડી રહેવા કહેવું. અરગટની રસકીયાનાં ( એકસ્ટ્રેકટ ઑફ અરગટનાં ) ટીપાં ૧૫ થી ૩૦ એક ઔંસ પાણી સાથે મેળવીને દરદીને આપવાં. એથી ગર્ભાશયના સ્નાયુઓને જોર મળે છે.

**આંચકી અથવા તાણ**—( એકલેમ્પશીઆ )—કેટલાક વૈદ્યો દેશી વૈદ્યનો આક્ષેપક રોગ આ છે, એવું કહે છે. એ સંબંધમાં મારા મનમાં ચોક્કસ નિશ્ચય નથી.

**કારણો**—તાણ અથવા આંચકીનું દરદ ગર્ભિણી સ્ત્રીઓને તેમજ સદ્યઃ પ્રસૂતા સ્ત્રીઓને થાય છે. આ દરદ બીજાં ઘણા દરદોનાં ઉપલક્ષણ અથવા પ્રબળ ઉપદ્રવરૂપેજ શરૂ થાય છે. આ દરદમાં હાથપગના સ્નાયુઓ અને બીજા પણ શરીરના સ્નાયુઓ ખેંચાય છે. શુદ્ધિ અને સ્પર્શજ્ઞાન નાશ પામે છે. આ દરદથી મરેલાં આદમીનાં મૃત શરીરની પરીક્ષા કરીને જુદા જુદા અવયવોમાં ડાક્ટરોએ જુદી જુદી વિકૃતિ જોઇ છે. તેમજ આ દરદના કારણના સંબંધમાં ભિન્ન ભિન્ન ડાક્તરોના: ભિન્ન ભિન્ન મત છે.

એ બધાની આપણે આંહી જરૂર નથી. આપણે આંહી એટલુંજ જાણવું જરૂરનું છે કે, કેવી જાતની પ્રકૃતિવાળાં માણસો આ દરદનાં ભોગ થઇ પડે છે.

પ્રથમ તો વૃક્ક (કીડની) ના જુના અથવા નવા દાહથી ઘણે ભાગે સુવાવડમાં કે સગર્ભાવસ્થામાં આંચકીનું દરદ થઇ આવે છે.

પ્રસવ વખતે અડચણ થવાથી, અત્યંત વેદનાવાળી વેણ આવવાથી, ગર્ભવતી મોટી ઉમરની હોય એટલે કે તેનું પેરીનીયમ (બેસણી) મજબુત હોય અને તેને લીધે પ્રસવ થતાં વિલંબ વધારે લાગે છે, તથા યંત્રણા (પીડા) પણ ઘણી થાય છે. (બેસણી ફાટવાના બનાવ પણ આવા કેસોમાં બને છે); ત્યારે પણ તેની સાથે આંચકી થઇ આવે છે. ઘણા દિવસ દસ્ત કબજ રહેવાથી, ગર્ભાશયમાં એક કરતાં વધારે બચ્ચાં હોવાથી, અને એવાં કારણોથી આંચકી થઇ આવે છે. ઘણું કરીને એક સાથે એક કરતાં વધારે કારણો મળવાથી એ દરદ વધારે થાય છે.

કારણો તથા લક્ષણોના બે ભેદ પાડવામાં આવ્યા છે; એક તો પૂર્વ લક્ષણ, અથવા પૂર્વ રૂપ અને બીજું લક્ષણ અથવા રૂપ. રોગનું આક્રમણ થતાં પહેલાં ઘણે ઠેકાણે કેટલાંક પૂર્વ લક્ષણ દેખાય છે, અને વિશેષે કરીને તે પૂર્વ લક્ષણો ઉપર જ શરૂઆતથી લક્ષ્ય રાખવું જોઇએ. કારણ કે જો વખત હોય અને તે પૂર્વ લક્ષણો દેખાય ત્યારથીજ ભાવી રોગની ચિકિત્સા શરૂ કરી હોય તો આંચકીનો રોગ

થતો અટકાવવો એ બહુ મુશ્કેલ નથી. પેસાબ સાથે આલબ્યુમીન નામનો પદાર્થ નીકળવો એ સર્વેથી પહેલું પૂર્વ લક્ષણ છે. ઘણું કરીને દરેક સ્થળે ગર્ભના છઠ્ઠા કે સાતમા મહીનાથી પેસાબ ઉપર લક્ષ્ય રાખવું જોઇએ.

વચ્ચે વચ્ચે મુત્રપરીક્ષા કરાવવી અને ૨૪ કલાકમાં કેટલો પેસાબ થાય છે, તેનો પણ નિર્ણય કરવો. તેમાં પણ વિશેષે કરીને દરદીના પગ અથવા ચહેરા ઉપર કે આંખે સોજો દેખાય ત્યારથી વધારે ધ્યાન આપતા રહેવું. દરદીને દરદ થવાનું હોય તે પહેલાં થોડા દિવસ આગમચ માથું દુઃખવા માંડે છે, ઉંઘ આવે છે, મનમાં થાક લાગ્યા કરે છે, મોળ આવ્યા કરે છે; વખતે વખતે ઉલટી થાય છે, ચકર આવે છે.આમાશય પાસે દરદ થાય છે. આંખની સામે વિજળીના ચમકારાની પેઠે અજવાળાંનાં ચકર દેખાય છે. તે પછી દરદ થવાની થોડાજ વખત પહેલાં કે દરદની સાથે દરદીની બીલકુલ જોવાની શક્તિ ઓછી–ક્ષીણ થઇ જાય છે. કાનમાં ભણકારા વાગે છે. તાણ આવવાની હોય છે ત્યારે સ્ત્રી ગંભીર વિચારમાં હોય એમ દેખાય છે. એકજ વસ્તુ તરફ એક નજરે જોઇ રહે છે. પેસાબ ઘણોજ ઓછો થઇ જાય છે. તેમાં ઘણું આલબ્યુમીન હોય છે. એટલુંજ નહી પણ પેસાબ થયા પછી થોડી વારમાં બધો પેસાબ જામી જાય છે.

ઉપરનાં લક્ષણો દેખાયા પછી તરત દરદનું આક્રમણ થાય છે. તેની સાથેજ ખેંચતાણ શરૂ થાય છે. પ્રથમ ચહેરાના સ્નાયુઓ ખેંચાય છે, અને તેથી ચહેરો ભયંકર અને વિચિત્ર દેખાય છે. આંચકીનું દરદ સગર્ભાવસ્થામાં છ માસ પહેલાં કદી થતું નથી. ઘણે ભાગે આઠમા મહીનાથી પ્રસવકાળ સુધીમાં આંચકીનું દરદ થાય છે, અને કોઇ કોઇ જગોએ પ્રસવ પછી પણ થાય છે. આંચકીનો દરેક આંચકો ( ફીટ ) એકથી દોઢ મિનિટ સુધી રહે છે, તેમજ તેના ક્રમ ( સ્ટેજ ) દેખાય છે.* [1]પ્રાથમીક ક્રમ, [2]અવિરામ અવસ્થા અને [3]સવિરામ આક્ષેપ એ રીતે ત્રણ ક્રમ છે. દરેક આક્ષેપની અંતે કેટલોક

* ઇંગ્રેજીમાં તે ત્રણ સ્ટેજનાં નામ–૧ પ્રીલીમીનરી સ્ટેજ. ૨. ટૉનીક સ્ટેજ. ૩. ક્લોનિક સ્ટેજ.

વખત સુધી દરદી અચેતનાવસ્થા અથવા મૂર્ચ્છા ( કોમા ) માં હોય છે. આરંભકાળમાં આંખની શ્વાસોશ્વાસની પેશીઓ થાકી થાકીને આંચકા ખાય છે. તે વખતે જોઇને અજાણ્યા માણસને એમજ થઇ આવે કે જાણે દરદી હસે છે. તે પછી તરતજ દરદી સખત લાકડા જેવી બનીને પડી જાય છે. સર્વેથી છેલ્લે જ્યારે આક્ષેપ અવિરામ રીતે શરૂ થાય છે ત્યારે આંખો, માથું, અને ડોક વિગેરે બધાં અંગો અત્યંત ઉતાવળે ઉતાવળે ખેંચાવા માંડે છે. આ અવિરામ આક્ષેપ વખતે દરદીનો શ્વાસ રોકાયેલો હોવાથી ચહેરો નીલવર્ણનો થઇ જાય છે. અને અવિરામ અવસ્થાના છેલા ભાગમાં શ્વાસોશ્વાસ ફરવા માંડે છે. આંચકી આવી ગયા પછી કેટલોક કાળ રોગી અચેતન અવસ્થામાં બેભાન પડી રહે છે. શ્વાસ રોકાવાને લીધે મગજમાં લોહીનો ભરાવો થવાથી આ રીતે દરદી બેભાન રહે છે. ક્રમે ક્રમે જેમ જેમ આંચકી વધારે વાર આવે છે, અચૈતન્ય અવસ્થા પણ તેમ તેમ વધારે વાર ટકે છે. છેવટમાં એ અચૈતન્ય અવસ્થા પણ બહુવાર ટકતી નથી. વચ્ચે વચ્ચે આક્ષેપ આવી જાય છે. આંચકીનાં દરદમાં આંચકાઓની સંખ્યાનો એક સરખો નિયમ બાંધી શકાતો નથી. બે ચાર આંચકાથી માંડીને ખુશીમાં આવે એટલા આંચકા આવી જાય છે. કોકવાર અમુક વખત બંધ પડીને પાછા શરૂ થાય છે. ક્રમે ક્રમે આંચકા ઘણા ઘણા વધતા જાય છે, અથવા ટુંકામાં એમ કહીએ તો પણ ચાલે કે, વિરામનો વખતજ મળતો નથી; ભારે કેસમાં જરૂર ઉપર પ્રમાણે દેખાય છે. તે સાથે હૃદય નબળું પડી જાય છે. પ્રથમ મુળમાંથી શરૂ થઇ પછી આખા ફેફસાંમાં સોજો ફેલાઇ જાય છે. નાડી ઉતાવળી, ક્ષીણ અને પાતળી ચાલે છે અને આંચકાની સંખ્યા જેમ જેમ વધતી જાય છે તેમ તેમ શરીરની ગરમી પણ સ્વાભાવિક કરતાં ૩–૪–૫ ડીગ્રી સુધી વધી જાય છે, અને છેવટ દરદીનું હૃદય અવસન્ન ( અત્યંત નબળું ) થઇને દરદી મરણ પામે છે, અને જે કેસોમાં આંચકીનું દરદ થઇ ગયા પછી રોગી સાજું થાય છે, તે બધાંમાંથી ઘણાંની સ્મૃતિ તેમજ દૃષ્ટિની શક્તિ થોડા કે ઘણા પ્રમાણમાં ઓછી થઇ જાય છે.

આ રોગમાં મૃત્યુ થવાનાં સાક્ષાત્ કારણો બે મુખ્ય છે. એક તો ફેફસાનો સોજો અને બીજું હૃદયને અત્યંત થાકને લીધે લાગેલી નબળાઇ[1] છે.

આંચકી આવતી વખતે મસ્તક તેમજ શરીરના બીજા અંશોમાંથી રક્ત હૃદયમાં ફરી શકતું નથી તેને લીધે માથામાં લોહીનો ભરાવો વધારે થાય છે. તેમજ રક્તવાહીનીઓ (ધમની)માં રક્તનું દબાણુ (બ્લડપ્રેશર) ઘણું થાય છે. કોઇ કોઇવાર તો માથામાં રક્તનળી તુટીને રક્તશ્રાવ થાય છે. ( મગજમાં રક્તશ્રાવ થયા પછી માણુસ બચતુ નથી ).

**રોગનિર્ણય** (ડાયાગ્નસીસ)–સુવાવડની આંચકીનાં ફીટ જો કે ઘણે ખરે ઠેકાણે અપસ્માર અથવા બચ્ચાંઓની આંચકીના જેવા જ દેખાય છે, છતાં બધી જગોએ એક જ જાતની આંચકી આવતી નથી. એટલા જ માટે બધી જગોએ કેવળ ફીટ જોઇને જ રોગનો નિર્ણય કરવો એ જરા કઠણુ પડે છે. માટે આંચકાના કરતાં આંચકાઓની સાથેનાં બીજાં આનુષંગિક લક્ષણો, રોગનાં પૂર્વ–લક્ષણો અને રોગીનો પૂર્વ વૃત્તાન્ત ( Previous History ) ઉપરથી રોગનો નિર્ણય કરવો વધારે ઠીક પડે છે. ઘણું કરીને અપસ્માર અને હીસ્ટીરીઆના ફીટ સાથે આંચકીનાં દરદની ભુલ થઇ જવાનો વધારે સંભવ છે. અપસ્મારનાં દરદમાં આગળ વર્ણવેલાં આંચકીનાં પૂર્વ લક્ષણો હોતાં નથી. વળી અપસ્મારના આંચકા આવતાં પહેલાં થોડીવાર આગમચ ઓરા[2] (Aura)નો અનુભવ થાય છે, તેમજ મૃગીનો ઇતીહાસ સાંભળતાં પહેલાંનાં આક્રમણોની કથા સાંભળવામાં આવે છે અને તેનાં આક્રમણુ આંચકીના કરતાં હઠાત્ એટલે જોરથી અને વેગવાળા હોય છે. તેની સાથે કોકવાર વૃક્ક એટલે કીડનીનું દરદ હોય છે.

હીસ્ટીરીઆના આક્ષેપ સંપૂર્ણ અનિયમિત હોય છે. તેનો વખત તેમજ આકૃતિ કે પ્રકૃતિનો કાંઇ પણુ નિયમ નથી. પૂર્વ લક્ષણુમાં

---

૧ ઇંગ્રેજીમાં ફેલ્યઅર ઓફ ધી હાર્ટ કહે છે.

૨ જુદી જુદી જાતના રંગો દેખાય તે.

હૃદયકંપ (પાલપિટેશન)નું દરદ હોય છે. વળી એ દરદના આક્રમણ વખતે દરદી અંદરથી હમેશાં ભાનમાં હોય છે અને તે પોતાની જાતને બચાવ્યા કરે છે, એટલે કે કોઈ જગોએ પોતાને આઘાત ન લાગી જાય એ માટેની ખાસ સંભાળ રાખે છે. દરદીનાં પોતાનાં અંગત સગાં ધણી, સાસુ, મા, બાપ, ભાઇ, વિગેરે જેમ જેમ વ્યગ્ર થાય છે અને દરદીના સંબંધમાં ઉત્કંઠા બતાવે છે તેમ તેમ દરદીના દરદમાં વધારો થતો જાય છે. બહારથી જોતાં દરદી બેભાન જેવું જણાય છે, પરંતુ અંદરખાનેથી સારી રીતે જાગ્રત હોય છે. શ્વાસોશ્વાસની પેશીઓમાં આક્ષેપ હોતો નથી, એટલે કે શ્વાસોશ્વાસ નિયમિત ચાલે છે, એટલું જ નહી આક્ષેપ પુરો થયા પછી પણ આંચકી અથવા મૃગીની પેઠે બેભાન અવસ્થા બીલકુલ આવતી નથી. આક્ષેપ પુરો થતાંની સાથે બીજીજ ક્ષણે દરદી સ્વસ્થ થઇ જાય છે. વળી જ્યારે આ હીસ્ટીરીકલ આંચકીનું દરદ થંભી જાય છે ત્યારે વચ્ચે વચ્ચે દરદી આંખો ઉઘ્રાડીને ડોળા આમ તેમ ફેરવે છે, અને કોઇ કોઇ સ્થળે થોડો વખત બેભાનની પેઠે પડી રહે છે. આ બધાં લક્ષણો મેળવીને ખરી આંચકી અપસ્મારની આંચકી અને હીસ્ટીરીઆની આંચકી જાણી લઇ તદનુસાર તેની ચિકિત્સા કરવી જોઈએ. આંહી સુવાવડની આંચકી જ ઉદ્દીષ્ટ હોવાથી તેનીજ ચિકિત્સા લખવામાં આવે છે.

**ઉપાય**—૧. આ દરદમાં ચિકિત્સા બે પ્રકારે કરવામાં આવે છે (૧) એક તો દરદ આવતાં પહેલાં અટકાવનારી ચિકિત્સા અને (૨) બીજી દરદ આવ્યા પછી તે તરત બંધ થવાના ઉપાયો. જ્યારે કોઇ પણ ગર્ભવતીના પેસાબમા આલબ્યુમન અને મૂત્રનળીના કાસ્ટસ જોવામાં આવે ત્યારથીજ તેને ચિકિત્સાને આધીન કરવાની જરૂર છે. આવાં દરદીને સાત દીવસ સુધી એકલા દુધ ઉપર રાખવું જોઇએ દુધ ઉપર રાખીને પછી તેનો પેસાબ જોવો, એમ કરવું એ જરૂરનું છે. (ગર્ભિણીનાં દરદોમાં વૃક્કના દરદો જુઓ) પેસાબ વધવો જોઇએ. તે વધ્યા પછી પણ દરદીને દુધ ઉપરજ રાખવું એવો કાંઇ ખાસ નિયમ નથી, બીજો પણ અનુકુળ ખોરાક આપી શકાય પરંતુ દુધ વધારે આપવું સારૂં છે ખરૂં. દરદીને દસ્ત સાફ આવે તેની ખાસ સંભાળ રાખવી અને

એટલા માટે જરૂર પડે તો ખનીજ પાણી અથવા ઝરાનાં પાણી (મીનરલ વોટર) આપવાં. જ્યાં સુધી દરદીનો પેસાબ વધે નહી ત્યાં સુધી રોગીને પેટ ભરીને ખાવા દેવું વાજબી નથી, તેમજ ત્યાં સુધી વચ્ચે વચ્ચે ગભિંણીને જેલપનો જુલ્લાબ આપીને પાતળા દસ્ત કરાવવા. તદુપરાંત જો પેસાબ ન આવતો હોય તો જેલપ આપ્યા પછી દરદીને ગરમ પાણીથી સ્નાન કરાવવું અથવા આગળ જણાવેલ વેપર બાથ આપવો. સ્નાન કરાવ્યા પછી દરદીને કામળો ઓઢાડી દેવો જેથી તેના શરીરમાંથી ઘણો પસીનો નીકળે. જો એટલું કરવા છતાં પણ પેસાબ ન વધે અને આંચકી આવે તો પછી બીજા પ્રકારની ચિકિત્સા કરવી જોઇએ.

૨ આ બીજી ચિકિત્સા કરતાં એ વાત લક્ષ્યમાં રાખવી જોઇએ, તેમાં એક તો ફીટ બંધ કરવા તે અને બીજું ઉપદ્રવોને શાંત કરવા તે.

**क.** પ્રથમ જેમ બને તેમ જલદી દરદીને ફીટ બંધ થાય એમ કરવું કારણ કે જેટલી વાર આંચકી આવે તેટલી વાર દરદી વધારે બેભાન થાય છે, અને ફેફસાનો સોજો તથા હૃદયની ગતી બંધ થઇને મરણ થવાનો વધારે સંભવ છે. માટેજ એક સાથે આંચકી બંધ કરવાનો પ્રયત્ન કરવો જરૂરનો છે. ફીટ બંધ કરવાના ત્રણ રસ્તા છે. (૧) શૈથિલ્ય પેદા કરનાર ઔષધનો પ્રયોગ. (૨) રોગીનાં રક્ત અને શરીરનાં તંતુઓમાંથી ઝેર બહાર કાઢી નાખવું. (૩) ગર્ભાશય ખાલી કરી નાખવું.

(૧) શૈથિલ્યોપાદક ઔષધનો પ્રયોગ આજકાલ બે રીતે કરવામાં આવે છે. એક ક્લોરોફૉર્મ મારફત અને બીજો ક્લોરલ્ તથા મોર્ફીઆ મારફત. ક્લોરોફૉર્મ અને ક્લોરલ મારફત ચિકિત્સા કરવાની એવી રીત છે કે, આંચકી શરૂ થાય ત્યારથીજ મળદ્વારવાટે ૩૦ ગ્રેન ક્લોરલ શરીરમાં દાખલ કરવું અને જ્યાં સુધી આંચકી બંધ ન પડે ત્યાં સુધી એ રીતે આપ્યે જવું. પણ ધ્યાન રાખવું કે ૨૪ કલાકમાં ૩॥ સાડાત્રણ ડ્રામથી વધારે ક્લોરલ શરીરમાં જાય નહિ. ઉપરનો ઉપાય અજમાવ્યા છતાં પણ આંચકી બંધ ન પડે તો પછી દરદીને

ક્લોરોફૉર્મ સુંઘાડવું અને તે ફ્રીટ બંધ ન પડે ત્યાં સુધી દરદીના નાક પર ક્લોરોફૉર્મ રાખવું. ફ્રીટ બંધ થયા પછી પણ થોડીવારે વચ્ચે વચ્ચે એકાદ વાર ક્લોરોફૉર્મનો રૂમાલ દરદીના નાક પાસે ધરવો જોઇએ.

મોર્ફીઆ શરીરમાં ચામડા વાટે દાખલ કરવામાં આવે છે, અને તેથી દરદી બેભાન થવાની સાથેજ ફ્રીટ બંધ થાય છે. આંચકી આવે કે તરત ¼ ગ્રેન મોર્ફીઆની પીચકારી ચામડીમાં મારવી અને પછી ફ્રીટ બંધ ન થાય ત્યાં સુધી દર ત્રણ કલાકે ઉપર મુજબ ¼ ગ્રેનનું ઇન્જેકશન કરવું. ૨૪ કલાકમાં ૩ ગ્રેનથી વધારે મોર્ફીઆ દરદીને આપવું નહિ.

**સૂચના**—ઉપર જણાવેલી બન્ને ચિકિત્સા અસાવધાનપણે કરવામાં આવે તો લાભને બદલે હાની થવાનો વધારે સંભવ છે, એ વાત વૈદ્યે ખૂબ ધ્યાનમાં રાખવા જેવી છે. આંચકીનાં દરદમાં હૃદય નબળું પડે છે અને ક્લોરલ પણ હૃદયને નબળુંજ બનાવે છે. હવે જો ક્લોરલની માત્રા વધી જાય તો હૃદય વહેલું નબળું પડી જાય અને બીજી બાજુથી મોર્ફીઆની માત્રા વધી જાય તો ઝેરની અસર થાય છે.[1] મોર્ફીઆ ઘણેભાગે શરીરમાંથી મળમૂત્ર દ્વારા નીકળે છે. ૨૪ કલાકમાં જેટલું મોર્ફીઆ શરીરમાં જાય તેના કરતાં વધારે વખત તે શરીરમાં રહે છે. આવે વખતે વધારે મોર્ફીઆ આપવાથી વધારે આપત્તિ આવવાનો ભય રહે છે. ૨૪ કલાકમાં ૩ ગ્રેનથી ઓછું મોર્ફીઆ આપવાથી દરદીના ફ્રીટ બંધ થયા પછી મોર્ફીઆનું ઝેર ચડીને દરદી મરી ગયાના દાખલાઓ છે. માટેજ મોર્ફીઆ અને ક્લોરોફૉર્મ બન્નેના પ્રયોગથી ચિકિત્સા કરવી એ વધારે ઠીક છે અને નિરાપદ છે. પ્રથમ મોર્ફીઆથી ફ્રીટનું જોર ઓછું કરવું, અને પછી ક્લોરોફૉર્મ મારફત તે બંધ કરવું એ ઠીક છે.

---

૧. દેશી વૈદું આવી ઝેરી દવાઓને અનૌષધ કહે છે. તેના બાધન અને સાનુબાધન એવા બે ભેદ છે. દરદી રોગથી મરે તે સારૂં. પણ બાધન અને સાનુબાધન (ઝેરી) દવાઓના વિષયોગથી મરે, એ આયુર્વેદનો સિદ્ધાંત હું ઠીક ગણતો નથી.

ઉપર મુજબ ક્લોરોફૉર્મ અને મોર્ફીઆ વાપરવામાં સારા ડાક્તરો ઉપર વિશ્વાસ રાખવો એજ ઠીક છે. હું તમને મારે ભરોસે એ ઝેર વાપરવાની ભલામણ કરતો નથી. દેશી વૈદામાં લક્ષ્મીનારાયણ રસ નામની દવા આંચકી માટે સારી ગણાય છે. ટંકણખાર ફુલાવેલ થોડી માત્રામાં મધ સાથે આપવાથી પણ આંચકીનું જોર નરમ પડે છે.

(૨) શરીરમાંથી ઝેર કાઢી નાખવું, એ ચિકિત્સાનો બીજો પ્રકાર છે. મળમૂત્ર મારફતે ઝેર શરીરમાંથી બહાર નીકળે છે. પરંતુ મૂત્ર વધારતાં ઘણી વાર લાગે માટે સારા જુલાબ દ્વારા દરદીના શરીરમાંથી ઘણો પાણી જેવો મળ કાઢવાથી પણ લાભ થાય છે. કેલોમેલ[1] અને જાલપ એ બન્ને દવાઓ આવે વખતે જુલાબની દવાઓમાં સર્વોત્તમ દવા છે. જો દરદીને સંપૂર્ણ અચૈતન્ય પ્રાપ્ત થયેલું હશે તો દરદીથી દવા લઇ શકાશે નહી. આ વખતે એકથી બે ટીપાં જેટલું ક્રોટન ઑઇલ ( નેપાળાનું તેલ ) દુધની તર સાથે અથવા માખણ સાથે મેળવીને જીભનાં મુળ સુધી સરકાવી દેવું જોઇએ. તે પછી જરૂર પડે તો સાબુના પાણીની પીચકારી મળદ્વારમાં મારવી. દરદીને પસીનો લાવવા માટે આગળ જણાવેલ સ્વેદ આપવા. દરદીને ભાન હોય તો પાણી પીવા આપવું. વૃક્ક ( કીડની ) ઉપર પોટીસ, રાઇના ગમપ્લાસ્તર અથવા કપિંગ ગ્લાસ મુકવા. ઘણી વાર ઉપરના ઉપાયોથી અરધા કલાકમાં જ સારી રીતે પેસાબ થયાના દાખલા બન્યા છે.

(૩) ગર્ભાશય ખાલી કરવું એ ત્રીજો ઉપાય છે. આમાંના ઘણા ઉપાયો આગળ બતાવવામાં આવ્યા છે. જ્યાં સુધી ઉપર જણાવેલા બીજા ઉપાયોથી લાભ થાય ત્યાં સુધી ગર્ભાશયને નજ ઓલાવવું એ ઘણું જરૂરતું છે. ગર્ભાશય ખાલી કરવાનો વિચાર આવે તે સાથે એ પણ ધ્યાનમાં રાખવું કે, બચ્ચુ બહાર આવવાથી જ

---

૧. કેલોમેલ એ પારાનો એક ખાર છે. તે જુનો હોય છે તો રસકપુર જેવી ખરાબ ઝેરી અસર કરે છે, અગર દરદીના ગળાંમાં મોઢામાં ચાંદુ હોય છે કે તેને કોઇ ઉપદંશની અસર હોય છે, તો પણ રસકપુરનું ઝેર પેદા કરે છે. મેં એવા કેસો જોયા છે. માટે વિચારીને વાપરવું.

આંચકીનાં બધાં કારણો દુર થઇ જતાં નથી, અને પ્રસવ વેદનાને લીધે પરિશ્રમ પડવાથી આંચકી વધે છે. માટે પ્રસવ થતાં પહેલાં આંચકી બંધ થઇ હોય તો વધારે સારું અને ફીટ બંધ થયા પહેલાં પ્રસવ વેદના થઇ આવે તો જેમ બને તેમ પ્રસવ વહેલો થાય એમાં વધારે લાભ છે; અને તે વખતે વાર લાગે તો કૃત્રિમ ઉપાયોની યોજના કરવી. ટુંકામાં, ગર્ભિણીને કોઇ રીતે આઘાત લાગે અને તે નંખાઇ જાય એવું ન થાય એને માટે સંપૂર્ણ સંભાળ રાખવી. પ્રસવની કૃત્રિમ યુક્તિઓ માટે ડાકતરોની સલ્લાહ પ્રમાણે કરવું.

દરદીને ઉપસર્ગથી બચાવવું એ ચિકિત્સાનો એક ભેદ છે, એ વાત કહેવાઇ ગઇ છે. દરદીને આંચકી આવતી વખતે કોઇ જાતનો આઘાત ન લાગવા દેવો અને તેનો બચાવ કરવો, એ આ ચિકિત્સાના પેટામાં આવે છે. આંચકીમાં જીભ બહાર આવી જાય છે. આ વખતે એક ચમચાનો પાછલો ભાગ બન્ને દાંતની વચ્ચે રાખી દેવો. જો એ રીતે ચમચો રાખવામાં ન આવે તો દરદી પોતાની જીભ કરડી ખાય છે. જ્યારે દરદી બેભાન હોય ત્યારે મોઢેથી કાંઇ દવા વિગેરે રેડવું નહી કારણ કે એ વખતે દવા આપવાથી અન્નમાર્ગને બદલે તે વાયુ નળીમાં ચાલ્યું જાય છે. હૃદય ઘણું નબળું થઇ ગયું હોય તો ડિજીટેલીનની પીચકારી ચામડીમાં મારવી.

**પરિણામ**—બચ્ચાનાં સંબંધમાં એકદમ ખરાબ સમજવું; અને પ્રસવ વેદના વખતે આંચકી શરૂ થાય તો માને માટે પણ પરિણામ ખરાબ સમજવું. વળી જેમ આંચકીની સંખ્યા વધારે તેમ પરિણામ વધારે ખરાબ. બચ્ચું મરીને બહાર નીકળી જાય તો વખતે માતાના બચાવનો સંભવ ખરો. તે ઉપરાંત પેસાબની સ્થિતિ, ફેફસાં, હૃદય વિગેરે અવયવોની સ્થિતિ ઉપર દરદીના જીવનમરણનો આધાર રહે છે.—હજુ સુધી મારે હાથે આ દરદનું કોઇ દરદી બચ્યું નથી.

**સૂતિકાજ્વર**—સુવાવડી સ્ત્રીઓને સુવાવડના ઘરમાં ઘણીવાર તાવ આવે છે. આમાંના કેટલાક સાધારણ જ્વર હોય છે અને કેટલાક ભયંકર હોય છે. [1]ભયંકર જ્વરોની સંપ્રાપ્તિના સંબંધમાં સવિ-

---

૧. ઇંગ્રેજીમાં સેપ્રીમીઆ અને સેપ્ટીસીમીઆના સંબંધમાં ઘણું સવિસ્તર લખવામાં આવ્યું છે.

સ્તર સમજવાને આપણને આ ન્હાના પુસ્તકમાં પુરતી જગા નથી.

**સાધારણ જ્વર**—અનેક કારણોથી આ સાધારણ જ્વર થઇ આવે છે. કોકવાર તો સામાન્ય માનસીક ઉદ્વેગથી પણ સુવાવડમાં તાવ આવી જાય છે. પરંતુ આ ગરમી થોડો વખત ટકનારી હોય છે. આવા તાવોમાં ગરમી વધી પણ એકદમ જાય છે, અને ઓછી પણ એકદમ થઇ જાય છે. શોક, તાપ, ( ક્રોધ ) ભય, ચિંતા, વિગેરે કારણોથી જે તાવ આવે છે તે જ્યાંસુધી એ માનસિક આવેગ હોય છે ત્યાં સુધીજ રહે છે. આવેગની શાંતી સાથે તાવ પણ શાંત થઇ જાય છે અને માનસિક ઉદ્વેગનું પુનરાવર્તન થાય તો તાવનું પણ તેની સાથે પુનરાવર્તન થાય છે. ઉદ્વેગ ઘણો વખત ટકે તો તાવ પણ તેની સાથે ઘણો વખત રહે છે. ઘણીવાર એવા દાખલાઓ પણ બનેલા છે કે, પરદેશથી પતિનો પત્ર આવવાના વખત કરતાં એકાદ દીવસ કાગળ મોડો આવે તે દરમીઆન સુવાવડીને ૧૦૪ ડીગ્રી સુધી તાવ આવી જાય છે, અને પાછો પત્ર આવતાંની સાથેજ તાવ ઉતરી જાય છે.

સને ૧૯૧૪ માં મારા એક સ્નેહીની સ્ત્રીને છોકરી આવી. મારો સ્નેહી આ ગામથી ૦ાા માઇલ દુર નર્મદાના સામા કાંઠાપર ગામ છે ત્યાં હતા. બાઇની એવી ઇચ્છા કે તેણે આંહી પોતાની પાસે આવવું જોઇએ અને ખબર અંતર પુછતાં રહેવું જોઇએ. સુવાવડમાં બીજે ત્રીજે દીવસેજ તે બાઇને ટાઢ વાઇને તાવ આવ્યો. તે પહેલાં ઉંઘ આવી નહોતી. મને તો ભયંકર તાવનો વહેમ ગયો હતો. પરંતુ તાવ આવ્યો તે દીવસે તેમણે મારા ઘરમાં પોતાનો અસંતોષ જાહેર કર્યો હશે તે ઉપરથી ચીઠી લખી મેં મારા સ્નેહીને આંહી બોલાવી લીધા અને થોડા દીવસ આંહી રાખ્યા. તે દીવસથી તે બહેનનો તાવ પણ જતો રહ્યા. અમે તેને ઉંઘ આવવા માટે વિદેશી આસવ ( અકસ્યો ) થોડો થોડો આપતા હતા. તે દીવસે પતિનો વિયોગ એ તાવનું કારણ છે એવું મને સમજાયું નહોતું અને ઘણાં કામવાળા તે પટેલને તો પોતાને બોલાવવાની મારી મૂર્ખતાપર ઘણું હસવું પણ આવેલું.

**લક્ષણ**—આવી જાતના બધા તાવોમાં ઘણું કરીને તાવની સાથે

પેસાબમાં સાકર જાય છે. અને ઉંઘમાં તાવ ઓછો હોય છે. શરીરના ઘણાં ખરાં યંત્રો સ્વસ્થ હોય છે. કયા યંત્રની પીડા છે, તે સમજાતું નથી. આ જાતના તાવની ચિકિત્સામાં ઇંગ્રેજીમાં વપરાતી એકોનાઇટ, એન્ટીપાયરીન, વગેરે તાવની દવાઓ ઉપરના માનસિક જ્વરમાં અસર કરતી નથી, પણ ઉંઘ આવવાની દવાઓ અથવા ઘેનની દવાઓ વધારે ફાયદો કરે છે. ડાક્તરો પોટાશ બ્રોમાઇડ, મોર્ફીઆ, વિગેરે દવાઓ આપવાની ભલામણ કરે છે. સુવાવડ પછી સ્ત્રીને પડેલી મહેનત, ગયેલું રક્ત, ઘણા દિવસની અશક્તિ વિગેરે ઘણાં કારણોને લીધે અંત્યત ગાઢ ઊંઘ આવવાની જરૂર હોય છે, અને તે ન આવવાથીજ ઉપર જણાવેલા તાવના પ્રકારો પ્રાપ્ત થઇ આવે છે. માટે સુવાવડના ઘરમાં એકદમ શાંતિ રાખવી. દરદીને આનંદમાં રાખવું. અને જરા પણ ગડબડ થવા ન દેવી. ઓરતને ઉંઘ આવતી હોય તો તેને બીલકુલ જગાડવી નહિ. તેના મનને ધક્કો લાગે એવા શબ્દો કદી ન કહેવા. એક ઓરતની માએ તેની પહેલી સુવાવડમાં દીકરો આવવો જોઇએ એવી ધારણા રાખેલી હશે અને કોઇ કારણથી દીકરી આવતાંજ તેણે કહ્યું કે “હાય, હાય, દીકરીજ જણી, ફટ છે!” બસ આટલા શબ્દોજ તેને તાવ આવવા માટે પુરતા હતા. તે પછી ચોથે દીવસે તે બાઇને સન્નિપાત થઇને તેનું મરણ થયું. માટે એવી ભૂલ ન કરતાં દરદીને આનંદમાં રાખવું.

ઠંડી લાગવાથી પણ સુવાવડમાં તાવ આવી જાય છે, સુવાવડ પછી રક્તવહન કરનારી નાડીઓનું જોર ઓછું થઇ જાય છે, અને તેઓ શિથિલ બની જાય છે. એવે વખતે થોડી ઠંડી લાગવાથી પણ તાવ આવી જાય છે, અને તે સખત તાવ આવી જાય છે.

કોઇવાર ઉગ્રતાનું પ્રતિફલન થવાથી પણ તાવ આવે છે; જેમકે, પેલોઠી (પહેલીવારની) સુવાવડીને છાતિમાં દુધ ભરાય અને તેની વેદનાને લીધે તાવ આવે. અયોગ્ય[1] ખોરાક, ઝાડાની કબજીઆત,

૧. આ દેશમાં એવો ચાલ છે કે, પ્રસુતીને પહેલા દસ દીવસમાંજ, બચ્ચાંને નડે નહિ એટલા માટે, વિશ્વમાં જેટલા અયોગ્ય આહાર છે તે

અજીર્ણ અને બીજાં એવાં પાકાશયને લગતાં દરદોને લીધે પણ તાવ આવી જાય છે.

ઉપરના બધા તાવોને અસંક્રામક અથવા સાધારણ તાવોમાં આપણે ગણીશું. એના સંબંધમાં એટલું સમજી લઇ હવે આપણે વધારે ભયંકર તાવોમાં આવશું. ઘણું કરીને ગર્ભાશય, વરાંગ, અગર બસ્તીના જખમમાંથી સડેલા પદાર્થોનું શોષણ થવાથી આ જાતના તાવો ઉત્પન્ન થાય છે. તેના મુખ્ય ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે.

૧. ગર્ભાશય અગર તેની આસપાસ કોઇ પ્રકારનો દાહ હોવાને લીધે તાવ વિગેરે લક્ષણ પેદા થાય છે.

૨. તાવનું મુળ કારણ રતવા અગર કોઈ જાતનો ચેપ હોય છે, અને તે ચેપ ફેફસા અગર ગર્ભાશય મારફત રક્તમાં પ્રવેશ કરે છે. મુળમાં કોઇ જાતનો દાહ હોતો નથી, પરંતુ આ ચેપ લાગ્યા પછી ઓરત જીવે તો પછી કેટલેક સ્થળે દાહની અસર થાય છે. તેને સંક્રામક અથવા ચેપી તાવ કહે છે.

૩. કોઇવાર પક્વાશયના અવયવોના બીગાડને લીધે પણ તાવ આવે છે.

૧. **દાહજન્ય સૂતિકાજ્વર**—આ જ્વર રસત્વચા (પેરીટોનીઅમ), ગર્ભાશય અગર ગર્ભાશયની શીરા કે તેનાં આજુબાજુનાં કોઇ અવયવોના દાહને લીધે પેદા થાય છે.

**લક્ષણ**—પ્રસવ થયા પછી પેટમાં દુખવા માંડે છે તથા પેઢુના ભાગમાં દાબવાથી દુખે છે, અને ધીમે ધીમે આ દરદ વધતું જાય છે, અને પેટમાં ફેલાતું જાય છે. પગ લાંબા રાખવાથી વધારે દુખે છે, તેથી દરદી પગ પેટ તરફ વાળી રાખે છે.[1]

આ દરદ જેમ જેમ વધતું જાય તેમ તેમ તાવ વધારે આવતો

---

બધા આપી દે છે. આંહી મૂર્ખતાની હદ છે! સાચું કહેવાથી અમને ઉપચારકોને બેવકુફ બનાવે છે. એવા એક બનાવમાં પહેલે દીવસે ભીંડાનું શાક ખાઇને મરતી ઓરતને બચાવતાં મને ઘણી મહેનત પડી હતી.

૧. જુઓ રપ્ચર ઓફ ધી યુટરસ–ગર્ભાશયનું ફાટવું. પૃ૪

જાય છે. ટાઢની કમકમાટીઓ આવ્યા કરે છે. નાડી પાતળી અને જલદ ચાલે છે. એક મીનીટમાં ૧૨૦ થી ૧૩૦ ધબકારા આવે છે. ચામડી ગરમ અને રૂક્ષ ( લુખી ) જણાય છે. શ્વાસ ટુંકો અને ઉતાવળો ચાલે છે. તેમાં પણ છાતીનો ભાગ વધારે ચાલે છે, અને પેટનો ભાગ ઓછો ચાલે છે, જીભ લુખી અને છારી વાળી તથા આગળના ભાગમાં લાલ જણાય છે, અને વચ્ચે વચ્ચે ભુખરી હોય છે. કેટલાક વખત પછી પેટ ફુલી જાય છે. પેટમાં પીડા અથવા અસહ્ય વાઢ થાય છે, ઉબકા આવે છે, હેડકીઓ આવે છે, અને ઉલટીઓ પણ થાય છે. ઉલટીમાં પિત્ત અથવા કાશીના રંગનું કાળું પાણી નીકળે છે. પ્રસવોત્તરસ્રાવ ( લોશીઆ ) અને ધાવણ બંધ થઇ જાય છે. ઝાડો કબજ રહે છે, પેસાબ થોડો અને લાલ રંગનો ઉતરે છે. ખરાબ પરિણામ થવાનો વખત પાસે આવતો જાય છે, તેમ તેમ દરદી સૂક્ષ્મ લવારો કરે છે, ચહેરો ફીકરમંદ જણાય છે, શરીર ઠંડું, ભીનું થતું જાય છે, નાડી જલદ અને બારીક થતી ચાલે છે, અને શરીર અત્યંત ક્ષીણ થઇ દરદી પંચત્વને પામે છે. ઉપરનાં બધાં લક્ષણો હમેશાં હોતાં નથી. વખતે ઓછાં વત્તાં પણ હોય છે. દરદી અશક્ત હોય તેમ ચિન્હો સખત હોય છે, અને દરદી સશક્ત હોય તેમ ચિન્હો નરમ હોય છે. ઉપરનાં લક્ષણો ઘણું કરીને રસત્વચા ( પેરીટોનીઅમ )ના દાહમાં એટલે પેરીટોનાઇટીસમાં હોય છે.

હવે જ્યારે ગર્ભાશયને પોતાને દાહ અથવા વરમની અસર થાય છે ત્યારે ગર્ભાશયનું કદ પેટમાં મોટું લાગે છે, પેઢુમાં પીડા થાય છે, અને સારી પેઠે પેડુ પર દાબવાથી દરદ માલુમ પડે છે. પેસાબ મુશ્કેલીથી ઉતરે છે. બાકીનાં લક્ષણો ઉદરના દરદને મળતાં હોય છે.

કોઇવાર ગર્ભાશયને લગતાં ઉપાંગો ( બીજવહસ્રોત, તેના છેડા કે ફળકોષ) માંજ માત્ર દાહ થયેલો હોય છે, ત્યારે પ્રથમ જણાવેલાં ચિન્હો હલકાં હોય છે, અને પેઢુની એક બાજુએજ ( જ્યાં તે અવયવ આવેલું હોય છે ત્યાં ) દુખાવો થાય છે.

કોઇવાર ગર્ભાશયની શીરાનો દાહ થઇ આવે છે ત્યારે કમકમી

ભરાઇને તે સાથે સખ્ત તાવ આવે છે, માથું દુઃખે છે, પ્રસવસ્રાવ અને દુધ બંધ થઇ જાય છે, તૃષા લાગે છે, ઉલટી થાય છે; પેટમાં ઘણું દરદ જણાતું નથી, પણ થોડા વખત પછી ફેફસાં, કલેજું, અને સાંધાઓમાં પરુનાં ગડ ( પાઇમીઆ ) બંધાઇ જાય છે.* આ દરદથી જો દરદીનું મોત થાય છે તો ઘણે ભાગે પહેલા ૧૦–૧૧ દીવસમાં જ થાય છે.

**ઉપાય**—૧. પેટ ઉપર દુખાવાની જગોએ ૬ થી ૧૨ જળો લગાડવી. ગરમ પાણીનો, અળસીની પોટીસનો, કે રોટલાનો શેક કરવો, પાણીમાં અફીણના ડોડવા નાખીને તેનાથી શેક કરવો. પેટ ઉપર દુખાવાની જગ્યોએ દોષઘ્ન લેપની જરૂર પડે તે પ્રમાણે તેની ઠંડી પોટીસ મુકવી.

૨. વેદનાની શાંતિ માટે દર ચાર કલાકને અંતરે એક ઘઉંના ચોથા ભાગ જેટલું અફીણ દીવસમાં બેથી ત્રણ વખત આપવું. સાથે કેલોમેલ આપવાની ડાક્તરો ભલામણ કરે છે.

૩. પેટ ચડયું હોય તો ૨ થી ૪ ડ્રામ ટરપીટનનું તેલ અને ૦ાા થી ૧ ઔંસ એરંડીઉં તેલ બંને મેળવીને અનુવાસન બસ્તી ( સીરીંજ ) આપવી. દસ્ત ન આવતો હોય તો ગરમ પાણીની પીચકારી (ડુશ) આપવી. વરાંગમાં અને ગર્ભાશયમાં પણ ગરમ પાણીની પીચકારી મારીને તે ભાગ સાફ રાખવો.

૪. ઓરત ક્ષીણ થવા માંડે તો સ્ટીમ્યુલંટ—આસવ જેવી દવાઓ—થોડીકવાર શક્તિ જળવાઇ રહેવા આપવી; અગર લક્ષ્મીનારાયણ રસ ૦ાા થી ૧ વાલ આદુના રસમાં આપવો.

૫. અર્કાદિકવાથ—( જુવો વાગભટ્ટ સૂત્ર સ્થાન અ૦ ૧૫ ) આપવો. અગર વરુણાદિ કવાથ ( વાગભટ્ટ સૂત્ર સ્થાન અ૦ ૧૫ ) આપવો.

---

* ફેફસાં કલેજું વિગેરે સ્થળમાં પરુનાં ગડ બંધાય છે ત્યારે તે તે સ્થાનની અંતરવિદ્રધિને મળતાં કેટલાંક લક્ષણો જણાય છે. ફેફસાંનાં પરૂવાળાં વ્રણમાં પ્લુરસી અને ક્ષય જેવાં પણ કેટલાંક લક્ષણો દેખાવાનો સંભવ છે.

**સુતિકાજ્વર ચેપી**—આ દરદ ઘણું ભયંકર છે. ભાગ્યેજ આમાંથી ઓરત બચે છે. આ દરદ કેટલાક બીજા રોગના લીધે થાય છે. સુવાવડ ખાતાની ઇસ્પિતાલોમાં એકને આ દરદ થાય તો બીજીને પણ થઇ આવે છે. આવા તાવ વાળી સ્ત્રીની પાસે સુયાણી આવીને બીજી સ્ત્રીને પ્રસવ કરાવવા જાય તો તેને પણ એવો તાવ આવી જવાનો સંભવ છે. માટે એક સુતિકાજ્વર વાળી સ્ત્રીને જોઇને બીજી સુવાવડીને જોવા જતાં પહેલાં શરીર સાફ કરવું અને કપડાં ધોઇ નાંખવાં કે બદલી નાખવાં.[1]

**લક્ષણ**—પ્રસવ પછી બે ત્રણ દીવસમાંજ ટાઢની કમકમાટી આવીને અત્યંત તાવ ચડી આવે છે, અને નાડી ઘણીજ ક્ષીણ થઇ જાય છે. શરીર અશક્ત બની જાય છે તથા સ્ત્રી બેભાન પડી રહે છે. છેવટે શરીર ઠંડું પડીને દરદી મરણ પામે છે. તાવ આવ્યા પછી ત્રણ કે ચાર દીવસમાંજ મરણ થાય છે. શરીર એકદમ ઘણું લેવાઇ જાય છે જેથી બાઇ પોતાનાં દરદની કાંઇજ ફરીઆદ કરી શકતી નથી.

**ઉપાય**—આ દરદમાં ઉપાય થઇ શકતો નથી, તેમજ ઉપાય કરવાને વખત પણ ઘણોજ ઓછો મળે છે.

૧ દેશી દવાઓમાં—લક્ષ્મીનારાયણરસ, ચંદ્રોદય, હિરણ્યગર્ભ, ચતુર્મુખ રસ, વિગેરે માત્રાઓ વાપરી જોવી. થોડીવાર દરદી જાગ્રત થશે.

૨. ડાક્તરો બ્રાંડી, સાલ વોલાટાઇલ્, ક્લોરેટ્ ઑફ પોટાશ[2] વિગેરે દવાઓ યોગ્ય પ્રમાણમાં આપવાની ભલામણ કરે છે.

**સુતિકાજ્વર**—આંતરડાંનો દરદને લગતો–સુવાવડી સ્ત્રીઓનાં આ તાવ હોજરી અને આંતરડાંનાં બગાડને લીધે આવે છે. આ

---

૧ જુના વૈદ્યોમાં સુવાવડી સ્ત્રીને જોઇને તરતજ સ્નાન કરવાની અને બીજાં કપડાં બદલી નાખવાની રીત છે તે ભલે સુધરેલા જમાનામાં ધર્મઘેલછા જેવું લાગતું હોય પણ તે રીત ઘણી સારી છે.

૨. સુશ્રુત પણ સુવાવડીનાં દરદમાં અને ખાસ કરીને મક્કલમાં જવખાર (પોટેશ્યમક્લોરાઇડ) આપવાની ભલામણ કરે છે.

દરદમાં તાવ આવે છે, માથું દુખે છે, પેટમાં ચુંક આવે છે, વાયુનું જોર વધી જાય છે, તે સાથે દુર્ગંધ વાળા કાળા રંગનો જુલાબ ઉતરે છે; નાડી જલદ ચાલે છે, જીભ મેલી થાય છે, તથા મોઢું વાસ મારે છે.

**ઉપાય**--પ્રથમ પેટ સાફ લાવવા માટે એરંડીઉં તેલ પીચકારી વાટે કે પીવામાં આપવું. શરીરમાં પીળાશ કે ફીકાશ જણાય તો પિત્ત સાફ થવા પિત્તહર જુલાબ ( પોડોફીલીન?) આપવો. પેટ સાફ થયા પછી સુદર્શન ચુર્ણ કે કરીઆતાની ચાહ દરદીને પાવી. ડાકતરો ડિલ્યુટ્ નાઇટ્રીક એસીડ અને હાયોસ્યામસ વિગેરે દવાઓ આપવાની ભલામણ કરે છે.

**સૂતિકા સન્નિપાત**—(Puerperal Mania) **હરખસનેપાત**—સુવાવડ પછી થોડા ઘણા દીવસોમાંજ સ્ત્રીઓને ચિત્તભ્રમ થઇ આવે છે, તેને સુતિકાસન્નિપાત કહે છે. આપણી ભાષામાં હરખ સનેપાત એવું તેને નામ આપવામાં આવે છે. આ સન્નિપાતના બે ભેદ પ્રમાણે બે નામ પાડે છે. એક તો સુવાવડ પછી તરતજ થાય છે, તેની સાથે ઘણો તાવ આવે છે અને ઓરત ઘણીજ ગાંડી બની જાય છે, તથા પરિણામે મૃત્યુ નિપજે છે. આને ઉન્મત્ત સુતિકા સન્નિપાત એવું નામ ડૉ. ત્રીભુવનદાસ આપે છે. બીજા પ્રકારનો સન્નિપાત પ્રસવ પછી કેટલેક દીવસે શરુ થાય છે. તેની સાથે તાવ તથા ગાંડપણ હોતું નથી, પરંતુ ઓરતનું ચિત્ત મંદ નિશ્ચેષ્ટ રહે છે, અને આ વ્યાધિ લાંબો વખત ચાલે છે. આમાં ચેષ્ટા વગર દરદી મંદ પડી રહે છે, માટે એને નિશ્ચેષ્ટ સૂતિકા સન્નિપાત કહે છે.

**લક્ષણ**—ઉન્મત્ત સૂતિકા સન્નિપાતમાં દરદીને નિદ્રા આવતી નથી. માથું દુઃખે છે બેચેનપણું રહે છે, સ્વભાવ ચીડીઓ અને ચહેરો ફીકરમંદ બની જાય છે, આંખો ચકરવકર ( છડવાના જેવી ) થઇ જાય છે. બાઇ ગાંડી બની જાય છે અને તોફાન કરે છે. કેટલોક વખત મસ્તી કર્યા પછી તે મંદ પડી રહે છે, અગર એક સરખુ તોફાન કર્યા કરે છે. આસપાસના આદમીઓને મારવા દોડે છે. ધાવણ

કમી થઇ જાય છે, અથવા બીલકુલ બંધ પડી જાય છે. કોઇવાર દરદી પોતાનું વહાલું બાળક, ધણી અગર સગાંઓ તરફ બેવફા થઇ જાય છે, અને તેને મારવા દોડે છે, ગાળો ભાંડે છે, સખત તાવ આવે છે, નાડી ઉતાવળી ઉછળતી જલદી ચાલે છે, ઝાડો કબજ રહે છે, જીભ મેલી રહે છે, અને દરદી જેમ જેમ જાગ્રત્ અવસ્થામાં રહે તેમ તેમ વધારે તોફાન કરે છે. તે બીજા માણસથી ઝાલી શકાતી નથી. છેવટ અત્યંત શ્રમથી અશકત થઇને બેહોશ બની જાય છે. તે પછી છેવટે મરણ પામે છે. જો ઉન્માદ થોડો હોય, જરા તરા ઉંઘ આવે અને શાંત પડી રહે તો તેની બચવાની આશા રાખી શકાય છે.

**કારણ**—આ સન્નિપાત કોઇવાર તો મગજના દાહથી કોઇવાર આંતરડાંના દાહથી, અગર ગર્ભાશય અને ફલકોષના વ્યાધીને લીધે થઇ આવે છે. ઘણીવાર માનસિક દોષ–અત્યંત હર્ષ, શોક, ભય, ચિંતા ક્રોધ, કે માનસિક આવેગને લીધે થઇ આવે છે.

**ઉપાય**—૧. પ્રથમ જુલાબ આપવો. જાલપ ડ્રામ અરધો અને કયાલોમેલ ગ્રેન ૪ થી ૫ આપવાથી સારો જુલાબ આવે છે. જુલાબ થયા પછી ઉંઘ આવવાની દવા અગર શામક તરીકે અફીણ આપવું. પણ મગજનો દાહ હોય તો અફીણથી નુકશાન થાય છે, એવું ડાક્તરોનું માનવું છે. એના કરતાં કલોરલ હાઇડ્રેટ સારું છે. તેના ૨૦ થી ૪૦ ગ્રેન આપવા. કલોરૉફાર્મ સુંઘાડવું અને દરદીની શક્તિ ક્ષીણ થવા માંડે ત્યારે શાન્તિની દવાઓ ( દારુ[1] ) આપવી.

૨. દેશી દવાઓમાં–લક્ષ્મીનારાયણ રસ, ચિત્તભ્રમ સન્નિપાતના ઉકાળાઓ, સુવાવડીનો કાઢો[2] વિગેરે દવાઓ આપવી.

**મંદ સુતિકા સન્નિપાત**—આ સન્નિપાતમાં ઓરત હમેશાં અશક્ત રહે છે. સુવાવડમાં ઘણો રકતશ્રાવ થયા પછી અગર ઘણા દીવસો સુધી બાળકને ધવરાવ્યા પછી તે શરૂ થાય છે. તેમાં તાવ

---

૧ ઇગ્રેજી વૈદામાં દારૂ (બ્રાંડી) સ્ટીમ્યુલંટ (ઉત્તેજક) ગણાય છે, તેથી તત્કાળ શક્તિ આવે છે એવું મનાય છે.

૨. દેવદાવાદિ કવાથ શાર્ઙ્ગ સંહિતા મધ્યમ ખંડ અધ્યાય.

તથા ગાંડપણ ઘણાં હોતાં નથી. દરદી દીવાનાની પેઠે મદ અને વ્યગ્ર રહે છે. આ દરદ લાંબો વખત ચાલે છે, અને તેમાં મરણનો ભય ઓછો રહે છે.

**ઉપાય**—શક્તિ આવે એવાં ઔષધો અને ખોરાક આપવાં. દવાઓમાં લોહ, ક્વીનાઇન, નાઈટ્રોહાઇડ્રોક્લોરીક એસીડ, દવાઓ આપવી. દસ્ત સાફ આવે એવો હલકો જુલાબ આપતા રહેવું. ઉંઘ આવવા તથા મગજ શાંત રહેવા માટે નાની માત્રામાં અફીણ, ક્લોરલ હાઇડ્રેટ, વિગેરે દવાઓ આપવી. બુદ્ધિ વધે એવી મેધ્ય દવાઓ આપતાં રહેવું. ગળોની કોઇ પણ બનાવટ આપવી. ચંદ્રપ્રભા, યોગરાજ ગુગળ, વિગેરે ઔષધો પણ આપવાથી લાભ થવાનો સંભવ છે.

**પ્રસવાન્ત પક્ષાઘાત**—( પેરાપ્લીજીઆ આફટર લેબર )—પ્રસવ પછી કોઇ કોઇ સ્ત્રીઓના એક અથવા બન્ને પગ ઝલાઇ જાય છે. સુવાવડની વેદનાની બીજી અવસ્થામાં ત્રીકના (સેક્રેલ) મણકાના સ્નાયુઓ ઉપર બચ્ચાંના માથાનો કે શરીરનો દાબ પડવાથી ઉપરનો વિકાર થાય છે. વિકારવાળું અંગ નબળું અને ચેતના વગરનું બની જાય છે. ઘણું કરીને સુવાવડ પછી ત્રણ ચાર દિવસમાં આ દરદ પોતાની મેળે સારું થઇ જાય છે, પરંતુ કોઇવાર ઘણા દીવસો સુધી કે મહીનાઓ સુધી એ દરદ પહોંચે છે.

**ઉપાય**—સુવાવડીના ખાટલા તળે થોડા દેવતા પાથરીને ચાલુ મંદ શેક આપવો. ગરમ પાણીની ધાર કરવી. શરીરે ગરમ તેલ ચોળાવવું. ટરપીટન ચોળવું. સરસીઉં તેલ ચોળવું. દશમુળના ઉકાળામાં એરંડીઉં તેલ નાખીને પાવું.

કેટલીક વાર આવાં દરદમાં ચોપચીની સારો ફાયદો કરે છે.

**પ્રસવાન્ત સ્નાયુશૈથિલ્ય**—કોઇવાર નબળા બાંધાની ઓરતોને સુવાવડ પછી અત્યંત નબળાઇ આવે છે, અને તેથી બહુજ લેવાઇ જાય છે. નાડી અત્યંત ક્ષીણ અને સારી રીતે દાબવાથી માલુમ પડે એવી પાતળી થઇ જાય છે. કોકવાર ધીમી પણ ઘણે ભાગે ઉતાવળી થઇ જાય છે. હૃદયની ક્રિયા ઘણી મંદ પડી જાય છે. માથું

બહુ દુખે છે, તથા સુવાવડીથી અજવાળું કે અવાજ સહન થઇ શકતો નથી. જીભ સુંવાળી રસદાર અને ચામડી કોમળ પરસીનાવાળી થઇ જાય છે. પ્રસવની પીડાથી સુવાવડીના સ્નાયુઓ નબળા પડવાથી ઉપરનું દરદ થાય છે. પ્રસવાન્ત રક્તસ્ત્રાવ કરતાં આ દરદને જુદું પાડી લેવું જોઇએ. જો રક્તસ્ત્રાવ દેખાતો ન હોય અને ગર્ભાશય સંકુચિત તથા સખત હોય તો ઉપરનાં લક્ષણોથી ભય પામવાનું કાંઇ કારણ નથી.

**ઉપાય**—સુવાવડીનું માથું ઓશીકાં ઉપરથી નીચું રખાવવું. પછી તેને ચતી સુવાડીને સ્થિર પડી રહેવા કહેવું, જેથી તેને આરામ લેવામાં કોઇ જાતની અડચણ પડે નહિ. પછી દરદીને લાંબા શ્વાસ ભરવાની ભલામણ કરવી. માથું બહુ દુખતું હોય તો એમોન્યા સુંઘાડવું. નાકમાં તેલનાં ટીપાં નાંખવાં, માથા ઉપર અને આંખો ઉપર ઠંડા પાણીમાં ગુલાબજળ નાંખીને તેના પોતાં મુકાવવાં. માથું દબાવવું. ડાકતરો નીચેનું મિશ્રણ આપવાની ભલામણ કરે છેઃ—

લાઇકર મોરફાઇનિ હાઇડ્રો. ટીપાં—૩૦
સ્પિરિટ્ કલોરોફૉર્મે ટીપાં—૧૦
એક્વા રોઝ (ગુલાબજળ) ઔંસ ૧

મેળવીને એકજ વખત પાઇ દેવું. પછી જરૂર જણાય તો ચાર કલાકને અંતરે તેથી અરધું અગર ½ માત્રામાં ઉપરનું મિશ્રણ આપવું.

**પ્રસવાન્ત અનિદ્રા**—ઘણી વાર નબળા બાંધાની સ્ત્રીઓને સુવાવડમાં ઉંઘ આવતી નથી. તેને માટે ડાકતરો નિચેનું મિશ્રણ આપવાની ભલામણ કરે છેઃ—

કલોરલ્ હાઇડ્રેટ ગ્રેન ૨૦
પોટાશ બ્રોમાઇડ ગ્રેન ૨૦
સીરપ્ ઓફ્ રોઝ ડ્રામ ૨

ત્રણે સાથે મળીને ઔંસ ૧ થાય એટલું પાણી. આ મિશ્રણ સુતી વખતે એકજ વાર આપવું. રક્તસ્ત્રાવ અને પ્રસવવેદનાથી પ્રસુતિ અત્યંત દુર્બલ થઇ જવાથી અનિદ્રાનું દરદ થાય છે. આવે વખતે

ઘણા ઘણા ઉપચારો ન કરતાં થોડું ગરમ દુધ અથવા રાબ[1] ઘઉંનો લોટ ઘીમાં શેકી અંદર ગોળ નાખી તેમાં પંચકોલનું ચુર્ણ નાખીને પાવી. અગરતો ગરમ દુધ સાથે બ્રાંન્ડી ડ્રામ ૧ મેળવીને આપવી, એ ઘણું સારું છે.

**પ્રસવાન્ત શ્રાવની અલ્પતા**—પ્રસવ પછી ગર્ભાશયમાંથી કેટલાક દીવસો સુધી આશરે ૧૦—૧૨ દીવસો સુધી એક પ્રકારનો શ્રાવ થાય છે અને તે થવો જોઇએ. કોઇ કોઇ વાર આ શ્રાવ અત્યંત ઓછો હોય છે. કોક વાર તો પ્રસવ પછી બે ત્રણ દીવસમાંજ બંધ થઇ જાય છે. મરેલું બચ્ચું આવ્યા પછી ઘણીવાર એ રીતે બને છે. આવે વખતે તે સાથે જવર ન હોય તો ચિંતાનું કાંઇજ કારણ નથી. પરંતુ જ્યારે સુતિકા જવરમાં પ્રસવાન્ત શ્રાવ ( લોશીઆ ) બંધ થઇ જાય ત્યારે થોડો બંધ થાય ત્યારથીજ વરાંગમાં ગરમ પાણીનો શેક કરવો, ગરમ પાણીની પીચકારી ( ડુશ ) મારવી. પેટની નીચે પેઢુના ભાગમાં પોટીસ મારવી. દરેક પોટીસ બે કલાકને અંતરે મારવી. એથી ઘણો ફાયદો થશે. પીચકારીનાં પાણીમાં કાર્બોલીક એસીડ, કન્ડેન્સડફ્લુઇડ, વિગેરે જંતુનાશક અને પાકને અટકાવનારી દવાઓનો ઉપયોગ કરવો.

**પ્રસવાન્ત શ્રાવનો વધારો** ( કેડો પાકવી )—સુવાવડ પછી કોઇ કોઇ જગોએ પ્રસવાન્ત શ્રાવ ઘણો નીકળે છે અને ઘણા દિવસ સુધી રહે છે. આને દેશી બૈરાંઓ કેડો પાકવી કહે છે. આ દરદથી સુવાવડી ક્રમે ક્રમે નબળી થઇ જાય છે. સુવાવડ પછી એક[2] મહીનાની અંદર જો સુવાવડી વધારે પડતી હાલચાલ—ઉઠબેસ કરે, અથવા વધારે પ્રમાણમાં દાદર ઉપર ચડઉતર કરે; સંસાર સુખનો અનુભવ કરે, કે કોઇ પણ શારીરીક મહેનતનું કામ કરે, તો ઉપરની પીડા

---

૧ ચરક પંચકોલ, ષંડુષણ, શૂલપ્રશમન કષાય, વિગેરેની રાબ પાવાનું કહે છે, ત્યારે સુશ્રુત સુરા આસવ આપવાની ભલામણ કરે છે.

૨. આપણા દેશી રીવાજોમાં સુવાવડ પિયરમાં કરવાનો અને ચાર છ માસ પીયરમાંજ રહેવાનો ચાલ હતો અને હજુ તે ચાલ જ્યાં જ્યાં છે તે ઘણો ઉત્તમ છે અને જાળવી રાખવા જેવો છે.

થઇ આવે છે. એટલે સુધી જોવામાં આવ્યું છે કે, એક વખત શ્રાવ બંધ થઇ ગયા છતાં થોડી મહેનત કરવાથી પાછો રક્તમય શ્રાવ શરૂ થઇ જાય છે.

**ઉપાય**—સુવાવડીને સંપૂર્ણ આરામ આપવો તથા લોહક, ક્વીનાઇન, વિગેરે બળકારક ઔષધો આપવાં, એજ આ અવસ્થાની સારી ચિકિત્સા છે. કોઈ કોઇ સ્થળે આ દરદમાં અર્ગટ સારું કામ કરે છે. સ્થંભન ઔષધોની પિચકારી મારવી. ન્યગ્રોધાદિગણ,[1] અર્કાદિગણ, આ રોગમાં પ્રક્ષાલન માટે વાપરવા જેવા છે.

ડાક્તરો નિચેનાં મિશ્રણો આપવાની ભલામણ કરે છેઃ—

ક્વીનાઇન સલ્ફેટ્ ગ્રેન ૨.

ડિલ્યુટ્સલ્ફ્યુરીક એસીડ ટીપાં ૧૦.

પાણી ઔંસ ૧. મેળવીને દીવસમાં ત્રણ વાર આપવું. અથવા ટીં. ફેરી પરકલોરાઇડ ટીપાં ૧૦, ગ્લીસરીન ડ્રામ ૧, પાણી ઔંસ ૧ દીવસમાં બે વાર આપવું. લોહવાળી દવાઓ આપવાથી દસ્ત કબજ થવાનો ભય રહે છે, માટે તેની સાથે ગ્લીસરીન્ મેળવીને આપવાથી દસ્તનો ખુલાસો રહે છે. પણ કોઇ કોઇ સ્થળે દસ્ત નથી આવતો ત્યારે હલકો જુલાબ આપવાની જરૂર પડે છે.

**દુર્ગંધયુક્ત શ્રાવ**—કોઇવાર શ્રાવમાં દુર્ગંધ આવે છે. આવે વખતે અંદર ભરાઇ રહેલો પદાર્થ સુવાવડીને ઉભે પગે હાથપર બેસારીને જોરથી પેસાબ કરવાથી નીકળી જાય છે. પછી હમેશાં ધોવા વિગેરેની સફાઇ રાખવાથી સારું થઇ જાય છે. કોઇવાર જરૂર જણાય તો સારા ડાક્તરો કે મીડવાઇફની સલાહ પ્રમાણે ડબલકરંટ નળીથી ગર્ભાશય ધોવરાવી નાંખવું એથી સારું થાય છે.

**તાણો પડવો**—કેટલીકવાર તરત બચ્ચું મરી જવાથી અથવા એવાં કાંઈ કારણથી સ્ત્રીને ધાવણ ચડે છે અને તેથી સુવાવડીને કષ્ટ થાય છે. આ વખતે સુવાવડીને થોડો અને સુકો ખોરાક આપવો. ઝાડો બંધ ન થઈ જાય તેની સંભાળ રાખવી. બ્રેસ્ટ રીલીવર પંપ

---

૧. વાગભટ્ટ સૂત્રસ્થાન અધ્યાય ૧૫.

( ધાવણુ કાઢવાની પિચકારી ) થી અથવા મોટાં બચ્ચાને ધવરાવીને થોડું દુધ કઢાવી લેવું. બની શકે તો થોડું ધાવણુ હાથથી ચોળીને નીચોવી લેવું. પછી બેલાડોના અને ગ્લીસરીન સરખે વજને એકઠું કરીને બન્ને સ્તન ઉપર ચોપડવું. જ્યાં બેલાડોના ન મળી શકે ત્યાં ધંતુરાનાં પાન લીલાં મળે તો ઘણું સારાં, નહિ તો સુકાં પાન પાણી સાથે વાટીને તેની ઠંડી પોટલીઓ સ્તન ઉપર મુકવી.

**ચૂચૂક નિમર્જ્જન**—એઠેલી બીટડી—કેટલીક સ્ત્રીઓનાં ચૂચૂક એટલે સ્તન ઉપરની બચ્ચાંને ધાવવાની ટોટી અથવા બીટડી એટલી બધી સ્તનની વચ્ચે ડુબેલી હોય છે કે બચ્ચાનાં મોઢામાં પણ તે આવી શકતી નથી, માટેજ બચ્ચાને ધાવણ આવતા પહેલાં તેને તાણીને બહાર લાવવાની જરૂર પડે છે. તરતનાં જન્મેલાં બચ્ચાં કરતાં મોટાં બચ્ચાંને છાતી આપીને ધવરાવવું, એથી બીટડી ખેંચાઇને બહાર આવશે. જો બચ્ચું મોટું ન હોય તો એક કાચની પીચકારી લઇ તેની અંદરનો દાંડો કાઢી લેવો. પછી પીચકારીનો પાછલો ભાગ સ્તન ઉપર લાવી શેડ વાગવાની બાજુનું મોઢું બાળકના મોઢામાં રાખીને પીચકારીની અંદરની હવા પોતાના મોઢા તરફ પાછી ખેંચવી. એથી ચૂચૂક ખેંચાઇને બહાર આવી જશે. આથી પણ બીજો એક સહજ ઉપાય છે. મોઢાંવાળી એક શીશીમાં ગરમ પાણી ભરી પછી એ પાણી ઢોળી નાખવું અને શીશી સ્તન ઉપર ઉંધી પાડવી. જેમ જેમ શીશીની અંદરની હવા ઠંડી થશે તેમ તેમ સંકોચ પામીને ચૂચૂકને બહાર લાવશે.

**ચૂચૂક ક્ષત**—બચ્ચાંને ઘણું ધવરાવવાથી અથવા બચ્ચાંના મોઢામાં ક્ષત ( એપથી ) હોય તો ચૂચૂક તેમજ તેની આસપાસની ચામડી ઉપર ક્ષત થઇ આવે છે. અનેક જગોએ ચોખાં ક્ષત દેખાતાં નથી. પરંતુ સારી રીતે પરીક્ષા કરવાથી જણાઇ આવે છે, કે ચૂચૂક અને તેની આસપાસની ચામડી ફાટી અથવા ફુલી આવી છે. આને લીધે પ્રસુતાને બચ્ચાંને ધવરાવતાં બહુજ દુખે છે. અને કોઇ કોઈ વાર તો છાતીમાંથી લોહી પણ નિકળી પડે છે.

**ઉપાય**--જે જે સ્ત્રીઓને આગલી સુવાવડોમાં ચૂચૂક ક્ષત થઇ

ગયાં છે, તેવી સ્ત્રીઓને કદી દીવસમાં બે ત્રણ વાર [1]બ્રાન્ડી અને ઠંડુ પાણી મેળવીને તેનાથી સ્તન ધોવાની સલ્લાહ આપવાથી ચૂચૂક ઉપર નવાં ક્ષત થતાં નથી અને જુનાં ક્ષત જાય છે. અથવા

| | | | | |
|---|---|---|---|---|
| ફટકડી કે ઝીંકસલ્ફેટ | ... | ... | ... | ગ્રેન ૧૦ |
| પાણી | ... | ... | ... | ઔંસ ૬ |

મેળવીને તેનાથી સ્તન ધોવાં, અથવા—

| | | | | |
|---|---|---|---|---|
| અર્જેન્ટાઇન નાઇટ્રેટ | ... | ... | ... | ઔંસ ૧ |
| ગુલાબજળ | ... | ... | ... | ઔંસ ૧ |

તેની મેળવણીથી દીવસમાં બે વાર સ્તન ધોવાં—

| | | | | |
|---|---|---|---|---|
| એસીડ સલ્ફ્યુરસ | ... | ... | ... | ઔંસ ાા |
| ગ્લીસરીન ઓફ ટેનીન્ | ... | ... | ... | ઔંસ ાા |
| પાણી | ... | ... | ... | ઔંસ ૧ |

મેળવીને ચોપડવાથી તરત ફાયદો થાય છે, એમ કેટલાક માને છે.

**સુચના**—ઉપરનું કોઇ પણ મિશ્રણ સ્તન ઉપર લગાવ્યા પછી બચ્ચાંને ધવરાવતાં પહેલાં સ્તન સારી રીતે જરા ગરમ પાણીથી ધોઇ નાખવાની જરૂર છે, એ વાત ખુબ ધ્યાનમાં રાખવા જેવી છે. તેમજ બાળકને ધવરાવ્યા પછી પણ સ્તન ધોઇ નાખવાં. એથી બન્નેને વેહેલો લાભ થાય છે.

**સ્તનવિદ્રધી**—આપણા દેશમાં ઐરાંઓ આ દરદને થાન પાકવાં કહે છે. સ્તનમાં ગાંઠો ધ્રાસે છે, લાલ થઇ જાય છે. અંદર લવકારા ભરે છે, બળે છે, દરદીને તાવ આવે છે, માથું દુખે છે, અને બહુજ બેચેન દેખાય છે. કોકવાર પરૂ થાય છે, પાકે છે, ફાટે છે, બહુ દીવસે રુઝાય છે. અને વખતે સ્તન જતું પણ રહે છે. (બીલકુલ દુધ પેદા થતું નથી.)

**ઉપાય**—૧. આ દરદને માટે દેશી વૈદાંમાં વિદ્રધી અથવા વિસર્પની

[1] જુનાની હકીમો સીરકાથી સ્તન ધોવાની ભલામણ કરે છે. સ્તન વિદ્રધી ઉપર પણ તેઓ સીરકાનું પોતું મુકાવે છે.

પેઠે ચિકિત્સા કરવાનું લખ્યું છે. તાવને માટે સામાન્ય પિત્તહર ઉ-પાયો કરવા. ૨. સ્તન પાકયું ન હોય તો સ્તન ઉપર ઠંડા પાણીનાં કે નવસારના પાણીનાં પોતાં મુકાવવાં. ૩. ધંતુરાની મોટી થેપલીમાં થોડો નવસાર કે સીંધવ નાખીને બાંધવું. ૪. સાદો જુલાબ આપવો. ૫. દશાંગ લેપની થેપલી મુકાવવી. ૬. સ્તનની અંદર પાક થયો છે. એમ જણાય તો થોડો થોડો ગરમ પાણીનો શેક કરવો, અને ચુચુક મારફત જ પરુ નિચોવી કાઢવું કે વ્રણને ફોડીને પરુ કાઢી લેવું. ૭. પછી વ્રણના ઉપાય કરવા. બહુ પાકીને ફાટી ગયું હોય તો હમેશા લોશનવાળા ગરમ પાણીથી ધોઇને સારી રીતે રૂથી કોરાં કરીને ઉપર કોરો. ૮. બોરીક એસીડ દાબીને પાટો બાંધી દેવો. ૯. સ્તનને કોથળીમાં ઝુલતાં રાખવાં. ૧૦. દરદીને દરરોજ સુદર્શન ચુર્ણ ખવરાવવું.

**પરચુરણ તાવો**—મિલ્કફીવર—સુવાવડીને ઘણું કરીને સુવા-વડમાં ત્રીજે દીવસે ધાવણનો તાવ આવે છે, તેને મિલ્કફીવર કહે છે.

**ક્ષણુસ્થાયી જ્વર**—ઘણી વાર ગર્ભીણીને મેલેરીઆ હોય તો પાછળથી બહુજ થોડીવાર રહીને ઉતરી જાય એવો એક જાતનો તાવ સુવાવડીને આવે છે.

**મેલેરીઆ**—કોઈ કોઇ વાર સુવાવડમાં પણ મેલેરીઅલ તાવ આવે છે, તેમાં મેલેરીઆને લગતાંજ ઔષધો કરવાં જોઇએ.

**સુવારોગ**—સુવાવડ પછી કોઇ સુવાવડને લગતો ખાસ રોગ ન જણાય છતાં શરીરમાં રોગનાં લક્ષણો નબળાઇ, ઝાડા, અને વિવિધ પ્રકારની પીડાઓ દેખાય, તેને આપણા લોકો સુવારોગ કહે છે. સાધારણ રીતે સુવાવડમાં સારી માવજત ન રાખવાથીજ એ રોગ થાય છે. આ રોગ સ્ત્રીઓમાં, સુયાણીઓમાં વૈદ્યોમાં, ડાક્તરોમાં અને ડોસીઓમાં પ્રસિદ્ધ છે, એટલે એના સંબંધમાં વધારે લખવાની જરૂર નથી.[1]

**લક્ષણો**—જુદે જુદે વખતે જુદાં જુદાં દેખાય છે, કોઇ

૧ હમણાં હું એક ગૃહસ્થની સ્ત્રીની દવા કરતો હતો, તે વખતે ભુમી ઉપર ચાલનારું કોઇ પ્રાણી મને નહોતું મળ્યું કે જેણે સલાહ આપી ન હોય !

વાર વાયુનાં તો કોઇવાર પિત્તનાં, કોઇવાર કફનાં, એમ ભિન્ન ભિન્ન લક્ષણો હોય છે. સુવાવડ પછી ત્રણ વરસમાં આ રોગ થઇ શકે છે અથવા રહે છે.

**ઉપાય**—વાતહર, પૌષ્ટિક, ગર્ભાશય સુધારનાર, બળ આપનાર, જ્વરઘ્ન એવા ઉપાયો કરવા જોઇએ.

દશમુળનો[1] ક્વાથ, સહાચરાદિ ક્વાથ, દેવદાર્વાદિ ક્વાથ,[2] યોગરાજ ગુગળ, પંચજીરક પાક, સૌભાગ્ય શુંઠી, કાટલું, બત્રીસું, વિગેરે દવાઓ વપરાય છે. વધારે માટે જુઓ ઘરવૈદું પૃ.

આ નીચે એક સારાં કાટલાંનો× અને બત્રીસાંનો નમુનો આપ્યો છે. જેથી સુવાવડીનાં વસાણાંનો કાંઇક ખ્યાલ વાંચનારને આવશે. ઘણે ભાગે કાટલામાં ઉષ્ણ અને વાતહર દવાઓ મેળવવામાં આવે છેઃ—

| | | | |
|---|---|---|---|
| ગુંદર | રતલ ૨ | જાયફળ | તો. ૦॥ |
| સુંઠ | ,, ૦॥ | એલચી | તો. ૦॥ |
| કોપરૂં | ,, ૦॥ | વેકરીઓ | ,, ૪ |
| સુવા | ,, ૦। | બળદાણા | ,, ૫ |
| અજમો | ,, ૦। | ગોખરૂ | ,, ૪ |
| વરીઆળી | તો. ૫ | ગુલાબનાં ફુલ | ,, ૪ |
| તજ | ,, ૨॥ | આસંધ | ,, ૫ |
| તમાલપત્ર | તો. ૨॥ | ચીમેડ | ,, ૨॥ |
| લવીંગ | ,, ૨॥ | મેથી | ,, ૨॥ |

ઉપરની ચીજો ખાંડી ચાળી પછી ઘઉંનો લોટ ઘી અને ગોળનો પાક કરી—તે પાકના ચોથા ભાગનું કાટલું અંદર નાખવું. પછી થોડી ખસખસ નાંખીને તેના લાડુ વાળવા.

પિત્તજન્ય સુતિકા દોષમાં અમારા દેશમાં (કાઠીઆવાડમાં) સ્ત્રીઓ બત્રીસું ખાય છે. સારા બત્રીસામાં નીચેની ચીજો હોય છેઃ—

---

૧–૨ બન્ને ક્વાથ ઘણા પ્રસિદ્ધ છે.

× કાટલાંને આ દેશ ગુજરાતમાં અવલઈ કહે છે. ખરૂ નામ અવલેહ હોવું જોઇએ.

| | | | |
|---|---|---|---|
| તપખીર | રતલ ૨ | ગુલાબનાં ફુલ | તો. ૫ |
| ત્રીઆળી | ,, ૦। | કપુરકાચલી | તો. ૫ |
| ધાણા | ,, ૦। | તમાલપત્ર | તો. ૨ાા |
| બાળવજ | તો. ૨ાા | એલચી | તો. ૨ાા |

ઉપરની ચીજોને ખાંડીને ચુર્ણ કરવું. તેના જેટલીજ સાકર નાખીને તેનાં પીંડીઆં વળે એટલું ઘી નાખીને પીંડીઆં વાળી લેવાં અને સ્ત્રીની પાચનશક્તિ પ્રમાણે તેને ખાવા આપવાં.

તંદુરસ્તીના નિયમો તરફ ખાસ ધ્યાન આપવું.

છેવટ, દેવદાર્વાદિ કવાથ સુવાવડનાં દરદો માટે ઘણો સારો છે, અને દરેક વૈદ એનો પાઠ જાણે છે. આ કવાથથી સ્ત્રીને દસ્ત આવે છે. પણ એનાથી બીવું નહી કેમકે તે પેટના બગાડને ખેંચી કાઢે છે અને સુવા રોગના તમામ દોષોને દુર કરે છે, તે પછી ઝાડો એની મેળેજ શમી જાય છે.

**ઉપસંહાર**—પ્રિય વાંચનાર ભાઇઓ અને બહેનો ! તમારો બહુ વખત રોકયો તેને માટે ક્ષમા માગું છું. હજુ ઘણું રહી જતું હશે, અને રહી જાય એ સ્વાભાવિક છે. પહેલા ભાગમાં મેં કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે જ કેટલીક વાતો તો આમાં રહીજ ગઈ છે, પરંતુ આગલી ભેટો અને ઘરવૈદાંએ ઘણી ખોટ પુરી પાડી છે, એટલે મારો દોષ દરગુજર કરશો એવી આશા છે. આમાં જે જે ઇંગ્રેજી દવાઓ આપવામાં આવી છે તે તે ઇંગ્રેજી પુસ્તકમાંથી આપવામાં આવી છે. પુસ્તકમાં લખેલી બધી ઈંગ્રેજી દવાઓ હું જાતે વાપરું છું, અથવા તે વાપરી છે, એવું કશું નથી. પરંતુ એટલું ખાસ ધ્યાનમા રાખવામાં આવ્યું છે કે બહુજ પ્રમાણીક મિશ્રણો જ આપ્યાં છે. બીજી પણ મારી જે જે ભુલો જણાય તેને માટે મને માફી આપશો, એવી આશા રાખું છું. હાલ એજ.તા. ૨૯–૧–૧૭

**અમૃતલાલ વિ. પ્રાણશંકર પટણી.**

**વૈદ્ય—ઝાડેશ્વર ઔષધશાળા.**

# ઘરવૈદું

# FAMILY MEDICINE

ચોથી આવૃત્તિ

દરેક કુટુંબમાં અને દરેક ઘરમાં સંગ્રહવા લાયક

## સંપૂર્ણ વૈદ્યક ગ્રંથ

સહેલા ઉપાયોનો અપૂર્વ સંગ્રહ.

કિમ્મત રૂ. ૩ાા